# અનુક્રમ

પુસ્તક ૧ માગશર
:અંક ૧: :૧૯૮૨:



ઉપરાંત નોંધ, જ્ઞાતિ વર્તમાન વગેરે.


'નાગરિક' ત્રૈમાસિક, વાર્ષિક લવાજમ, અઢી રૂપીઆ. પરદેશની પાંચ શિલીંગ

સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો: ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી, 'નાગરિક' ૨, ઇસરદાસ બીલ્ડીંગ, રામસ્વામી ગાડીખાતા, કરાચી.


## શુધ્ધિ શુદ્ધિ.

દશમા લેખનું મથાળું નીચે મુજબ વાંચવું: "રાજા છબીલારામ બહાદુર અથવા નાગરવાગ સપ્તક."

તા. ક. તે લેખ હજી અપૂર્ણ છે.


આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી તરૂણ-ભારત પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડે, ૨, ઇસરદાસ બીલ્ડીંગ, રામસ્વામી ગાડીખાતા, કરાચીમાંથી શ્રીકરાંચીવડનગરાનાગર મંડળ તરફથી પ્રસિદ્ધ કર્યું.

॥ श्रीहाटकेश्वरो जयति । ॥

# નાગરિક.

(દ્વૈમાસિક)

પુસ્તક પહેલું
અંક પહેલો:

સુદ, ૭, માગશર.
૧૯૮૨.

## रुद्राध्यायः ।

अथ द्वितीयोऽनुवाकः ।

नमो हिरण्यबाहवे सेनान्ये दिशां च पतये नमः इति ॥१॥

સુવર્ણનાં આભૂષણથી શણગારેલા જેના હાથ છે તેવા, સેનાને હંમેશ દોરનાર છે તેવા, અને જે દિશાના પતિ છે તેવા (રૂદ્રને) નમસ્કાર. ૧.

नमो वृक्षेभ्यो हरिकेशेभ्यः पशूनां पतये नमः इति ॥२॥

પર્ણ જેવા રંગ વાળા વાળને લઈ જે વૃક્ષ રૂપ છે અને જે બધાં પશુના પતિ છે તે (રૂદ્રને) નમસ્કાર ૨.

नमः सस्पिञ्जराय त्विषीमते पथीनां पतये नमः इति ॥३॥

બાળતૃણ જેવા વર્ણવાળા, પ્રકાશવાળા અને (શાસ્ત્રોક્ત) રસ્તાઓના પતિ (રૂદ્રને) નમસ્કાર. ૩.

नमो बभ्लुशाय विव्याधिनेऽन्नानां पतये नमः इति ॥४॥

(જગતનું) ભરણ પોષણ કરનાર (શત્રુને) પીડનાર અને અન્નના પતિ (રૂદ્રને) નમસ્કાર. ૪.

नमो हरिकेशायोपवीतिने पुष्टानां पतये नमः इति ॥५॥

(હંમેશાં) કાળાવાળ વાળા, યજ્ઞોપવિત વાળા, અને દરેક જાતની પુષ્ટિના પતિ (રૂદ્રને) નમસ્કાર. ૫.

नमो भवस्य हेत्यै जगतां पतये नमः इति ॥६॥
દુનિઆના નાશ કર્તા અને જગતના પતિ (રૂદ્રને) નમસ્કાર. ૬.

नमो रुद्रायाऽऽततायिने क्षेत्राणां पतये नमः इति ॥७॥
સજ્જ ધનુષ્યથી હંમેશાં રક્ષણ કરનાર અને ક્ષેત્રનું પાલન કરનાર (રૂદ્રને) નમસ્કાર. ૭.

नमः सुतायाऽऽहत्याय वनानां पतये नमः इति ॥८॥
(જગતરૂપી રથના) સારથી, (શત્રુથી) ન હણાય એવા, અને જંગલના પતિ એવા (રૂદ્રને) નમસ્કાર. ૮.

नमो रोहिताय स्थपतये वृक्षाणां पतये नमः इति ॥९॥
લાલ રંગવાળા પ્રભુને તથા વૃક્ષોના પતિ (રૂદ્રને) નમસ્કાર ૯.

नमो मन्त्रिणे वाणिजाय कक्षाणां पतये नमः इति ॥१०॥
મન્ત્રના જાણકાર, વાણિજ્યના પાલક, અને પૃથ્વીના પાલકને નમસ્કાર. ૧૦.

नमो भुवन्तये वारिवस्कृतायौषधीनां पतये नमः इति ॥११॥
જગતના પોષક. ધનના ઉત્પાદક અને ઔષધીના પતિ (રૂદ્રને) નમસ્કાર. ૧૧.

नमः उच्चैर्घोषाऽऽक्रन्दयते पत्तीनां पतये नमः इति ॥१२॥
ઉચ્ચ સ્વરવાળા. (શત્રુને) રોવરાનાર. અને પાયદળના પતિને નમસ્કાર. ૧૨.

नमः कृत्स्नवीताय धावते सत्वानां पतये नमः इति ॥१३॥
સમગ્ર જગતના સંહારક, નાસનારની પાછળ દોડનાર અને શરણાગતના પાલક એવા (રૂદ્રને) નમસ્કાર. ૧૩.

ઈન્દુશેખર કમલાકર.

# હિન્દુ કુટુમ્બ.

(વેદ કાળથી આજ સુધીના પ્રકારોનો ઈતિહાસ)

હિન્દુ કુટુમ્બસંસ્થામાં આજે છેલ્લી પચ્ચિશીમાં કેટલાક અગત્યના ફેરફાર થવા માંડયા છે, જે જ્યારે એક પક્ષ આવકારદાયક ગણે છે ત્યારે બીજો પક્ષ હાનીકારક લેખે છે, છતાં એ ફેરફારોની આવશ્યકતા અને અનિવાર્યતા બેયના ઉત્તેજન કે વિરોધની અનપેક્ષ છે એ વાતનું બેય વિસ્મરણ કરે છે.

આ ફેરફારોનું વલણ તેનાં પોષક તત્ત્વો, તેમાં રહેલી ગૂઢ હાનિ કે ગૂઢ લાભ એ બધાંનો વિચાર કર્યા વિના જેમ ચાલે છે તેમ ચાલવા દેવાની બેદરકારી તો બેય પક્ષ બતાવી રહ્યો છે; અને પરિણામે ઠેરઠેર ઘરગોલિકા કે અવ્યવસ્થિત કુટુમ્બ રચના કે સંસ્કારહીન સંસાર વગેરે બીચડિયા પરિસ્થિતિનાં કુદરતી પરિણામો ઉપજવા લાગ્યાં છે. આ બારામાં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે કુટુમ્બસંસ્થાના ફેરફારોથી વિરૂદ્ધ રહેલો પક્ષ પોતાનાં મન્તવ્યોની અનાદિતા અને પરંપરાગત પ્રૌઢતા પ્રતિપાદન કરવામાં શૂરો રહે છે આ હેતુથી સમાસરૂપે ઠેઠ વૈદિક કાળથી આરંભી આ સદી સુધી કુટુમ્બવ્યવસ્થા કેમ રચાતી તેનો ઉલ્લેખ અહિં કરવા ધાર્યો છે.

દરેક મ્હોટી સંસ્થાઓ પેઠે કુટુમ્બસંસ્થા પણ વિકાસક્રમના ધોરણ ઉપર રચાય છે. અને વ્યક્તિગત મત મતાન્તરો છતાં સમુહગત વેગને અનુકુળ એ વિકાસ બંધાય છે. આમાં સમુહનો અન્ય જીવન વ્યવહાર નિરવયવ કે શુદ્ધ (Simple) કે બહુઅવયવી ને સંમિશ્ર (Complex) હોય તે પ્રમાણે કુટુમ્બના પ્રકાર પણ રચાય છે. પ્રથમ નિરવયવ કે અનેકાવયવ સંસ્થા ઉત્પન્ન થાય એ

પ્રશ્ન અહિ અપ્રાસંગિક હોતાં, વેદસંહિતાનાં સ્પષ્ટ વર્ણનો દ્વારા તે કાળમાં કુટુમ્બ સંયુકત હતા કે વિભકત હતાં એ પ્રશ્નનોજ ઉત્તર શોધવો પ્રસ્તુત છે.

નીચે ઉતારેલી હકીકત પરથી જણાય છે કે તે કાળમાં સંયુકત કુટુમ્બો ન હતાં. પરણીને છોકરો બાપથી જુદું ઘર માંડે એજ તે કાળે શિષ્ટ મનાતું. ૠગ્વેદનાં સૂકતો પરથી સ્પષ્ટ દેખાય છે કે કન્યાને કહેવામાં આવતું કે પૂષન્ અને અશ્વિન્ અહિંથી ત્હને દોરે-રથમાં દોરે, અને ત્હાગ પતિના ઘરમાં (સસરાના ઘરમાં નહિ) તું જા અને તેની પૂર્ણ સ્વામિની બની રહે. જો સસરાના ઘરમાં જતી હોય તો આનો કંઇ અર્થ નથી. વળી પણ તે ઋચા કહે છે કે પતિનાં ઘરમાં સહુ ઉપર ત્હારી સત્તા ચાલશે. કુટુમ્બના બીજાઓમાં ફકત પતિનો, સંતાનોનો અને નોકરોનો ને ઢોરોનો સમાવેશ થતો જે આ ઋચા પરથી જણાય છે કે "ત્હારાં ચક્ષુ રોષથી વિમુકત રાખજે, ત્હારૂં મન સદા આનન્દિત રહો ! ત્હારૂં રૂપ સદા ઉજ્જવલ રહો! વીરપ્રસૂતા બનજે અને દેવતામાં અનુરકત રહેજે. હે કલ્યાણી! તારાં દાસ દાસી અને પશુ ઉપર દયા રાખજે."

અલબત એવી ઋચાઓ છે જ્યાં વહુને સાસુ સસરા નણન્દ દેર ઉપર પણ પ્રેમની સત્તા સ્થાપવાનું સૂચન છે; પણ એ ઋચાની પ્હેલાંજ કહ્યું છે તે પ્રમાણે એમનો એના નવાં ઘરમાં સમાવેશ નથી થતો.

વેદ કાળના વારસાના કાયદાઓનો અભ્યાસ કરતાં પણ એજ હકીકતને ટેકો મળે છે, કે કુટુમ્બ વિભકત હતું અને સ્વતન્ત્ર વ્યકિત જેવું હતું.

"જેને પુત્ર ન હોય તે પુત્રોત્પાદનશીલ જમાઇને પુત્ર માની લે, અને દૌહિત્રને વારસો આપે." પિતાનો વારસો પુત્ર બ્હેનને ન આપે, પણ બ્હેનને યોગ્ય વર શોધી પરણાવે, ઘરમાં ભાઇ ને બ્હેન હોય તો ભાઇ સંપત્તિનો અધિકારી થાય જ્યારે બ્હેન સંભાવનાની અધિકારી રહે." વગેરે. વારસો બહુ સાદા ધોરણે રચાયો છે કાયદા શાસ્ત્રીઓ સમજી શકશે કે સંયુકત કુટુમ્બને આ ધોરણે અવકાશ નથી.

સંપત્ વ્યકિતની માલ ગણાઇ છે, કુટુમ્બસંસ્થાની નહિ. વ્યકિતના પુત્રના અભાવે દૌહિત્રને જતી અને દૌહિત્ર ન હોય ત્યાં સુધી જમાઇના હાથમાં ન્યાસ તરીકે રહેતી.

આ પદ્ધતિ તે કાળનાં આર્યજીવનને અનુકૂળજ હતી. પોતાના પ્હાડી દુર્ગોમાંથી એ પ્રજા વિજય માટે બ્હાર પડી હતી; અને પરદેશમાં આવી વ્હડી હતી. જ્યાં જમીનના નસુએ તસુ માટે તેને દસ્યુ અને અન્ય તદ્દશીય પ્રજા સાથે યુદ્ધ કરવું પડતું હતું. દરેક માણસ સાવધ રહેતો અને સ્વતંત્ર ઉભો રહેવા પ્રયત્ન કરતો અને પરગજુપણાં માટે કે પરમાર્થ માટે બહુ અવકાશ ન હતો. જ્યાં દુશ્મનો ચોમેર ઘેરતા હોય ત્યાં દરેક જણ યોદ્ધો બની બીજા યોદ્ધાનો સહકાર શોધતો. દરેક ગોળ કે મંડળ યોદ્ધાનું મંડળ બનતું બીજી જાતના સહકાર માટે જરૂર ન હતી તેમ અવકાશે ન હતો. પોતાનું કુટુમ્બ અને પોતાનાં પરાક્રમના વૈભવ માટે દેવતાની મદદ માગવા દરેક અગ્નિહોત્ર કરતો અને અગ્નિહોત્ર સંયુકત કુટુમ્બમાં ફક્ત પિતાનેજ ફલદાયી નિવડતો. પરિણામે દરેક જુદું અગ્ન્યાધાન લગ્નોત્તર કરી લેતો અને આ પ્રમાણે વિભકત કુટુમ્બની સંસ્થા સાદી અને શુદ્ધ જામી ગઇ.

આમ વિભકત કુટુમ્બ વેદ કાળની પ્રવૃત્તિઓ પછી ઘણા સૈકાઓ સુધી પ્રવૃત્ત રહ્યું. શુદ્ધ પ્રકારને મિશ્ર બનતાં ઘણી સદીઓ જોઇએ છે. તેમાં પણ ગાર્હપત્ય અગ્નિનો નિત્ય હોમ એ જ્યાં સુધી નિત્ય કર્મનું અત્યાવશ્યક અંગ મનાતું ત્યાં સુધી દરેક આર્ય પોતાનું સ્વતંત્ર ઘર ચલાવવા લોભાતો, અને ગુરૂના આશ્રમમાંથી સ્નાતક બની ઘેર આવતો કે તરતજ લગ્ન કરી આપથી જુદું ઘર માંડતો.

પણ ધીમે ધીમે કૃષિની પ્રવૃત્તિ વધવા માંડી. યુદ્ધમાંનો સહકાર ઘરથી ઘણે દૂર યોજાતો. યુદ્ધમાંથી પાછા ફરતાં સહુ પોત પોતાને ઘેર જતા પણ કૃષિનો સહકાર નિત્યનો હોતાં ઘર પાસેજ યોજાય અને બને તો એકજ ઘરમાં રહેવું વધારે ફાવે. પરિણામે પિતાના

મરણોત્તર પણ ભાઇઓ ભેળા રહેવા મંડયા. શરૂઆતમાં ધર્માચાર્યો આ નવા રિવાજની વિરૂદ્ધ હતા. ગૌતમ સૂત્ર પ્રમાણે દરેક જણ જૂદું અગ્નિહોત્ર માંડે એમાં વધારે શોભા મનાતી. પરિણામે મિશ્ર સંસ્થાઓ ઉભી થઇ, આ વખતે જ ભાગાભાગના કાયદાઓ ઘડાયા. એકવાર વિભકત હોઇ પછી સંયુકત થનાર ભાઇઓ વિષે ઉલ્લેખ આ કાળને ઉદ્દેશીને મળેછે. આમાં ફક્ત જે ભાઇ શ્રોત્રિય હોય કે બુદ્ધિજીવી હોય તેનીજ સંપત્ અવિભાજ્ય લેખાતી. પણ આ સંયુકત કુટુમ્બમાં ભાઇઓજ હતા એમ તે સૂત્રોપરથી લાગેછે. કારણ આ કુટુમ્બમાં કોઇ ભાઇ મરી જાય તો તેની સંપત્ સંતાનાભાવે મ્હોટા ભાઇને જતી. પણ આ વખતે સંયુકત કુટુમ્બ પાછળથી ઉપજ્યું તેવું જામવું કઠણ હતું. આશરે સોળ પ્રકારના પુત્રો એક જણને હોઇ શકતા. પરિણામે સંયુકત કુટુમ્બમાં જરૂરી વ્યવસ્થા સાચવવી કઠણ પડે એ દેખીતું છે. તેમ નિઃસંતાન મરી જનાર ભાઇની વિધવા નિયોગદ્વારા એક યા બે પુત્ર ઉત્પન્ન કરી વરની સંપત્ મ્હોટા ભાઇને હાથ જતી અટકાવી શકતી. પરિણામે જોકે વિભકતમાંથી સંયુકત કુટુમ્બમાં કૃષિજીવનને અંગે સંક્રાન્તિ થતી હતી પણ તે બહુ ધીમેથી થતી હતી. ઠેઠ મનુસ્મૃતિના કાળ સુધી વિભકત કુટુમ્બનો મહિમા વધારે હતો, જો કે સંયુકત કુટુમ્બની સંખ્યા વધી જતી હતી. પણ આ સ્મૃતિકાર પણ નિરાળી ધર્મ-પ્રાપ્તિનાં દ્રષ્ટિબિન્દુએ વિભકત કુટુમ્બને પ્રશંસાથી વર્ણવે છે.

સ્નાતક આશ્રમેથી ઘેર આવી આઠ વર્ષથી માંડીને રજઃ કાળોત્તર ત્રણ વર્ષ વીતી ગયાં હોય એવડી એટલે લગભગ ૧૬ વર્ષની કન્યા મેળવી શકતો, ઘણું ખરૂં વિભકત કે સંયુકત ઘર માંડવાનો નિશ્ચય પરણવા ધારેલી કન્યાની વય ઉપર પણ આધાર રાખતો હશે એમ માનવું ખોટું નથી. વારસાના કાયદામાં પણ થોડા ફેરફાર થવા માંડયા હતા, હજુ નિયોગદ્વારા વિધવા પોતાના પતિની સંપત્ ભોગવવા પુત્રપ્રાપ્તિ કરી શકતી. નહિ તો પણ જેઠ, દેર, કે સસગ પહેલાં વિધવાનો ભાગ હકક હતો. જો કે

પાછળથી કેટલાક ટીકાકારો એમ કહે છે કે મરનાર ભાઇ વિભકત રહેતો હોય તોજ વિધવા નિયોગ દ્વારા તેનો વારસ મેળવી શકતી. આ વિચાર વાસ્તવિક નથી લાગતો કારણ પતિની સંપતનો વારસ મેળવવા કરતાં તેના શ્રાદ્ધનો પિણ્ડદાન કરનાર પુત્ર મેળવવાની તેને વધારે તીવ્ર હોંશ રહેતી.

મનુસંહિતામાં જેઠ, દેર, તથા વહુનો જે છોરૂ માવતરનો સંબન્ધ દર્શાવ્યો છે તે અલબત સંયુકત કુટુમ્બની વ્યવસ્થાને અંગેછે પણ એ સંહિતાનો આદર્શ તો વિભકત કુટુમ્બજ હતું.

વ્યાસસંહિતા જે સાપેક્ષ દ્રષ્ટિએ ઘણી અર્વાચીન સ્મૃતિ છે તેમાં વહુના ધર્મમાં નિત્ય પ્રભાતે સાસુ સસરાને પગે લાગવાનું લખેલછે જે પરિસ્થિતિ સંયુકત કુટુમ્બની પૂરી સામાન્યતા દર્શાવેછે.

આ પ્રમાણે પ્રથમ વિભકત કુટુમ્બ હતું જેમાં પતિ પત્ની અને સંતાન શિવાય કોઇ સગાનો સમાવેશ ન હતો. ઠેઠ માનવ સંહિતાના સમય સુધી એ સંસ્થા આ પ્રકારમાં શિષ્ટ મનાતી, પણ આસ્તે આસ્તે સંયુકત કુટુમ્બોની સંખ્યા વધતી ચાલી. આ સાથે કન્યાનાં લગ્ન વખતેની ઉમ્મરનો વિચાર પણ અસ્થાને નથી. વૈદિક કાળમાં લગ્નોત્તર જે જવાબદારી કન્યા ઉપર આવી પડતી તે જોતાં લગ્નની ઉમ્મર મ્હોટીજ હોવી જોઇએ એ અનુમાન વેદાન્તર્ગત અનેક પુરાવાથી સિધ્ધ થયેલ છે.

ઉત્તરોત્તર આ ઉમ્મરમાં અનેક કારણોથી ઘટાડો થતો ગયો ને પરિણામે સંયુકત કુટુમ્બ વધારે ઉપયોગી અને અનુકૂળ બનતું ગયું. જેને પ્રાચીન અને પુરાતન આર્યસમાજ કહીએ તેમાં આ પ્રમાણે વિકાસ થયો.

તદુત્તર કાલમાં મહાભારતઆદિનો કાળ તપાસીએ. પહેલાંજ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે આ મ્હોટા ઇતિહાસો રાજ-કુટુમ્બને પ્રસંગે મુખ્યત્વે લખાયા છે, પરિણામે રાજકાજમાં જરૂર પડતા સહકાર વગેરેમાં સંયુકતતા કે વિભકતતાનો નિશ્ચય કરાય એ

કુદરતી છે, છતાં રામાદિ ભાઇઓના આવાસ જુદા હતા, સહ ભોજનના પ્રસંગ પણ થોડાજ આલેખાયાછે, વળી પાણ્ડવોના તેમજ કૌરવોના આવાસ પણ જુદાજ હતા. જો કે સંયુકત કુટુમ્બ તરફ વધતો જતો લોકમત આ મ્હોટા ઇતિહાસોમાં ઘણીવાર પ્રતિબિમ્બિત થયોછે છતાં પણ આમાં કે તે કાળથી માંડીને ઇ૦ સ૦ આઠમા સૈકા સુધી લખાયલાં નાટકોમાં સંયુકત કુટુમ્બનાં વર્ણનો જવલ્લેજ મળેછે, જો કે પતિપત્નીના પ્રેમ ઉપરાંત બીજા પ્રેમી સમ્બન્ધોનું અનેકમાં ઉત્તમ વર્ણન થયેલું છે. "માલતિમાધવ" માં દાખલા તરિકે દરેક કુટુમ્બી પ્રત્યેનો પ્રેમ આલેખવા યત્ન થયો છે પણ સહુ સાથે એકજ ભ્હોળાં સંયુકત કુટુમ્બમાં રહેતાં હોય એવું સ્પષ્ટ આલેખન નથી. આવાં સંયુકત કુટુમ્બો એ વખતે હતાં નહિ એમ નહતું પણ એક મ્હોટી વાત તો એ છે કે જુવાન વર વહુના સ્વંતન્ત્ર અને ઉત્કટ વિલાસને અનુકૂળ પરિસ્થિતિ રીઢાં સંયુકત કુટુમ્બોમાં ન મળે માટેજ આ નાટકકારો કોઇ પ્રકારની પણ અનિયન્ત્ર સ્થિતિ કલ્પવાના શોખીન છે. પુરાણોમાં જાદવોને સંયુકત રહેતા ચીતર્યા છે પણ તે જ્ઞાત તરીકે, કુટુમ્બ તરીકે નહિ.

અહિ એટલો ઉલ્લેખ કરવો જોઇએ કે સર હેન્રી મેઇન જેવા પ્રખર વિદ્વાનો વિભકતમાંથી સંયુકત કુટુમ્બનો ક્રમ સ્વીકારતા નથી, જો કે એ અભિપ્રાયને સંમત થવું ઉપરની હકીકત પ્રમાણે મુશ્કીલ લાગે છે.

આ પ્રમાણે વિભકતમાંથી સંયુકત કુટુમ્બ સંસ્થાનો વિકાસ થવાનાં કારણો નીચે પ્રમાણે છે. આર્યોએ અનાર્યોનો સંપૂર્ણ પરાજય કરી તેમને વિખેરી નાખ્યા અને શાંતિમય પ્રવૃત્તિમાં પડ્યા પરિણામે યુદ્ધમય વાતાવરણને સ્થાને કૃષિ આદિ ઉદ્યોગમય વાતાવરણ થઇ રહ્યું. અનાર્યો હવે દસ્યુ અને રાક્ષસ નહોતા રહ્યા, તેની સામે ઇન્દ્રાદિની સહાયથી લડવાનું નહોતું રહ્યું. તે સમાજના અધમ પારિયા તરીકે દાસ પદે શૂદ્રપદે રહ્યાં હતા. યુધ્ધ કાળનો જરૂરી ફરજીયાત સહકાર નહોતો પણ તેને સ્થાને શાંતિની પ્રવૃત્તિનો

મરજીયાત સહકાર આવ્યો હતો. આ પ્રમાણે સંયુકત કુટુમ્બને અનુકૂળ વાતાવરણ ઉપજ્યું પણ માનવ સંહિતા જેની સામે વ્યર્થ પ્રયત્ન કરેછે તે પુર્ણ થયેલી સંયુકત સંસ્થા તો ઘણી મોડી આવી, જે પ્હેલાં મ્હોટી સામાજીક સંક્રાન્તિ થવા પામી હતી, અને ધર્મ ફિલસુફીના વિચાર આચારમાં જબરૂં પરિવર્તન થઇ ગયુ હતું. આત્માને સર્વસ્વ માનનાર સત્વજ્ઞાનને બદલે આત્માને દબાવી દેનાર તત્ત્વજ્ઞાન પ્રસરવા માંડયું હતું. માનવવ્યવહાર વિષે નવા વિચારો અને નવાધર્મો હૈયાતીમાં આવ્યા હતા બ્રાહ્મણ વર્ગ, યતિ વર્ગ એ અન્ય સમાજથી પુર્ણ રીતે ભિન્ન અને સર્વોપરિ સ્થાને રચાયો. અને અમુક ધ્યેયને સિદ્ધ કરવા જીવનવ્યવહાર એવો રચાયો જેમાં લાંબી મુસાફરીઓ. મ્હોટાં સાહસ ઇત્યાદિથી જરૂરી બનતી. ઘરમાંથી ગેરહાજરીને પરિણામે સ્ત્યાદિના રક્ષણ માટે, સાહમને સંઘ શકિત મળે, તે માટે એમ અનેક કારણે સંયુકત કુટુમ્બ સ્થાપિત થઇ ગયું જ્યારે આ ધ્યેય અસ્ત પામ્યાં ત્યારે પણ એ વ્યવસ્થાજ ચિરસ્થાયી બની રહી. ગાર્હપત્ય અગ્નિહોત્રની રીત આસ્તે આસ્તે લુપ્ત યા અન્ય રૂપ લેતી ચાલી. એટલે વિભકત કુટુમ્બના પક્ષમાં સબળ આવશ્યકતા મોળી પડી.

પરિણામ સારાં પણ આવ્યા અને ખરાબ પણ આવ્યાં. સારાં પરિણામમાં ગાર્હપત્યાગ્નિ પૂજાને સ્થાને સામાન્ય દેવોની પૂજા, મન્દિરો અને તીર્થ ક્ષેત્રોમાં પુજા વગેરે વધ્યું. બીજાને પોતાના માનીને જીવતાં શીખાયું. હું ને સ્થાને મ્હારાં આવ્યું. પણ હાની એ થઇ કે સમાજનું એકંદર વ્યકિત વ્યકિતએ વસી રહેલું જોર નરમ પડયું, જ્યાં સંસ્કાર નહોતા ત્યાં દરેક કુટુમ્બનો વડો ન્હાના જુલમગાર રાજા જેવો બની ગયો. અને પ્રજાના દરેકને જ્યાં રાજ્યકારભારમાં હિસ્સો હોય એમાં અને એકજ રાજાના હથ્થુ સત્તા રહે એમાં જેટલી લાભ હાની છે તેટલી લાભ હાની વિભકત અને સંયુકત કુટુમ્બના ભેદમાં છે, એ સત્યનો દેશ ભર અનુભવ થઇ રહ્યો.

આજે ફરીથી ફેરફાર થવા માંડયા છે તેનો પ્રતિહાસ પણ ઘણોજ રસિક છે. (અપુર્ણ.)

ગૌરીશંકર ઝવેરીલાલ અંજારિયા.

# સ્વચ્છતા અને આરોગ્ય.

વિષય સુજનજૂનો છે. પરંતુ તેની આવશ્યકતા અધિકતરછે. સિદ્ધાંત જાણતા હોઇએ તો પણ કેટલીક વ્યવહારૂ ઊણપો જરૂર હરઘડી આપણને સાલેછે. સાલેછે એટલાજ માટે કે આપણું તે તરફ અક્ષમ્ય દુર્લક્ષ હોયછે. એ વાત કદાચ ધારીએ તો જરૂર કરી શકીએ. પરંતુ એ જાતના વિચારને અમલમાં મુકવા આપણે મન પણ નથી કરતા, મન નથી કરતા એટલે આપણને ગમતું નથી એમ નથી; પરંતુ કંઇક સંસ્કારોની ખામી, અને ઉત્તરોત્તર મળતી કેળવણી અને ગૃહસંસ્કારોની ઘટતી જતી પરંપરા આપણને તેમ કરતાં અટકાવે છે.

હવે વિષય પર આવીશું. બાહ્ય સ્વચ્છતા પર સમુહગત આરોગ્યનો આધાર છે, એટલુંજ નહિ પણ વ્યક્તિગત આરોગ્યનો પણ ઘણેઅંશે છે; અને બદલામાં વ્યક્તિગત આરોગ્ય જાળવવાથી સમષ્ટિગત આરોગ્ય જાળવવામાં અનેક રીતે આપણે સામાજીક ધર્મ બજાવીએ છીએ, એ વાત લક્ષમાં રાખવી ઘટેછે આ વિરોધાભાસી સત્ય છે.

ત્યારે હવે વ્યક્તિગત આરોગ્ય અને સ્વચ્છતાને શું સંબંધ છે એ વાત પર જરા વિસ્તૃત રીતે વિચાર કરીએ.

આરોગ્ય ઇશ્વરી બક્ષીસ છે. તેને જાળવવી અને જેવી હાલતમાં બક્ષનારે આપણને બક્ષી હોય તેવીજ હાલતમાં અથવા તેથી પણ વિશેષ સારી હાલતમાં આપણે તેને બતાવી શકીએ તો બક્ષનાર પ્રત્યે આપણો પ્રેમભાવ અને સન્માન પ્રત્યક્ષ થશે, એટલુંજ નહિ

પણ અન્ય બંધુઓને આપણે એમ કરવામાં માર્ગદર્શી થઇ, અગણિત સુખનું સાધન અખંડ રાખવામાં સંપુર્ણ પણે સહાય કરી કહેવાશે.

શરીરની બાહ્યશુદ્ધિથી આંતરશુદ્ધિ પ્રાપ્ત કરવી સરળછે. સુદ્રઢ, બળવાન શરીર, સ્વચ્છ કપડાં, સ્વચ્છ દાંત, નખ અને સાદાં પણ ઋતુને લાયક કપડાંથી મન અતિ પ્રફુલ્લિત રહે છે, અને દરેક કાર્યમાં સહર્ષ અને સરસ ભાગ લઇ શકેછે. તેથી માનસિક શકિતઓ કસાઇ, અને ખીલે છે અને અને સદ્‌બુદ્ધિનાં સાધનમાં એક પ્રથમ સાધન તરીકે બાહ્યશુદ્ધિ પોતાનું સ્થાન સાબીત કરે છે. નિયમિત સ્નાન, ભોજન કરતી અને રાંધતી વખતે સ્વચ્છ વસ્ત્રો, પ્રાર્થના વગેરેમાં શુભ્ર વસ્ત્રો વગેરેની આવશ્યકતા નાગરિક–નાગર બંધુઓને સમજાવવી એ ન્યુકેસલમાં કોલસા લઇ જવા બરાબરછે પરંતુ, સત્ય ઘટના જોતાં એ સત્ય હરેક નાગરિકે લક્ષમાં રાખવા યોગ્ય અને વર્તનમાં મુકવા યોગ્ય હોઇ બે શબ્દો લખવા આવશ્યક જણાયછે.

ઘરની સ્વચ્છતા, નિત્ય વપરાતી વસ્તુઓની સુંદર ગોઠવણી, નાની મોટી ચીજોની સફાઇ બંધ ગોઠવણી, ખુણાઓની સ્વચ્છતા, નકામી વસ્તુઓના અનર્થકારક સંગ્રહનો ત્યાગ, અને અનાજ તેમજ રમકસ વગેરેની સરસ સંભાળ આપણને શાન્તિ આપી તન્દુરસ્તી બક્ષેછે, તેમજ ઘરને અને ઘરમાં વસતી વ્યક્તિઓનાં મનને નિરંતર પ્રફુલ્લિત રાખેછે, અને સદ્‌વૃત્તિમાં તેમજ સત્કાર્યમાં ચોટાડી રાખી વિશુદ્ધ બનાવેછે. આંગણાંની સ્વચ્છતા વિષે કહેવું એ હાથનાં કંકણને આરસીમાં જોવા જેવું થાય. આંગણું એ તો ઘરનું નાક એ તો સ્વચ્છજ રખાય, એની અસ્વચ્છતા એ તો ફુવડતાજ બતાવે.

આટલું વિવેચન કર્યા પછી જણાશે કે વ્યકિતગત આરોગ્યનો આધાર સ્વચ્છતાથી કેવો જળવાય છે. માત્ર એકજ વાતની નોંધ અત્રે ખેદ પુર્વક લેવી પડેછે કે આપણને કસરત કરવાના સંસ્કારો તદ્દનજ આપવામાં નથી આવતા. આપણે આપણાં બાળકોને ભણાવવા કરાવવા જેટલા ઉત્સુક રહીએ છીએ, તેનાથી સોમા ભાગનાએ

# સ્ત્રીગીત.

૧.

આજ સપનાંમાં મેં તો ડોલતા ડુંગર દીઠા જો,
ખળખળતી નદીઉં તે આમારાં સપનાંમાં.
આજ સપનાંમાં મેં તો ઘંમરવલોણું દીઠું જો,
માખણનાં વાટકાં રે અમારાં સપનાંમાં
આજ સપનાંમાં મેં તો લવીંગલાકડી દીઠી જો,
દીગલા ને પોતીઆ તે અમારાં સપનાંમાં. [૧]
આજ સપનાંમાં મેં તો નવરંગ ચુંદડી દીઠી જો,
ટાચકા ને ચૂસણીઆં અમારાં સપનાંમાં.
આજ સપનાંમાં મેં તો ગુલાબગોટો દીઠો જો,
અત્તરની સોરમ તે અમારાં સપનાંમાં.
આજ સપનાંમાં મેં તો પારસપીપળો દીઠો જો,
તળસીના ક્યારા તે અમારાં સપનાંમાં.



ડોલતા ડુંગર ઇ તો અમારા સસરો જો,
ખળખળતી નદીએ તે સાસુજી મારાં ના'તાં'તાં.
ઘમરવલોણું ઇ તો અમારો જેઠ જો,
માખણને વાટકે તે જેઠાણી મારાં જમતાં'તાં.

---

૧ પાઠાંતરઃ પાનનાં બીડલાં રે અમારાં સપનાંમાં.

પણ આ પાઠાંતર કોઈપણ રીતે સ્વીકારવા જેવું નથી. કારણ એક તો રાગ નથી મળતો અને વળી વિચાર પણ વધારે સારો નથી. મોટી મુશ્કેલી તો રાગની.

લવીંગલાકડી હ તો અમારો દેર જો,
ઢીંગલે ને પોતીએ તે દેરાણી મારાં રમતાં'તાં.
નવરંગ ચુંદડી હ તો અમારી નણદી જો,
ટાચકે ને ચુસણીએ ભાણેજાં મારાં રમતાં'તાં
ગુલાબગોટો હ તો અમારો કંથ જો,
અત્તરની સોરમ તે અમારી સેજમાં.
પારસપીપળો હ તો અમારો ગોર જો,
તળસીને ક્યારે રે ગોરાણી મારાં બેઠાં'તાં.

ટીકા.

આ ગીતમા ખરાં કાવ્યના અંશો છે લોકગીત પણ હૃદય-મન્થનને પરિણામે ઉદ્‌ભવે ત્યારે શુધ્ધ કાવ્યની હ્રેરો આપે છે. જેને અંગ્રેજીમાં allegory કહીએ તે જાતનો આ ગીતનો પહેલો ભાગ છે, અને તે પણ બહુ સુંદર, અને મનોરંજક ભાષા અને શૈલીમાં છે. ભોળાં હૃદયના ભોળા ઉભરા મચોટ છે. ગીત બે ભાગમાં. એની મેળેજ વ્હેંચાઇ ગયું છે. પ્હેલો ભાગ allegorical છે. બીજા ભાગમાં તેનું સ્પષ્ટીકરણ તેવુંજ રમ્ય અને સરળ છે. આવી જાતની કવિતા આપણે ત્યાં બહુજ ઓછી છે.

ગીતમાં દોષ નથી એમ નહિં, પણ બધી રીતે જોતાં ગુણનું પ્રાધાન્ય છે. રમણીયતાનું ખરૂં રૂપ—ફરી ફરીને વાંચવું ગમે તે—આમાં છે.

વળી, આખાં ગીતમાં એક હિન્દુના ગૃહસંસારનાં સઘળાં મુખ્ય પાત્રોનું સુંદર અને સચોટ વર્ણન છે. માસુ. સસરો, જેઠ, જેઠાણી, દેર, દેરાણી, વર, વહુ ગોર અને ગોરાણી એ દરેકનું ઘરમાં કયું સ્થાન હતું તે બરાબર આ ઉપરથી જણાય છે.

૧. ડુંગર સ્થિર હોય છતાં ડોલતા કહ્યા છે તે વિરોધાભાસથી કવિત્વનો ભાવ ઠીક બહાર આવે છે.

ખળખળતીઃ [સં. कल એટલે અસ્પષ્ટ મધુર ધ્વનિ, એવો ધ્વનિ કરતી અથવા સં. खल् એટલે ખસવું. એના ઉપરથી ન્હેવું

એવો અર્થ આવે, પણ કવિતાને ઉત્તેજીત કરી, પ્રકૃતિને અનુસરતો આ 'ખળખળતી' શબ્દ છે; એટલે કલકલ અવાજ કરતી એવો અર્થ વધારે લલચાવનારો અને યોગ્ય લાગે છે. 'ક' નો 'ખ' તો ઘણીવાર થાય છે]

૨. ઘંમરવલોણું: [ઘંમર+વલોણું. જે ઘંમર ઘંમર અવાજ સાથે ફરે તે.] વલોણું: [સં. वलन ઉપરથી વલણ–વલોણું. જે ગોળ ગોળ ફરે છે તે.]

૩. લવીંગલાકડી: લવીંગ એજ લાકડી અથવા લવીંગની લાકડી જેવો પાતળો.

લવીંગ: [સં. लवंग. ઇ ક્ષેપક છે.]

લાકડી: [સં. लकुट: 'ઉ'નો લોપ થઇ આગલો સ્વર લંબાયો.]

દીકી: [दृष्ट ઉપરથી સ્ત્રીલિંગ.]

ઢીંગલી: છોકરાંઓ પોતાના જેવાજ, બીજાં છોકરાંઓ સાથે રમવાની ઉત્કંઠાથી ઘણી વખત ચીંથરાની પુતળીઓ વગેરે બનાવે છે તેને ઢીંગલા કે ઢીંગલી કહે છે. રા. કેશવલાલભાઇએ दुहितृ[2] ઉપરથી 'ધી અને પછી તેના ઉપરથી આની વ્યુત્પત્તિ બતાવી છે.[3]

પોતીઆ ટુંકાં ધોતીઆં કે જેનો પનો ગોઠણથી માંડ નીચે પહોચે તેને પોતીઆં કહે છે. ઘણી વખત આવાં પોતીઆં ન્હાવા માટે વપરાય છે તેમજ રાત્રે પ્હેરીને સુવામાં જે ધોતીઉં વપરાય છે તેને માટે પણ આ શબ્દ વપરાય છે. [સં. पोत=વસ્ત્ર ઉપરથી હશે] પરંતુ આ જગ્યાએ ઉપર કહ્યા તેમાંથી એકે અર્થ બંધબેસતો નથી આવતો. જેમ આપણે અત્યારે ઢીંગલી પુતળી કહીએ છીએ તેમ અહિં પણ પોતીઆનો અર્થ પુતળી હોય તો હોય [સં. पुत्रिका એટલે પુતળી તેના ઉપરથી पुत्तिआ થઇ પોતીઆ થયું હોય તો બને એવું છે.

---

૨ दुहितृ શબ્દનો ઢીંગલીના અર્થમાં વપરાશ બહુ જૂનો છે. જુઓ વાત્સ્યાયનનું का० सू० :—तया सह पुष्पावचयं.... दुहितृक्रीडायोजनं વગેરે.

૩ કાદમ્બરી, પૂર્વભાગ. પૃ. ૨૩૧..

આ બે શબ્દોથી ઢીંગલા ને પોતીઆ વાપરનારનું નાનપણ સૂચવાય છે.

૪. નવરંગઃ नव+रंग એટલે નવરંગની મેળવણીવાળી એમ કહીએ તેના કરતાં અવનવા રંગની એવો અર્થ વધારે બંધબેસતો અને સરળ લાગે છે.

ચૂસણીઆંઃ [સં. चूष=ચૂસવું] નાનાં છોકરાંને ચૂસવાને માટે લાકડાંના બે તરફ દડા જેવા આકારના ચૂસણીઆંથી કોઇ અજાણ્યું નહિ હોય.

૫. સોરમઃ [સં. सुरभि.

૬. તળસી આ तुलसी तलसी जाता० ની યાદ આપે છે.



ગીતના આ ભાગમાં allegoryની એક એક બાબતનો ભેદ ફોડે છે.

૧. ઘરમાં સાસુ અને સસરાનું સ્થાન ઊંચું છે. કોઇ પ્રભાવશાળી, ગંભીર ડુંગર હોય તેમ સસરો ડોલે છે એટલે બધા ઉપર અમીદ્રષ્ટિથી નજર નાખે છે. સાસુ, પણ, લગભગ નિવૃત્ત થઇ નદી વગેરે પુણ્યતીર્થોમાં ન્હાય છે અને પુણ્યસંચય કરે છે. આ ગૃહચિત્ર ખરેખર મનોરમ્ય છે.

૨. પણ આમ સાસુ સસરો નિવૃત્ત થાય અને કુળનાં કલ્યાણ માટે પ્રભુ પ્રાર્થનાજ કરે એટલે ઘરકામનો બધો ભાર જેઠ જેઠાણી ઉપર આવી પડે એ દેખીતુંજ છે. એટલે જેઠ ને જેઠાણીને દહીં વલોવવાથી તે માખણ ઉતારવા સુધીનું અને બીજું બધું કામ સોંપાય. છતાં આમાં પણ જેઠાણીને મજા છે. પ્રાચીન ગોપપાલનના દિવસોની આમાં આપણને ઝાંખીજ થાય છે.

૩. પણ દેર તો નાનોજ હોવો જોઇએ અને પરિણામે દેરાણી તેનાથી યે નાનાં. દેરની તબીયત એવી-સવીંગલાકડી જેવી. અને દેરાણીને તો દુનિયાનું કંઇ ભાન પણ નહિં. તે તો નાનાં છોકરાં માફક ઢીંગલે ને પોતીએ રમે. છતાં ઢીંગલાથી રમવા જેટલી અક્કલ

છે એટલે ટાયકે ને ચૂસણીએ રમનાર ભાણેજાં કરતાં તે મોટી. આ કડીમાં બાળલગ્નનું દર્શન થાય છે

૪. સસરાના ઘરમાં નણંદને હંમેશાં માનપાન મળે. એટલે નણંદનાં નામની સાથેજ નવરંગ ચુંદડી યાદ આવે પરણેલી નણંદનાં નાનાં ધાવણીઆં છોકરાં ટાયકાને ચુસણીઆંથી રમે.

ભાણેજાં [સં. भागिनेयः]

૫. પોતાના મરનું વર્ણન કરતી નાયિકા, નાયકનાં વર્ણનમાં રસ અને સ્વાભિમાન બતાવ્યા વગર કેમ રહે? પોતાના કંથને ગુલાબના ગોટા જેવો સર્વાંગસુંદર ન કહે તો બીજું શું કહે? બાકી ગુલાબના કાંટાનો ખ્યાલ તેને ન આવે.

રાત્રે કરેલા વિલાસની સુગંધ શય્યામાં રહીજ જાય. આ બધાં નવાંજ પરણેલાં દંપતિનાં વિલાસવર્ણન છે.

સેજઃ [સં. शय्या]

૬. આર્ય ઘરસંસારમાં ગોર ને ગોરાણીને ઘણુંજ માનદ સ્થાન મળે છે. ધાર્મિક પવિત્રતાનો ખ્યાલ તેમનાં નામોચ્ચારણ સાથે આપણાં મનમાં ઉદ્‌ભવે. અને પારસપીપળો પવિત્ર છે તે પ્રખ્યાત છે.

પારસપીપળો પુલ્લિંગ ગોરને માટે છે અને તળસી સ્ત્રીલિંગ ગોરાણી માટે છે તે બન્ને સાર્થક છે.

આખા ગીત ઉપરથી એમ લાગે છે કે આ કોઈ નવવધૂના સાસરાંના તાજા અનુભવના ઉદ્‌ગાર છે.

# ડૉ. પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી.

આ પ્રશ્નોરા વિદ્વાનનો જન્મ સંવત્ ૧૮૩૯ના નવેમ્બર માસની સાતમી તારીખે જુનાગઢમાં થયો. પુરાણુ અને વ્યાસ પરંપરાના સંસ્કારી વાતાવરણવાળી પ્રશ્નોરા જ્ઞાતિ કાઠિયાવાડનાં રસકલા અને સંસ્કારનાં પોષણમાં અગ્રસ્થાન આજે ઘણી પેઢી થયાં ભોગવે છે. તેવી જ્ઞાતિમાં આ નામાંકિત પુરાતત્ત્વવિદ્‌નો જન્મ થયો એટલે જો કે જુનાગઢમાં તે કાળે આજની કેળવણી ન હોવાથી તેમની કેળવણી એક મ્હેતાજીની નીશાળેજ આરંભાઇ પણ જ્ઞાતિ સુલભ સંસ્કાર અને ઉત્તમ વાતાવરણ તો પ્રથમથીજ એમનાં ભવિષ્ય ઘડવામાં નિમિત્ત બન્યાં. એમના પિતા પાસેથીજ સંસ્કૃત ભાષા અને સાહિત્યનો એમણે અભ્યાસ કરેલો. સાથે સાથે વૈદક પણ શીખ્યા. સંસ્કૃતનો ઉંડો અભ્યાસ પુરાતત્ત્વની ખોજમાં એમને અમુલ્ય સંપત્ નીવડ્યો પણ અંગ્રેજીના પકકાં જ્ઞાનને અભાવે એમને મુશ્કેલી પણ અથાગ પડતી, કારણ તે કાળે આજ પેઠે પુરાતત્ત્વવિદ્‌નો મ્હોટો ભાગ પશ્ચિમના વિદ્વાનોનો હોતાં તેમની શોધખોળનો ઇતિહાસ અને પરિણામો ઇંગ્રેજી ભાષામાં કે યુરોપી કોઇ ભાષામાં પ્રકટ થતાં હતાં. આ લેખોનો પરિચય ભગવાનલાલને ભાષાન્તરદ્વારાજ કરવો પડતો. ડૉ. ભાઉ દાજીની સેવામાં રહ્યા હતા ત્યાં સુધી તે ડૉક્ટર આ ભાષાન્તર કરી આપતા પણ એના અવસાન પછી તો વિશ્વાસપાત્ર અને ભાવાર્થ સાચવી રાખે તેવું ભાષાન્તર દુર્લભ થતું ગયું. તે વખતના દેશીય તેમજ પરદેશી

વિદ્વાનો વિચારનો વિનિમય કરતા તેમાં ભગવાનલાલ બહુ મુશ્કેલીએ ભાગ લઇ શકતા અને જ્યારથી એમણે પુરાતત્ત્વ ઉપર લેખો લખવા શરૂ કર્યા ત્યારે તો આ મુશ્કીલી વધુ પ્રમાણમાં ઉભી થઇ. પણ ભગવાનલાલની પુરાતત્ત્વવિત્ તર્કદ્રિની સુવાસ ઉપર મોહ પામેલા અનેક મિત્રોએ એની આ મુશ્કેલીનો અન્ત આણ્યો; અને બ્યૂલ્હર, કોડ્રિન્ગટન, બર્જેસ, પેટરસન, ગેરસન, ફ્ર્ન્હા, કેમ્પબેલ વિગેરે એમના વિચારો દુનિયા સમક્ષ મુકવા લાગ્યા અને દુનિયાની શોધો થી એમને પરિચિત કરવા લાગ્યા, આમાં ફક્ત બ્યૂલ્હરજ ગુજરાતી સારૂં જાણતા હતા. પરિણામે જ્યારે ભગવાનલાલની કીર્તિ દુનિયા ભરના વિદ્વાનોમાં પ્રસરી ગઇ અને જ્યારે એ વિદ્વાનો એમની સાથે ચર્ચામાં ઉતરવા લાગ્યા ત્યારે, મ્હોટી ઉમરે અંગ્રેજી શીખવા માટે એમણે પ્રયત્ન કરવા માંડયો અને કહેવાયછે કે છેવટે ઠીક ઠીક અંગ્રેજી શીખી ગયા. આ બધી મુશ્કેલી છતાં પુરાતત્ત્વના વિષયમાં બધા દેશોના વિદ્વાનોનું વકતવ્ય તેઓ એટલું તો સત્ય રૂપે સમજી શકયા હતા કે તેનાં અનેક દ્રષ્ટિબિન્દુઓની વાસ્તવિકતા વિષે ગંભિર ચર્ચા કરી શકતા.

જૂનાગઢની પડોશમાંજ અશોકનો એક પ્રખ્યાત લેખ એક ખડક ઉપર કોરેલો છે. ત્યાં ભગવાનલાલ ન્હાનપણથીજ કુતૂહલ બની જતા અને તે લેખમાં વાપરેલી જૂની લીપી અને ભાષાની માહિતી મેળવવા ઉત્સુક થયા. આ ઉત્સુકતા તે એમના પુરાતત્ત્વના ઉંડા અભ્યાસનાં બીજરૂપ થઇ. અને સમય સંજોગની વિચિત્ર કારવાહીએ ફળી ફાળી, જૂનાગઢના એ નાગરની કીર્તિને દશે દિશ પ્રસરાવી રહી.

આ વખતે કાઠીઆવાડનો પોલિટીકલ એજન્ટ લૅન્ગ હતો. તેને પુરાતત્ત્વનો શોખ હતો. એકવાર એણે જૂનાગઢના કોઇ ગૃહસ્થને એક ચોપાનિયું આપ્યું જેમાં પ્રોફેસર પ્રિન્સેપનો પુરાતત્ત્વ ઉપર એક લેખ હતો. વિષય હતો હિન્દુસ્થાનની પાલી લીપી. અસલ એ લેખ ૧૮૩૮ ના બેંગાલ એશિયાટિક સોસાયટીનાં ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયો હતો. આ ચોપાનીયું ભગવાનલાલના હાથમાં આવ્યું.

પ્રિન્સેપના લેખનો સાર આ પ્રમાણે છે. જુની પાલી લીપીને પ્રથમ દેવનાગરી લીપી સાથે સરખાવી ને પછી ગુપ્ત લીપી સાથે સરખાવતાં તે લીપીના અક્ષરોના ઉચ્ચારણો વિષે સ્પષ્ટ અટકળ કરી શકાય છે. આ અટકળો પ્રમાણે એણે અલ્લાહબાદ, દેલ્હી, રાધિયા મઢિયા પાસેના સ્તૂપો અને ગિરનાર ધૌલીના ખડકપર તેમજ બર્બર જુનિર અને ખાણ્ડગિરિની ગુફાઓના લેખો વાંચવા પ્રયત્ન કરતાં તે સફલ થયો. પરિણામે જુની પાલી લીપીની શોધ થઇ. ભગવાનલાલે આ ચોપાનિયામાંની બારાક્ષરીને તેલીયા કાગળે ઘૂંટી લીધી એનાજ શબ્દોમાં આ પ્રસંગનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે. "આ લીપીદ્વારા રૂદ્રદામાનો લેખ ઉકેલવામાં નિષ્ફળ થયો. કારણ એમાં ઘણા જોડાક્ષરો અને માત્રાઓ હતાં. છેવટે નિરાશ થઇ મ્હેં મુંબાઇ એક મિત્રને લખી ગિરનાર ખડક પરના લેખ વિષેના જુદા જુદા લેખો મંગાવ્યા જે વાંચવાથી મ્હને નવોજ ઉત્સાહ આવ્યો. છાપેલા લેખોને ફરી ઘુંટી નીચે સંસ્કૃત લીપીમાં લેખો અવતારીને હું એ લીપીઓથી જાણ થઈ ગયો.

કર્નલ લેંગ પછી આલેકઝાન્ડર ફૉર્બ્સ કાઠિયાવાડ આવ્યો. તેણે ભગવાનલાલની પ્રવૃત્તિ જાણી લઇ એને ડા ભાઉ દાજી સાથે મેળવી આપ્યો, અને એના આમન્ત્રણથી ૧૮૬૧માં એ મુંબઇ આવ્યો, અને સાથે સૌરાષ્ટ્રીય ૬૦ સિક્કા પણ લેતો ગયો જેનો ઉપયોગ પાછળથી જસ્ટિસ ન્યૂટને પોતાના ક્ષત્રપ ઉપરના લેખમાં કર્યો. એકવાર ફરી જુનાગઢ જઇ રૂદ્રદામા અને સ્કન્દ ગુપ્તના લેખોનો પક્કો ઉતારો કરી ભગવાનલાલ ભાઉદાજી પાસે આવી રહ્યા. (૧૮૬૨) અને ૧૮૬૩માં અજન્તાના લેખોનો ઉતારો કરી આવ્યા, ઉપરાંત નાસીક, કાર્લા ભાજા, ભંડાર, જુન્નર પિતલખોહી અને નાને ઘાટના લેખો પણ ઉતાર્યા. ૧૮૬૪માં જેસલમીરના ભંડારમાંના જૈન પુસ્તકોની યાદી અને જરૂરી ઉતારા કર્યા. આ કામમાં પાંડુરંગ પાધ્યે એમના સહકારી હતા. ૧૮૬૮માં નાગપુર અને જબલપુર ગયા. પછી અલ્લાહબાદમાં સમુદ્રગુપ્તના લાટ પરના લેખો ઉતાર્યા. ત્યાંથી કાશી, ભીથરી જઇ ત્યાં પણ સ્કન્દગુપ્ત

ના લાટ પરથી ઉતારા કર્યાં ત્યાંથી મથુરામાં જઇ અનેક મન્દિરો ટીંબાઓ વિગેરે પરથી લેખોના ઉતારા લીધા, કાંકલી તિલા પાસેથી એક સ્તૂપનો ઘણટાકાર શિરોભાગ મુંબઇ મોકલાવ્યો જેના પર હાથીની આકૃતિ હતી અને હિન્દી સિથિયન રાજા હુવિષ્ક ૧૮ ઇસ્વી પૂર્વેનું નામ કોરેલું હતું. મથુરાંથી બેક્ટ્રિયન અને સિથિયન શિકકાઓ અને પુરાતત્ત્વની દ્રષ્ટિએ બહુ મુલ્ય વસ્તુઓ અને લગભગ ૩૫ ઉતારાઓ ભગવાનલાલ મુંબઇ લઇ આવ્યા.

ત્યાર પછી નિપાલ ગયા અને ખડમંડુની આસપાસનાં મન્દિરો અને ખંડેરો તપાસ્યાં. કોઇ કહે છે કે આ વખતે ધુંસુફ-ઝાઇ અને બલુચિસ્તાનમાં પણ એ જઇ આવ્યા. ૧૮૭૪માં ભાઉ-દાજીનું અવસાન થયું. હવે ભગવાનલાલ જુદે જુદે ઠેકાણે લેખો પ્રસિદ્ધ કરવા લાગ્યા

ભગવાનલાલ સુરત પ્રશ્નોરા હતા. મુસાફરી દરમીયાન બનતાં સુધી પકડો આચાર પાળતા. નિપાલ જેવા મુલકમાં પણ દેશી સ્વયંપાકથી યથાલબ્ધ ચલાવી લેતા. એની રહેણી કરણી સાદી, સ્વભાવ નમ્રતા ભરેલો અને ચારિત્ર બહુ પવિત્ર હતું. એક વિદ્વાન એના વાસ્તે લખે છે "નરમાશમાં અને નાગરિકતામાં તે હિન્દુ હતા, એકાગ્રતામાં, ખંતમા અને નવું નવું શોધવાની વૃત્તિમાં જરમન હતા, અખણ્ડકાયશીલતામાં અને જુસ્સામાં અંગ્રેજ હતા અને વિચારની ગંભીરતામાં અને પૂર્ણતામાં જૈન તિર્થંકર જેવા હતા."

પુરાતત્ત્વની પ્રવૃત્તિમાં પણ એ વૈદુ ચલાવતા. એમની શોધો અનેક છે. મુખ્યમાં નાનેઘાટના લેખ પરથી શોધેલી નાગરી આંકડાપદ્ધતિ છે. એણે શોધ્યું કે જુના નાગરી આંકડાઓ અક્ષર રૂપ છે, જે પ્રમાણે ક્ષત્રપ વલ્લભિ અને ગુપ્ત લેખ શિકકા પર મળે છે. પાણિનીભાષ્ય પ્રમાણે આ પદ્ધતિ પાણિનીની વિશિષ્ટતા હતી, અને સેમાઇટિક અબ્જદપદ્ધતિ અને ગ્રીક અક્ષરપદ્ધતિને મળતી આવે છે. આર્યભટ્ટ વળી એક જુદીજ અક્ષરપદ્ધતિ સૂચવે છે. ભગવાનલાલની શોધ એ હતી કે જુદા સ્વતંત્ર અક્ષરોનો ઉપ-યોગ આંકડાઓ માટે થતો. ત્યાર પછીની મ્હોટી શોધ કન્હેરીની

ગુફાઓના લેખમાંથી કરી. દક્ષિણ હિન્દના આન્ધ્રભૃત્ય વંશમાંના એક નવા રાજા માઢરિપુત્રનું નામ એમણે શોધ્યું. વિષ્ણુપુરાણમાં આ વંશનાં બે નામ આવે છે. એકનું નામ ગોતમીપુત્ર (યજ્ઞશ્રી) અને બીજાનું વસિષ્ઠિપુત્ર (પદુમાવિ) અને ત્રીજાનું નામ શ્રીષેણ. ભગવાનલાલનો અભિપ્રાય થયો કે ગોતમી અને વસિષ્ઠિ અને માઢરી એ ત્રણ માતાના નામે પ્રખ્યાત આ ત્રણ રાજાઓ થયા. તેમાં શ્રીષેણ તે કન્હેરી ગુફાના લેખવાળા માઢરિપુત્ર. આ શોધને સિક્કાઓના વાંચનથી પુષ્ટિ આપી.

આજ અરસામાં વસઇ પાસે સોપારામાંનો અશોક લેખ એમણે શોધી કહાડ્યો. એ સોપારા તે મહાભારતનું શુપરિક, ગ્રીક ભૂગોળ લેખકોનું ઉપારા અને પ્રોફેસર કૈયનો મત પ્રમાણે બાઇબલનું ઑફિર. અહિં એને અનેક પ્રતિમાઓ અને અવશેષો મળ્યા અને આ શોધથી એમનું નામ બહુ પ્રખ્યાત થયું. જો ૧૮૮૮માં એમનું મૃત્યુ ન થયું હોત તો ગિરનારની પડોશમાં પણ શોધ કરી આવું પરિણામ લાવવા એમની હોંશ હતી.

નિપાલની મુસાફરીના પરિણામ રૂપે લેખ લખ્યો તેમાં નિપાલનો ઇતિહાસ થોડો શોધ્યો હતો. જે પ્રમાણે ત્યાં બે વંશનું અસ્તિત્વ જણાયું: લિચ્છવિકુલ સૂર્યવંશીકુલ (૩૩૦–૭૫૪ ઇ. સ.) જે માનગૃહમાં વસતું અને ગુપ્તસન વાપરતું, ઠાકુરી કુલ (૬૩૫–૭૫૮ ઇ. સ) કૈલાસકૂટભવનમાં વસતું અને હર્ષસન વાપરતું. આ શોધથી નિપાલના પુરાતન ઇતિહાસ ઉપર બહુ અજવાળું પડયું.

૧૮૭૭માં મુંબઇની રૉયલ એશિયેટિક સોસાયટીએ એને પોતાના સંમાનિત સભ્ય બનાવ્યા. ૧૮૮૨માં મુંબઇની સરકારે એને યુનિવર્સિટિનો ફેલો નીમ્યા. ૧૮૮૩માં હેગની એક વિદ્યા સમિતિએ એને પરદેશી સભ્ય નીમ્યા. અને ૧૮૮૪માં લૅયડનની પ્રખ્યાત યુનિવર્સિટિએ એને ડૉકટરની પદ્વી આપી.

૧૮૮૮માં એમનો દેહ પડયો ત્યારે એમનાં કાર્યની અને એમનાં જીવનની સંભાવના દરેક સુધરેલા દેશમાં થઇ. એમણે પોતા પાસેનો અમૂલ ખજાનો કંઇક મુંબઇની રોયલએશિયેટિક સોસાયટીને આપ્યો, કંઇક બ્રિટિશ મ્યુઝીયમને આપ્યો. એમના જુનાગઢી મિત્રોએ એમને માટે વાલકેશ્વરમાં બંધાવેલો નિવાસ એણે ઉચ્ચ વર્ણના હિન્દુઓ માટે આરોગ્યભુવન બનાવવા માટે આપી દીધો.

એક વહુ.

## વર થવાના ફાયદા.

કેવળ નર જાતિમાં જન્મ પામ્યો માટે દરેક પુરૂષ પોતાને સ્ત્રી માત્ર કરતાં ઉંચો સમજે છે અને ખાસ કરીને જે સ્ત્રીને તેની વહુ બનવાનું હોય છે તેના પાસેથી ઇશ્વર કરતાં વધારે મ્હોટા હોવાનો હક્ક માગે છે. અજ્ઞાનમાં અજ્ઞાન પુરૂષ બુદ્ધિમત્તાની ટોચે પહોંચેલી સ્ત્રીથી પોતાને ડાહ્યો સમજે છે અને જો ઠોઠમાં ઠોઠ માણસ પણ સરસ્વતી દેવીને પરણે અને પરણ્યા પછી વરની જરા ભૂલ દેખાડવાની તે કોશીષ કરે તો તુરત "હવે ડાહી થા માં" કહી તેના તરફનો તિરસ્કાર દેખાડવાનું ચુકે નહિ.

સ્ત્રી પોતાની બુદ્ધિથી કે શકિતથી કે ચારિત્રથી દુનિયામાં સફળ થઇ શકે છે એમ પુરૂષ નથી માનતો. એ તો એમજ માને છે કે સ્ત્રી માત્ર લાગવગથી, નશીબથી ખુશામદથી કે છેવટે રૂપથીજ સફળ થઇ શકે છે.

ઘણા વર વહુને પૈસા વિગેરેથી નવાજે છે ખરા પણ તેના ગુણ કે કાર્ય ઉપર મોહી પડીને નહિ પણ કેવળ પોતાની મુણમાઇ દેખાડવા ખાતર.

દરેક વર એમ માને છે કે એક સ્ત્રીને વહુ બનાવવાની કૃપા દર્શાવવામાં તેના ઉપર તે એટલો તો મહદ્ ઉપકાર કરે છે કે પછી તે સ્ત્રીએ સારો જન્મ તેના સ્હામે સાષ્ટાંગ પ્રણિપાત કરી રહી એ કૃપાનો બદલો વાળવો જોઇયે.

લગ્ન પછીનો બહુ થોડો વખતજ વર રમણપદે રહે છે પછી કેવળ વર બની જાય છે. રમણઅવસ્થામાં તે વારંવાર "અડોઅડ કપોલ લાગી રહેલ" વિગેરે રસિકતા દર્શાવે છે. પછી જ્યારથી

રમણુ મટી વર બનવા માંડે છે, ત્યારે "જરા આઘી તો બેશ-જોતી નથી કેટલો ઉકળાટ થાય છે" એ સ્થિતિ આવે છે. જો વરને જન્મભર રમણ રહેતાં આવડતું હોય તો ખચિતજ દરેક સ્ત્રી પોતાના રમણની દાસી બનીને રહે. પણ રમણ તો ગરજને માર્યે બનાય છે અને પોતાનું કુતૂહલ સંતોષવા બનાય છે. ગરજ અને કુતૂહલની-તૃપ્તિનો અસ્ત થાય પછી રમણ બનવાથી કશોજ ફાયદો નથી. રમણ હતો ત્યારે લસણથી ગંધાતા ઓઠમાં શિરાઝી મદિરાનો કેફ ચડતો. પછી સુવાસિત ઓઠ પણ-પાણોરિયાની બ્હીકથી ભરેલો લાગે છે.

લગ્નનાં પ્હેલાં વર્ષમાં પ્રેમ સિવાય બીજો શબ્દ એની ડિક્શનેરિમાં નથી હોતો. પછી જન્મભર એ ઉચ્ચાર પણ નથી કરતો.

વહુથી રહેજ મીઠાસથી વર્તાવાય તો ઘરને સંસાર સ્વર્ગ બની રહે એ જાણવા છતાં તોછડાઇ અને બેદરકારીનો ઉપયોગ કરીને સ્વર્ગથી અધિક સુખ મેળવવાના ધમપછાડા મારનાર વર તે સુખ ન આપનાર વહુ ઉપર અંદરથી ઘણો નારાજ રહેવાની નાલાયકી દેખાડે છે.

પોતાની વહુને સુખી કરવાનો ભાગ્યેજ કોઇ વર પ્રયત્ન કરે છે. તે તો એમજ સમજે છે કે પોતે એની સાથે પરણવા જેટલી ઉદારતા દેખાડી એટલે વહુએ તો આખી જીંદગી એક ઉજાણીજ માની લેવી જોઇયે.

જ્યારે દરેક સ્ત્રી પુરૂષમાં રહેલી બુદ્ધિની પ્રસંશક હોય છે ત્યારે અકકલ વગરની પુતળીઓ ઉપર પુરૂષો વારી જાય છે. બીજાતી સ્ત્રીઓ ટાપટીપ અને નખરાંથી દીપે ત્યારે પોતાની વહુને એવાં ન હોવા માટે તરછોડે છે પણ જો તે જરા પણ શોભિતા કપડાં ખરીદી આવે તો તેનાં ઉડાઉપણાં ઉપર વરજી સહ્હજાર અફસોસ ગુજારે છે.

ખરેખર વર જેવું કોઇ સુખી બેકદર પ્રાણી હોઇ શકે ખરૂં?

# રજા પડી.

(રવીન્દ્રનાથ ટાગોરની એક વાર્તાનો અનુવાદ.)

ફટિક ચક્રવર્તિ ગામડાના તોફાની છોકરાઓનો સરદાર હતો. આજે વળી એણે એક નવું તોફાન સુઝાડયું. પાદરે નદી કાંઠે એક મ્હોટું ઝાડનું થડ કાદવમાં પડયું હતું. કોઇને એમાંથી નાનકડો મછવો બનાવવો હતો. ફટિકે સૂચના કરી કે બધા છોકરાઓએ મળી એને પડયું હતું ત્યાંથી હટાડી દૂર ગબડાવી દેવું. એનો ધણી એથી ખીજવાશે અને બહુ મજા પડશે.

પણ તોફાનની હજી શરૂઆત થઇ ત્યાં તો ફટિકનો ન્હાનો ભાઇ માખન આવી પ્હોંચ્યો અને જઇને થડ ઉપર વગર બોલે બેશી ગયો. છોકરાઓ જરાક થંભી ગયા. પછી એકે જરાક નરમાશથી માખનને ધક્કો મારી ખસેડવા માંડયો, પણ માખન તો માટીના સુલેમાન પેઠે બેસીજ રહ્યો. જાણે દરેક જાતની રમત ગમત આ અસાર સંસારમાં વ્યર્થ છે એમ ફિલસુફી ઘોળતો હોય તેમ ચુપ બેસી રહ્યો. ફટિકનો મિજાજ ગયો, તેણે બુમ પાડી "માખન ઉઠછ કે નહિ ? નકર હાડકાં રંગી નાખીશ !"

માખન તો જરા નીરાંતે પલાંઠી વાળી ગોઠવાયો. હવે જો પોતાના વખાણનાર આ બધા ગોઠિયાઓ વચ્ચે પોતાની સરદારીનો મોભ્ભો જાળવવો હોય તો તો ફટિકે માખનને ધમકી દેવા પ્રમાણે ઠમઠોરવો જોઇયે, પણ એ બારામાં એનું મન જરા ઢચુ પચુ થવા માંડયું. પણ એનાં ફલદ્રુપ મગજમાં એક નવોજ તુરંગ સુઝ્યો કે જેથી માખનની પણ ખબર લેવાય અને એના ગોઠિયાઓને ઔર વધુ મજા પડે. એણે હુકમ કર્યો કે માખન ઉઠે નહિ

તો એની સાથેજ ઢીમણાને ફેરવી દો. માખને હુકમ સાંભળ્યો એટલે હવે ઉઠવું એ તો કીર્તિ ગુમાવવા જેવું એને લાગ્યું, અને દુનિયાની કીર્તિ પાછળ ભમનારા બીજા પણ ભૂલી જાય છે તેમ એને ધ્યાન ન રહ્યું કે કીર્તિ જાળવવા જતાં જરા જોખો હતો.

છોકરાઓ પોતાનાં બધા બળથી ઢીમણું ફેરવવા નમ્યા અને "એક, બે, ત્રણ, ચલાવ" બોલતાંને ઢીમણું ચાલ્યું. અને માખનની ફિલસુફી, કીર્તિ બધું પણ ગયું.

અલબત બીજા છોકરાઓની ખુશાલીનો પાર ન રહ્યો તેઓ-નો સાદ ખોખરો થઇ ગયો ત્યાં સુધી રાજીપાની ચીશો પાડવા લાગ્યા, પણ ફટિકને જરાક ધ્રાસકો પડ્યો. માખનના હાલ વિષે એને જરા ચિન્તા થવા માંડી અને ખરેખર માખન માતૃભૂમિના ખોળામાંથી ઉભો થયો ત્યારે એની આંખો વિધાતાની પેઠે અંધી થઇ ગઇ હતી અને એનો ગુસ્સો સંહાર કરવા નીકળેલા રૂદ્રદેવતા જેટલો હતો. એ ફટિક ઉપર ધસ્યો, એને મ્હોંએ વિંખાડા ભર્યા, માર્યો અને પછી રડતો રડતો ઘર તરફ દોડ્યો. નાટકનો પ્રથમ અંક અહિં પુરો થયો.

ફટિકે પોતાનું મ્હોં લોહી નાંખ્યું ને પછી અધ પાણીમાં અને અધ બહાર પડેલી એક બંગીની પાળે બેઠો અને વિચારમાં પડી ગયો, અને એક તણખલું ઉખેડી ચાવવા મંડ્યો. થોડીવારે સામે ઘાટેથી એક મછવો આવી ત્યાં નાંગર્યો જેમાંથી એક આધેડ પુરૂષ ઉતર્યો અને ફટિકને પુછવા લાગ્યો કે ચક્રવર્તિઓનું ઘર કઇ બાજુયે છે. ઘાસનું તણખલું મ્હોમાંથી કાઢ્યા વગર ફટિકે ચીંધીને જવાબ દીધો "એ પેલી બાજુ દેખાય ત્યાં!" પણ એણે ક્યાં ચીંધ્યું તે બિલકુલ સ્પષ્ટ નહતું. પેલા પુછનારે ફરી પડકારતાં એણે રીસમાં કહ્યું "જા જઇને ગોતી લે."

થોડીવારે એક નોકરે આવી ફટિકને કહ્યું કે બા બોલાવે છે. ફટિકે કહ્યું જા નથી આવતો. પણ નોકર એનાં માથાંનો હતો એણે ફટિકને સમુળગો ઉંપાડીને ચાલવા માંડ્યું. ફટિક હાથ પગ ઉછાળવા મંડ્યો અને નિષ્ફળ ગુસ્સામાં બરાડા પાડવા લાગ્યો.

ઘરમાં પ્હોંચતાંજ બાયે ધમકાવ્યો "કેમ વળી માખન ઉપર હાથ ઉપાડવા માંડયા ખરૂં ને?" કૃટિક કહ્યું "મ્હેં કયાં હાથ ઉપાડયો. કોણ કહે છે?" પણ બાયે કહ્યું "ચુપ, ખોટું બોલમાં-મારીને વળી"-કૃટિક "નથી માર્યો વળી-માખનને પુછને." પણ માખન તો બસ એમજ કહેવા મંડયો કે કૃટિકે મ્હને માર્યો.

કૃટિકની ધીરજ ખૂટી. એણે ત્યાંજ માખન પર ધમારો કર્યો. મારતો જાય ને કહેતો જાય "લે, લેતો જા, હરામખોર, ખોટું બોલછ લે!"

બાયે માખનને છુટો કર્યો ને કૃટિકને મારવા મંડી. કૃટિક તેના હાથ અટકાવે તો કહેવા લાગે કે "શું પિટયા, તું મ્હને પણ મારીશ?"

આ ક્ષણે તે આધેડ મ્હેમાન આવી પ્હોંચ્યો. આવતાં વંત એણે પુછવા માંડયું "શું છે, શું છે, બચ્ચા?" અને કૃટિક ખસિયાણો પડી ગયો.

જ્યારે બાયે મ્હેમાનને જોયો ત્યારે તેનો ગુસ્સો કયાંય ચાલ્યો ગયો ને અચંબાથી પુછવા મંડી "વાહ દાદા! ત્હમે કયાંથી ચ્હડી આવ્યા?"

છોકરાઓ પગે લાગો ત્હમારા મ્હોટા મામા આવ્યા; એમ કહી પોતે નીચી નમી. એના પગને આંગળી અડકાડી. એનો ભાઇ એનાં લગ્ન પછી તુરતજ મુંબઇ તરફ ધંધા માટે રવાનો થઇ ગયો હતો. એ ત્યાં હતો તે અરસામાં એનો પતિ ગુજરી ગયો. બિશમ્ભર ફરી ઘેર આવ્યો ત્યારે એની તપાસ કરી એનો પત્તો મેળવી એને મળવા આવ્યો.

થોડા દિવસ તો ખૂબ ખુશીમાં વીત્યા મામા બેય છોકરાના ભણતર વિષે પૂછવા લાગ્યા. તો એની બ્હેને કહ્યું કે કૃટિક તો એને પાય આવ્યો હતો. બાકી માખન તો સોના જેવો શુદ્ધ અને બકરી જેવો નરમ હતો ને વાંચવાનો શોખીન હતો. બિશમ્ભરે કૃટિકને પોતે સાથે લઇ જવાની કબૂલાત આપીને કહ્યું કે મારા છોકરા સાથે એને પણ ભણવા મોકલીશ જ્યારે કૃટિકને મામાએ

પુછ્યું ત્યારે એતો ખુશ ખુશ થઇ ગયો ને એની સાથે તુરત નીકળી પડવા આતુર થઇ ગયો.

ફટિકના જવાનું નક્કિ થવાથી એની બાને શાતા વળી. ફટિક ઉપર એને બહુ અણગમો હતો. અને બે ભાઇને તો કદી બનતુંજ નહિ. બાને રોજ બ્હીક લાગતી કે ફટિક એના માખનને કાંતો નદીમાં બુડાડી આવશે કે કયાંક પણ લગાડી આવશે: છતાં ફટિકને ભાગી જવાની ઉતાવળમાં પેડેલો જોઇને એને સ્હેજ માઠું પણ લાગ્યું. પણ ફટિક તો દરઘડીએ મામાને પુછ્યા કરે કે હવે કયારે ચાલશું. એને તો હવે સુખ નહોતું વળતું અને રાતના પણ એજ ખ્યાલમાં ઉંઘ નો'તો કરતો. જવા પ્હેલાં એણે માખનને પોતાનાં રમકડાં દઇ દીધાં. માછલાં પકડવાનો દાંડો, મ્હોટો પતંગ લખોટા વિગેરે એકદમ ઉદારતાથી હંમેશને માટે માખનને નવાજી દીધાં.

કલકત્તામાં ફટિકને પ્હેલ વેલી મામીની ઓળખાણ પડી. કબિ-લામાં આ વગર મફતનો વધારો થયો તે એને બિલકુલ રૂચ્યું નહિ. એના ત્રણ છોકરાથીજ એતો કાયર બની ગઇ હતી. ત્યાં ચોથાની એને જરૂર ન હતી. તેમ ૧૪ વર્ષનો ગામડાનો છોકરો આ ત્રણ મામાઇ વચ્ચે આવવાથી પરિણામ વધારે તોફાનમાં આવ્યું. બિશ-મ્ભર બરોબર વિચાર કર્યા વિનાજ ફટિકને સાથે લઇ આવ્યો હતો.

દુનિયામાં જ્યાં વ્યવહારૂ માણસો વસે છે ત્યાં ૧૪ વર્ષના છોકરા જેવું નકામું પ્રાણી કોઇ નથી. એ ન તો રમકડુ બની શકે ન તો બહુ ઉપયોગી બની શકે. ન્હાનકડાં છોકરાંઓની પેઠે લાડ-પણ ન લડાવી શકાય, અને કોઇ પણ કામમાં એને લગાડે તો એક સાંધે ને તેર તોડે. જો એ કાલું કાલું બોલે તો "હવે તું કંઇ બાળક નથી સમજ્યોને ?" કહી ધમકાવે અને બાળકને ન છાજે તેવો જવાબ વાળવાની હિંમત કરે તો પણ ઉદ્ધતાઇ માટે માર ખાય. વાસ્તવિક રીતે ગમે તે બોલે તોપણ એને તો સહુ ઠમઠોરે. તેમ એ ઉમ્મરે એનો દેખાવ પણ ઝડપી વધને લીધે બેડોળ લાગે છે. જો કપડાં કરાવો તે એને ટુંકા થાય ને પાટલુન ગુડા તરફ

અને બાં કોણી તરફ ખેચવા માંડે, એનો અવાજ પણ ફાટેલો, ખોખરો. થઇ જાય છે, અને મ્હોંપર કઢોળ ખુણિયા પડી જાયછે. છોકરાંને પોતાને પણ આ વખતે કંઇ બહુ નવું નવું લાગી જાય. મ્હોટાઓ સાથે વાત કરતાં કાંતો એ જોઇયે તે કરતાં વધુ છુટ લે છે ને કાંતો એકદમ શરમાઇ જાય છે. એને બિચારા ધોબીના કૂતરા પેઠે બધે હીણાવું પડે છે.

છતાં, આ ઉમ્મરેજ છોકરાનાં દૈયામાં બીજાઓનો પ્રેમ અને માન જીતવાની તીવ્ર લાગણી હોય છે. અને જે કોઇ પણ એના તરફ માયા દેખાડે છે તેનો તે ગુલામ બની રહે છે. પણ કોઇ એવી માયા દેખાડવા ચાહતું નથી કારણ એથી છોકરો ખોટા ચાળા શીખે ને બગડી જાય એ સહુને બ્હીક લાગે છે. તેથી કોઇ હપકારે તો કોઇ જાકારે એ પ્રમાણે શેરીનાં રખડતાં કૂતરાં પેઠે એના હાલ થાય છે.

ચૌદ વર્ષના છોકરા માટે તો ઘરજ સહુથી સરસ રહેવાનું ધામ છે. અજાણ્યાં ઘરમાં પારકાની સાથે રહેવાથી તો એને બહુજ સોસવું પડે છે. અને આ ઉમ્મરે છોકરાઓ પરમ સુખ ત્યારે અનુભવે છે જ્યારે સ્ત્રીઓ એના ઉપર માયા દેખાડે છે અને કદી તરછોડતી નથી.

સ્વાભાવિક રીતે મામીનાં ઘરમાં અણમાગ્યો પરોણો બનવું ફટિકને બહુજ વસમું લાગ્યું. કારણ મામી એને હલકો પાડવા કદી ચુકતી નહિ. કોઇવાર મામી એને કંઇ કામ દેખાડતી તો હોંશમાં ને હોંશમાં એ અતિ પડતું કામ કરી નાંખતો. એટલે મામી એને કહેતી, "સાવ બેવકુફ છે. જા હવે લેસન કર !"

માયા અને દરકાર વગરનું આ અતિ સાંકડુ વાતાવરણ ગોઝારા ફટિકને એવું તો લાગતું કે છુટથી દમ તે ન ભરી શકતો. એને શહેરથી દૂર કયાંક ખુલ્લાણમા જઇ સ્વચ્છ હવાથી ફેફમાં ભરવાની હોંશ થઇ આવતી.

પણ શહેરમાં એવી જગ્યાઓજ ન હતી. મ્હોટા માળાઓ અને દિવાલોથી ચોતરફ ઘેરાઇ જવાથી રોજ રાતે એને પોતાનાં ગામડાંના સ્વપ્નાં આવતાં અને ત્યાં જઇ પહોંચવાને ઝુર્યા કરતો. સ્વપ્નામાં તેને તે વિશાળ 'મેદાન આવતું અને એ એનાં પતંગ ઉડાડતો, નદીની પ્હોળી ભેંખડોમાં આખો દહાડો આનન્દથી ગાતો ને ફરતો. પાણીના સાંકડા ધુનામાં પડી તરતો ને ડુબકી મારતો. ફરી પોતાના સ્હેલાણી ગોઠિયાઓ ઉપર સરદારી ચલાવતો– છતાં એ બધાંમાં માખન ખાતર એને હડધુત કરતી અને મારતી બાનો પડછાયો એનાં મનમાંથી જરા પણ ન ખસતો; અને એ માની ગોદમાં જઇને પડવાની એને ઉંડી ઉંડી ઇચ્છા થયા કરતી.

પશુઓને પણ માના ઉપર જે લાગણી થાયછે, એની ગેર હાજરીમાં ન કળાય તેવી વેદના થાયછે અને હૈયાનાં ઉંડાણમાંથી હિસોરા ભરાઇ જાયછે તેવી સંખ્યા કાળે માને માટે ભાંભરતાં વાછડાં જેવી લાગણીથી ફટિકની આંખમાં વિરહનાં ઝળઝળિયાં ભરાઇ જતાં.

આખી નિશાળમાં ફટિક કરતાં ભણવામાં ધ્યારે ઠોઠ છોકરો કોઇ નહતો. માસ્તર કાંઇ સવાલ પુછતો તો તે મ્હોં ઉઘાડી નિરૂત્તર તેના સામે જોયા કરતો અને ભારે ખરતા ધીરજ વાળા ગધેડા પેઠે જેટલાં ભાડાં પડતાં તે નીચે મ્હોંયે સહી લેતો, જ્યારે બીજા છોકરાઓ રમતમાં પડતા, ત્યારે એ બારીયે ઉભો ઉભો સૂનમુન દૂરના ઘરનાં છાપરાંઓ તરફ જોયા કરતો, અને જો કોઇ અગાશી ઉપર છોકરાંઓ રમતાં દેખાતાં તો એને મનમાં પોતાની સ્થિતિ ઉપર બહુ ખેદ થઇ જતો.

એક દહાડો બધી હિંમત એકઠી કરી એણે મામાને પુછ્યું "મામા મ્હારેથી ઘેર ક્યારે જવાશે!" મામાએ કહ્યું "હમણા નહિ, રજા પડે ત્યારે જજે!" પણ રજા તો ઑક્ટોમ્બરમાં પડવાની હતી અને એને તો ઘણી વાર હતી.

એક દહાડો ફટિકની ચોપડી ગુમાઇ ગઇ. એ ચોપડીની મદદથી પણ લેસન તૈયાર કરવું એને બહુ કઠણુ લાગ્યું હતું તો ચોપડી વગર

તે એ અસંભવિતજ હતું. દરરોજ માસ્તર એના ઉપર સોટીનો વર્ષાદ વરસાવે. એની સ્થિતિ એવીતો કફોડી થઇ ગઇ-અને નિશાળમાંએ એનું નામ એટલું તો હલકું થઇ ગયું કે એના મામાઇ ભાઇયો પણ એની પાસે ઉભતાં શરમાતા. અને બીજા છોકરાઓ કરતાં પણ વધારે એની મશ્કરી કરવા લાગ્યા અને એને હીણવા લાગ્યા. છેવટે એ મામી પાસે ગયો અને ખબર કર્યા કે એની ચોપડી ખોવાઇ ગઇ. મામીયે ગુસ્સાનો ધુંફાડો મારતાં કહ્યું "રખડેલા ઢોર ! મ્હારાં પોતાનાંનું પુરૂ નથી થાતું ત્યાં ત્હને મહિનામાં દશ વખત ચોપડીઓ કયાંથી અપાવું."

તે દહાડે નિશાળેથી સાંજે ઘેર આવ્યો ત્યારે ફટિકનું માથું ફાટ ફાટ થતું હતું અને આખા અંગમાં ટાઢ લખલખતી હતી. એને લાગ્યું કે હવે જરૂર તાવ આવશે. પણ તાવ અવરાવી મામીને તકલીફમાં નાંખવાથી અને મામી એના પર શું વીતાવશે એ બ્હીકથી એના પગ થંભી ગયા.

બીજી સ્હવારે ફટિકનો પત્તો મળતો ન હતો. પડોશમાં ખૂબ ગોત્યો પણ ન મળ્યો. આખી રાત વરસાદ ધોધમાર પડયો હતો, અને શોધવા નીકળેલા બધા તરબોળ થઇ પાછા આવ્યા. છેવટે બિશમ્ભરે ફોજદારીમાં ખબર કર્યા.

સાંજે દિવાબત્તિટાણે એક ઍમ્બ્યુલન્સ ગાડી બિશમ્ભરનાં ઘર પાસે આવી ઉભી. હજુ વરસાદ બંધ ન હતો પડયો, અને રસ્તામાં ગુડાબુડ પાણી હતાં. બે સિપાઇયો ફટિકને ઉપાડીને ઘરમાં લઇ આવ્યા. એ પાણીથી તરબોળ હતો, આખે દિલે કાદવ રગદોળાયો હતો. એનો ચ્હેરો ને આંખો તાવથી હિંગળોક થઇ ગયાં હતાં અને આખું અંગ ધ્રુજતું હતું. મામા ગભરાઇ ગયા. એને બથમાં ઉચકી અંદરના ઓરડામા પોતાની પથારીયે સુવાડયો, મામીયે એને જોયો ને બોલી " અરર, આ છોકરાંયે પરેશાન કરવામાં મણા નથી રાખી. તમે એને ઘેર પધરાવી દ્યો હવે એટલે છુટીયે!"

ફટિકે આ શબ્દો સાંભળ્યા અને રડતે રડતે બોલ્યો " મામા હું ઘેરજ જતો હતો પણ સિપાઇયો મ્હને પકડીને અહિં લઇ આવ્યા" આટલું બોલી તે ધીમે ધીમે રડવા લાગ્યો.

રાતના તાવ માથે ચડી ગયો, અને આખી રાત ફટિકને સન્નિપાત રહ્યો. મામા ડાકટરને તેડી આવ્યા. ફટિકે રાતી આંખો

ઉઘાડી ને છતપર નજર માંડી પુછ્યું "મામા નિશાળમાં રજા પડી કે નહિ!"

બિશમ્ભરે પોતાની આંખોમાંથી આંસુ લોહ્યાં ને ફટિકનો સુકકો ધગતો હાથ પોતાના હાથમાં લઇ આખી રાત બેશી રહ્યા. સ્હવાર લગભગ ફરી ફટિક બરલવા માંડયો. છેવટે દુઃખથી બુમ પાડી ઉઠયો.

"બા—મ્હને માર માં. એ બા—હું સાચુંજ કહું છું—મ્હેં માખનને નથી માર્યું—એ બા લાગેછે— માર માં" .........

પછી વળી તન્દ્રામાં પડયો. બીજે દહાડે ફટિકને થોડિક વાર શુદ્ધિ આવી, અને માથું ઉચું કરી ઓરડામાં ચોતરફ કોઇને શોધતો હોય તેમ નજર ફેરવવા લાગ્યો. છેવટે નિરાશ થઇ નિસાસો નાંખીને ઓશિકાં ઉપર માથું ઢાળી દીધું અને ભીંત તરફ પડખું ફેરવી પડી રહ્યો.

બિશમ્બરે એના વિચાર કળી જઇ, જરા નીચા નમી એના કાનમાં કહ્યું "ફટિક દિકરા, મ્હેં બાને કાલે તાર કર્યો છે ને આવી પહોંચશે હોં કે!"

દહાડો પસાર થતો ચાલ્યો. ડૉકટરે બપોરના આવી ફરી તપાસ્યો અને ચડકાતે સ્વરે અને ગંભીર મ્હોંયે કહ્યું કે ફટિકની સ્થિતિ બહુજ ચિન્તા ઉપજાવે એવી હતી.

થોડીવારે ફટિક મ્હોટેથી બોલવા મંડયો. "ત્રણ વા......મ એમ માથે હાલ—બસ હવે ચા......ર વા......મ" નદીના પટ પર તરતી નાનકડી આગબોટના ખલાસીને પાણી વામતાં એણે સાંભળ્યો હતો. આજે એ જીન્દગીના અગાધ દરિયાનાં ઉંડાણ માપતો હતો.

ત્રીજે પ્હોરે એની મા હાંફતી હાંફતી આવી પ્હોંચી. એના હોશ ઉડી ગયા હતા, ફટિકને જોતાં મ્હોટાં ધ્રુસકા મુકી રડવા લાગી. બિશમ્ભર એને શાંત પાડવા લાગ્યા, પણ એ તો ફટિકની પથારીયે ચડી અને એને વળગી બોલાવવા લાગી "ફટિક બેટા ઓ મ્હારા લાડકા—ફટિક મ્હારા જીવ"—ફટિક જરાક સ્થિર થઇ ગયો. હાથ પગના પછાડા બંધ કરી ને બોલ્યો. "હેં!"

બાયે ફરી કહ્યું "ફટિક, ભાઇ, જો હું આવી છું, ત્હારી બા."

ફટિકે માથું ધીમેથી ફેરવ્યું ને કોઇને પણ જોયા, વગર કહ્યું, "બા, નિશાળમાં રજા પડી ગઇ?"

પ્રેમરાય ગૌરીશંકર.

# સંમતિવય.

વડી ધારા સભાની છેલ્લી બેઠકમાં સર હરિસિંઘ ગૌરે એક ખરડો પસાર કરાવ્યો છે જેનાં પરિણામે સંમતિવય-પતિના માટે ૧૩ અને પતિથી અન્ય પુરૂષ માટે ૧૪ ઠરાવવામાં આવી છે. ઘણાયે એવા હશે જેને આ વિષયનો અને આ ધારાને અંગે આવતી જોખમદારીનો ખ્યાલ નહિ હોય.

હિન્દુસ્થાનને લાગુ પડતા ફોજદારી કાયદાની ૩૭૫ ની કલમ નાં પેટા વિભાગ પાંચમા પ્રમાણે જે કોઇ માણસ ૧૩ વર્ષની નીચેની ઉમ્મરની પોતાની પરણેતર સ્ત્રી સાથે જાતીય (Sexual) સંબંધ બાંધે તેને ગુન્હેગાર ઠેરવવામાં આવે છે. જો પરણેતર ન હોય તો ઉમ્મર ૧૪ ની ઠેરવવામાં આવી છે. અને આ પ્રમાણે સબંધ બાંધનારને સાદા યા સખત મજુરીનાં દશ વર્ષ સુધીના કેદખાનાંની યા તો જન્મદેશનિકાલની અને દંડની સજા ફરમાવવામાં આવી છે.

ન્હાની ઉમરે રજઃકાય પહેલાંજ વિવાહિત છોકરીને જોવાને ઉત્સુક આપણી કહેવાતી ઉચ્ચજ્ઞાતિઓને હવે બહુ વિચાર કરવાનો છે.

દરમીયાન આ સંમતિ વય વિષેનો થોડોક ઇતિહાસ તપાસિયે. પહેલાં તો હિન્દુસ્થાનમાં સંમતિવય કેવળ દશ વર્ષનીજ હતી. *કારણ ઇગ્લૅન્ડમાં પણ એજ સંમતિવય હતી.* પછી ૧૮૮૫ માં ઇગ્લાંડમાં સંમતિવય ૧૬ ની કરવામાં આવી અને હિન્દુસ્થાનમાં ૧૮૯૧ માં ૧૨ ની ઠરાવવામાં આવી. હવે ૧૩ અને ૧૪ એમ બે હદ નકિક કરવામાં આવી છે.

જ્યારે જ્યારે સંમતિ વય વધારવાની સૂચના કરવામાં આવેછે ત્યારે સુધારકો એ સૂચનાની તરફેણમાં અને રૂઢીવાદીઓ વિરૂદ્ધમાં

ચળવળ કરવા મંડી પડે છે. સુધારકો એમ માને છે કે સંમતિવય આગળ ધપાવવાથી બાલલગ્ન અટકશે. આ માન્યતા ઘણે અંશે સાચી છે. પણ બાલલગ્ન અટકાવવાને સંમતિવયનો વધારો એ પૂર્ણ સાધન નથી. રૂઢીવાદીઓ માને છે કે એ પ્રમાણે સંમતિ વય વધારવાથી શાસ્ત્રનો ધ્વંસ થાય છે, લોકમતનો અનાદર થાય છે અને દરેક માણસ દુષ્ટ અધિકારીઓના પંજામાં આવી પડેછે. કારણ જ્યાં ૧૦-૧૧ વર્ષે પરણી છોકરી સાસરે જતી, તેના પતિ ઉપર એ છોકરી સાથે જીન્સી સંબંધ કર્યાનો આરોપ મુકવા જેવું રહેલું બીજું કંઇજ નથી. તેમાં મફળ ન થવાય તો પણ તે કુટુમ્બનું ઘર અને આબરૂ નો જરૂર ચુંથવા મળે અને એ અનિષ્ટ અટકાવવા માટે કોઇ પણ કુટુમ્બ લાંચ રિશ્વત આપવા તૈયાર હોયજ વિગેરે હકીકત રૂઢીવાદીઓના પક્ષને ટેકો આપે છે. વળી જીન્સી સંબંધ કર્યાનો આરોપ મુકવામાં આવે તો તેમાંથી બચવા માટેના પુરાવાઓ ધારિયે તેટલા સહેલ પણ નથી. આવા એતેફાકમાં સહુથી જવાબદાર પુરાવો તો છોકરીનો પોતાનોજ હોય છે. જ્યાં સાસરા અને પિયરિયાં વચ્ચે વિખવાદ હોય ત્યાં પિયરિયાંની શીખવણીથી કે સાસરાંના ધાકથી બાર વર્ષની કાચી બુદ્ધિની છોકરીનો પુરાવો કદાચ બનાવટી હોય, અને તેથી સહુથી જવાબદાર સાક્ષી ઉપરજ ભરોંસો રાખવો મુશ્કીલ થઇ પડે આમ હોતાં તેની જુઆનીની સચ્ચાઇ નકિક કરવાને જીન્સી સંબંધ થયા હોવાનો મજબુત પણ સ્વતન્ત્ર પુરાવો જરૂરી થઇ પડે છે. આવો પુરાવો તબીબી તપાસથી મળી રહે ખરો; જો કે હિન્દુસ્થાનમાં જે ભાગમાં બાનુ તબીબની હાજરી નથી હોતી ત્યાં આવો પુરાવો મળવો બહુ મુશ્કેલી થઇ પડે; અલબત જો કે છોકરીના અવયવની સ્થિતિ વિષે કોઇ પણ સ્ત્રી સાક્ષીનો પુરાવો લઇ શકાય પણ જો ઉપર કહ્યું તેમ બેય કુટુમ્બ વચ્ચે અદાવત હોય તો પછી એવો પુરાવો સ્વીકારતાં બહુ સાવચેતી રાખવી જોઇયે. જ્યાં બની શકે ત્યાં તબીબી તપાસજ આવા એતેફાકમાં સહુથી અગત્યનો ભાગ ભજવે છે. પણ તે તપાસ બહુ ઢીલ વગર થવી જોઇયે. ડૉ. ફલર (મેડી-

કલ જ્યુરિસ્પ્રુડન્સ) કહે છે કે બલાત્કારે કરેલા જીન્સી સંબંધની નિશાનીઓ ગમે તેટલી સ્પષ્ટ હોય તોપણ થોડા વખત પછી નાબુદ થઇ જાય છે, યાતો અસ્પષ્ટ થઇ જાય છે, ખાસ કરીને જ્યારે જીન્સી સંબંધનો મહાવરો હોય ત્યારે તો એમજ થાય છે. બે ત્રણ કે ચાર દિવસ પછી તે અવયવો ઉપર જીન્સી સંબંધની કશી નિશાની રહેતી નથી, સિવાય કે અતિ બલ વાપરવામાં આવ્યું હોય, પણ જો છોકરી અક્ષતયોનિ હોય કે નહુ બાલક હોય તો બલાત્કારની નિશાની એકાદ અઠવાડિયું કે વધારે વખત ચાલુ રહે ખરી; "આઠ વર્ષની એક છોકરી ઉપર જીન્સી હુમલો થયાને બીજે દિવસે તેની શારીરિક તપાસ કરતાં સ્પષ્ટ ચિન્હો દેખાયાં. હુમલા પછી અગિયારમે દિવસે ફરીથી તબીબી તપાસ કરતાં કોઇ ચિન્હો મોજુદ નહતાં. એક બીજા કેસમાં લગભગ આઠ વર્ષની છોકરી સાથે જીન્સી સંબંધ બાંધવાના આરોપ માટે એક જણને ઉભો કરવામાં આવ્યો અને હુમલા પછી આશરે ૬ અઠવાડિયાં પછી એક ડૉક્ટરે તબીબી તપાસ કરી સોગન્દ ઉપર જુબાની આપી કે એનો મત હતો કે છોકરી ઉપર જરૂર બલાત્કાર થયો હતો. પાછળથી બચાવ પક્ષની મજબુત જુબાની પડતાં છોકરીએ કબુલી દીધું કે બીજાઓની શીખવણીથીજ એણે એ આરોપ મુક્યો હતો. જેમાં મચ્ચાઇ નહતી.

પુરાવાનો આ વિષય ઘણો અટપટો છે, પણ પુરાવા લાવવા મુશ્કીલ છે એ તો ખરૂં. માટેજ રૂઢીવાદીઓ સંમતિવયના વધારા વિરૂદ્ધ આ મુદ્દે ચળવળ કરે છે તેમાં સત્યાંશછે એ પણ નિઃસંશય છે.

છતાં બેય પક્ષ મુખ્ય મુદ્દે વિચાર નથી કરતો. સંમિતવયનો અર્થ એ છે કે છોકરીને જીન્સી સમ્બંધ બાંધવાનું આમન્ત્રણ મળતાં તે તેવા સમ્બન્ધમાં કાયદા પૂર્વક સંમતિ આપી શકે. સંમતિવય તેથી તે હોવી જોઇએ જ્યારે છોકરીના શારીરિક વિકાસ એ તે વય સમ્બન્ધને અનુકૂલ હોય અને એનો માનસિક વિકાસ એ સમ્બન્ધનો પુરો અર્થ સ્હમજી શકવા પુરતો હોય. પરિણામે લોકમત ઘણા દેશોમાં એમ બંધાયો છે કે રજઃસ્વલા ધર્મ પ્રાપ્ત

થાય તે વય છોકરીના શરીરનો. અને, મનનો તે વિકાસ સૂચવે છે જ્યારે તે જીન્સી સમ્બન્ધ બાંધી શકે. પ્રાચીન આર્યોમાં શુશ્રુતનો મત એ હતો કે રજઃસ્વલા ધર્મ પ્રાપ્ત થવા પછી પણ વિકાસ પૂર્ણ થવાને વાર હોય છે* અને એ વિકાસ ૧૬ વર્ષે પુર્ણ થાય છે. મનુ રજસ્વલા ધર્મ પ્રાપ્તિ પછીના ત્રણ વર્ષે એ વિકાસ પુર્ણ થવાનો મત ધરાવતા દેખાડી શકાય છે. પણ મુખ્ય પ્રશ્ન માનસિક વિકાસનો છે. માનસશાસ્ત્રીઓનો અભિપ્રાય છે કે રજઃસ્વલા ધર્મ પ્રાપ્ત-કરતી દરેક છોકરી જીન્સી વિષય સ્હમજે છે કે સ્હમજી શકે છે. જે પ્રજાઓ હજુ સભ્યતાને નથી પ્હોંચી અને પશુવત્ જીવન ગુજારે છે તેમાં પણ એજ સ્વીકૃત ધર્મ મનાગો છે કે રજોદર્શને છોકરી બાલક મટી બાયડી બને છે. પરિણામે એ પ્રસંગે તેઓ તેને સ્ત્રીના અને માતાના વિધ વિધ ધર્મોની દીક્ષા આપે છે. યુરોપ અને ઉત્તર અમેરિકાના મધ્યમસર હવાપાણીવાળા મુલકોમાં છોકરીયોને રજોદર્શનનો સમય ૧૫ વર્ષનો છે, તેથી વાજીબ છે કે ૧૬ વર્ષની નીચેની ઉમ્મરની છોકરી સાથે તેની ઇચ્છાથી કે ઇચ્છા સિવાય જીન્સી સંબંધ બાંધનાર પુરૂષને તે દેશના કાયદાયે ગુન્હેગાર ગણવો જોઇએ. પણ જે મુલકમાં રજોદર્શનની ઉમ્મર ન્હાની કે મ્હોટી હોય ત્યાં તે પ્રમાણે સંમતિવય નક્કી કરવી જોઇયે. એક પ્રખ્યાત માનસશાસ્ત્રી બુનેર્માયર ૧૬ વર્ષથી વધારે સંમતિવય નિયત કરવાની વિરૂદ્ધ લખતાં જણાવે છે કે ખરેખરી સંમતિવય તો ૧૪ વર્ષની હોવી જોઇયે, કારણ તે ભાર મુકીને કહે છે, કે વિભાગ કરવાની લીટી પાક્કી અને કાચી છોકરીઓ વચ્ચે દોરાવી જોઇયે: એ કહે છે કે કાચી છોકરીઓને જીન્સી લાલચોથી બચાવવાને સખત કોશીષ કરાવી જોઇયે જ્યારે પાક્કી છોકરીઓને એ સમ્બન્ધથી બને ત્યાં સુધી દૂર રાખવાને ફરજીયાત નહિ પણ સમજાવટનાં પગલાં લેવાવાં જોઇયે. માનસશાસ્ત્રના, નીતિશાસ્ત્રના અને કાયદાશાસ્ત્રના સિદ્ધાન્તોની દૃષ્ટિએ ઉપરની સલ્લાહ મદંતર વાજીબ છે. નિશાળમાં ને ઘરમાં છોકરીઓ હંમેશાં છોકરાઓ કરતાં વધારે પાક્કટ હોય છે, એમનાં મનનો અને લાગ-

ણીનો વિકાસ વધારે થાય છે. જો કે વાસના ઉપજવાને ઘણીવાર હોય છે છતાં એ વિકાસને પરિણામે આ વિષયમાં છોકરીયો જલ્દ રસીદ pricocious હોય છે. ઇંગ્લૈંડનો નામાંકિત નવલકાર ટૉમસ હાર્ડી કહે છે તેમ ફસાવનાર પુરૂષજ હોય અને ફસનાર સ્ત્રીજ હોય એમ માનવું ભૂલ ભરેલું છે. ઘણાંય એતેકાકમાં એમ પણ બન્યું છે કે છોકરી કરતાં છોકરાની ઉમ્મર વધારે હોય છે ત્યાં પણ છોકરી વધારે પાકકટ, વધારે સ્હમજદાર અને જીન્સી સમ્બન્ધ બાંધવામાં વધારે જુમ્મેદાર હોય છે.

સાથે એમ પણ ન ભૂલવું જોઇયે કે કાયદાની અંતિમ શિક્ષા જન્મ દેશનિકાલ—આ ગુન્હા માટે કેટલી ભયાનક છે એ દેખાડવા માટેજ ઉપરનું વિવેરણ કર્યું છે. ઉંધે રસ્તે ચ્હડતી છોકરીયો બેએક વર્ષ મ્હોટી દેખાય અને એના ઉપર મુગ્ધ બનનાર નજર ચુકથી જન્મ દેશનિકાલ પામે એ બેહુંદાપણા સ્હામેજ ઉપરના વિવરણનો ઉપયોગ કરવાનો છે. સંમતિવય કાયદાની દ્રષ્ટિએ જેટલી જરૂર તેટલીજ વધારવી 'એ જેટલું સલામતી ભરેલું છે તેટલુંજ નીતિ અને સભ્યતાની દ્રષ્ટિએ એ વય વધારેમાં વધારે લઇ જઇ શકાય એ સલ્લાહકારક છે.

સ્ત્રી પુરૂષના સમ્બન્ધનો ત્રિપટ હેતુ છે. ઘર માંડવાનો, કુટુમ્બ વધારવાનો અને જીન્સી સમ્બન્ધમાં જે અત્યન્ત આનન્દની લાગણી થાય છે તે અનુભવવાનો. પેલો હેતુ સમાજની વ્યવસ્થા અને સ્ત્રીપુરૂષનાં ભરણપોષણની દ્રષ્ટિએ ઇષ્ટ છે. બીજો હેતુ પ્રજનનશાસ્ત્ર અને વસ્તિવૃદ્ધિના નિયમોને અનુકૂલ હોય તો ઇષ્ટ અને પ્રતિકૂલ હોય તો અનિષ્ટ છે—જ્યારે ત્રીજો હેતુ એ પ્રાણી માત્રને સામાન્ય, કુદરતને સંમત અને આવશ્યક અને અનિવાર્ય એવી ભુખ ભાંગવાનો છે.

સંમતિવયનો કાયદો આ ત્રીજા હેતુને નિયમમાં રાખવા માટે છે, જો એ ત્રીજો હેતુ એવી રીતે સિદ્ધ કરવામાં આવે કે જેથી પેલો હેતુ નષ્ટપ્રાય થઇ જાય ને સમાજ સલામત ન રહે, કે જેથી એ હેતુ સફલ કરવા ઇચ્છતા બેય જણ પોતાના શરીરને

હાની પ્હોંચાડી બેશે તો તેની વિરૂદ્ધ સમાજનો અને વ્યક્તિનો રક્ષક કાયદો પોતાની સત્તા બેસાડે તે સંમતિવય નક્કિ કરીને.

પણ એ સલામતી કાયદાથીજ મળે એ શરમભરેલું છે. સમાજની શિક્ષિતતા, સભ્યતા અને ચરિત્રશીલતાનો પુરાવો એ છે કે કાયદાની કુમક વગર છોકરીયોને રજોદર્શન પછી પણ ઘણાં વર્ષ સુધી કુમારી રહેતાં શીખવે. સંસ્કારી અને સુશિક્ષિત છોકરી સ્વાભાવિક રીતેજ વધારે દરેલ અને રૂક્ષા reserved હોય છે. આ સ્વભાવને પોષણ મળે તેવું વાતાવરણ ઉપજાવવું એ કામ સમાજ સુધારકોનું છે. ખાસ તો જુવાનીને હિલોળે ચ્હડતી દરેક છોકરીને આ વિષયમાં પોતાનેજ માર્ગ શોધવાનું બની આવે એવાં સંયોગોમાં અને એવાં શિક્ષણમાં એ મુકાવી જોઇયે. દરેક છોકરીને પુખ્ત વિચારથી થયેલો પાકો નિશ્ચય જોઇયે કે પોતાના શરીરની અને પોતાના આત્માની સંભાળ પૂર્ણ રીતે પોતાનાજ હાથમાં છે અને એ સંભાળ રાખવા માટે તે સંપૂર્ણ જવાબદાર છે. આજના જમાનાની સ્વતંત્ર ભાવનાને અને દુનિયાભરની પ્રગતિશાળી સ્ત્રી સમાજને પૂર્ણ છાજે એવી પરિસ્થિતિ લાવવા માટે દરેક છોકરીના સંસ્કાર શિક્ષણ અને વિચાર ઉપર દર્શાવ્યા પ્રમાણે દોરાવા જોઇયે, એ જોવાની જુમ્મેદારી આજના શિક્ષણના અને વિચારના અગ્રેસરોને શિર છે.

માનશંકર પીતાંબરદાસ મ્હેતા.

# રાજા છબીલારામ બહાદૂર.

## ૧. ઐતિહાસિક વૃત્યભાવ.

વિદેશીય વિદ્વાનો હિંદુઓ ઉપર ઐતિહાસિક વૃત્યભાવનો આરોપ મુકે છે, તેમાં ઘણે અંશે સત્ય છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી આપણા દેશના રાજકીય, ધાર્મિક તેમજ વાઙ્મયના શૃંખલાબદ્ધ ઇતિહાસો પ્રાશ્ચાત્ય પંડિતોએજ નિર્મિત કર્યા છે. તેઓને પગલે ચાલી ચાલી આપણા દેશના વિદ્વાનો પણ હવે આત્મપ્રભા દર્શાવતા જાય છે. તોપણ ગુજરાત તો તે બાબતમાં સર્વ પ્રાંતોથી નગ્ન પાછળ છે, એમ કબુલ કરવું પડશે. જ્યારે બીજા એકે એક પ્રાંતમા ઐતિહાસિક સંશોધન કરવા માટે ખાસ મંડળો સ્થપાયાં છે, અને સંશોધનનાં પરિણામો પ્રસિદ્ધ કરવાને માટે, માસિક કે ત્રિમાસિક પત્રો અસ્ખલિતપણે પ્રકટ કરવામાં આવે છે, ત્યારે ગુજરાતનું પુરાતત્ત્વ મંદિર અને તેના તરફથી પ્રકટ થતું પુરાતત્ત્વ પત્ર વ્યાધિગ્રસ્ત થઇ પડેલ છે. ગુજરાતી ભાષામાં ગુજરાતનો સુશ્લિષ્ટ ઇતિહાસ ક્યારે લખાશે, તેનાં કશાં ચિન્હો જણાતાં નથી. ગુજરાત કાઠિયાવાડમાં ઐતિહાસિક સામગ્રીની અથવા ગુજરાતી સાક્ષરોની ઉણપ હોય, એમ તો નથીજ. પરંતુ વૃત્યભાવ કહો કે રૂચ્યભાવ કહો, ગમે તે કારણને લીધે સાક્ષરોનુ તે તરફ જોઇએ તેટલું લક્ષ ખેંચાતું હોય, એમ જણાતું નથી. હાલમાં તો ગુજરાતના સાક્ષરો રસસાહિત્યની રેલંછેલમાં એટલા બધા તરબોળ થઇ ગયા છે કે, રસસાહિત્ય સિવાય વાઙ્મયની બીજી કોઇ પણ શાખાનો સ્પર્શ કરતાં પણ સંકોચાય છે. ગુજરાતી વાઙ્મયને

સુસમૃદ્ધ કરવું હોય તો તેની એકે એક શાખાનું જૂદા જૂદા અભ્યાસીઓએ પોતાના જીવનનું કેન્દ્ર કરવું જોઇએ; ત્યારેજ ગુજરાતી સાહિત્ય મરેઠી કે બંગાળી સાહિત્યની બેઠકમાં બેસવાને યોગ્ય થશે.

## ૨. સામગ્રીની વિપુલતા

આખા પ્રાંતના ઇતિહાસની જ્યારે એવી વલે છે, ત્યારે તેમાં વસતી જૂદી જૂદી જ્ઞાતિઓના ઇતિહાસની તો આશા ક્યાંથીજ રાખી શકાય? 'નાગરોત્પત્તિ'ના ઉપસંહારમાં નાગરજ્ઞાતિના છેલ્લા અઢારસેં વર્ષના ઇતિહાસનું ઝાંખું દિગ્દર્શન કરાવ્યું છે. તે ઉપરથી સુસ્પષ્ટ થાય છે કે તે દિશામાં વિશેષ અન્વેષણ કરવામાં આવે તો સવિસ્તર ઇતિહાસને માટે વિપુલ સામગ્રી મળી આવે તેમ છે. ઔરંગઝેબે કુટિલ રાજનીતિ અને અમાનુષી અત્યાચારોથી મુગલ બાદશાહીની ઘોર પોતાને હાથે પોતાના જીવનકાળમાંજ ખોદી રાખી હતી. તેના મૃત્યુ પછી આખા દેશમાં અશાંતિ, ખટપટ અને વિગ્રહની જ્વાલાઓ પ્રસરી ગઇ. તેવા સમયમાં નાગર જ્ઞાતિના વીર પુરૂષોએ જે સ્વામીભક્તિ દર્શાવી છે, રણક્ષેત્રો ઉપર શુરવીર યોદ્ધાઓની પેઠે ઝઝુમી જે પરાક્રમો કર્યાં છે, તેમજ રાજ્યકાર્યમાં જે વિશાલ દૃષ્ટિ અને ઉદાત્ત કૌશલ્ય દાખવ્યું છે, તેવાં દૃષ્ટાંતો ગુજરાતના ઇતિહાસમાં તો બહુ વિરલ માલુમ પડશે. રાજા છબીલારામ અને તેઓના કુટુંબીઓએ મુગલ પાદશાહીના પ્રજળી રહેલા દાવાનળમાં પોતાનાં શરીરોને ઝંપલાવીને, પાદશાહીને થંભાવી રાખી હતી* તેવા વીર પુરૂષોની જ્ઞાતિએ તેટલી સામગ્રી મળે છતાં તે મેળવવાને માટે પરિશ્રમ લેવાની ઉત્કંઠાજ કોઇને થઇ નથી! શ્રીયુત જોષીપુરાએ (ઇ. સ. ૧૯૦૬માં) પોતાના 'અમરજી દીવાન' નામના પુસ્તકમાં તેઓના સંબંધમાં યથાપ્રાપ્ય આધારોનો સંગ્રહ કર્યો છે. પરંતુ ઇ. સ. ૧૮૯૬-૯૮ના એશિયાટિક જર્નલ ઑવ બેંગાલમાં 'ઉત્તર મુગલો'

---

* अब गिरिधरलाल बहादुर वीर समसेर गहिकर पातसाहीको पनाह भो ! કવિ શ્રીધર.

(Later Mughals) નામનો ઇતિહાસ પ્રકટ કરવા માંડ્યો હતો. ત્યાર પછી તે લેખોમાં સુધારો વધારો કરીને જદુનાથ સરકારે 'ઉત્તર મુગલો' (Later Mughals by W. Irvene) નામનાં બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. તેમજ 'સયાજીસાહિત્યમાલા તરફથી ગોવિંદ સખારામ દેશાઈકૃત મરાઠી રિસાયતનાં બે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. તે પુસ્તકોથી રાજા છબીલારામ અને તેઓના કુટુંબીઓના ઇતિહાસ ઉપર ઘણો સારો પ્રકાશ પડે છે. ઉપરના ગ્રંથકારોએ જે જે ગ્રંથોનો અને હસ્તલિખિત પુસ્તકો તથા પત્રોનો આધાર લીધો છે, તેની સવિસ્તર યાદી પરિશિષ્ટમાં આપવામાં આવશે. પરંતુ ત્યાર પછી અલ્હાબાદ નિવાસી હિંદી સાહિત્યરત્ન લાલા સીતારામે સંયુક્ત પ્રાંતના ઇતિહાસસંશોધનમંડળ સમક્ષ (ઇ. સ. ૧૯૨૨માં) 'ફરૂખસીયર અને જહાંદરશાહનો વિગ્રહ'-એ વિષય ઉપર નિબંધ વાંચ્યો હતો. તે નિબંધ તેઓએ પુસ્તાકાકાર પ્રસિધ્ધ કર્યો છે. લાલા સીતારામે અલ્હાબાદ નિવાસી તત્કાલીન હિંદી કવિ શ્રીધર અથવા મુરલીધરના જંગનામામાંથી ઘણી હકીકતો પ્રાપ્ત કરી, તે ઉપર અધિક પ્રકાશ પાડ્યો છે તે ઉપરથી તે દિશામાં હજુ પણ મંડયા રહેવાની કેટલી બધી આવશ્યકતા છે, તે સહજ લક્ષમાં આવી શકે તેમ છે. પરંતુ પ્રાપ્ત થયેલી સામગ્રીઓ ગમે તેટલી વિવિધ અને વિપુલ છતાં હજુ તેમા ઘણી અપૂર્ણતા છે. તે સામગ્રીઓ ઉપરથી તો તેઓના ઇ સ. ૧૭૧૧થી ઇ. સ. ૧૭૩૧ સુધી ૨૧ વર્ષના રણશૌર્યનું ઝાંખું ચિત્ર ખડુ થાય છે, અને હાલમાં તો આપણને તેટલાથીજ સંતોષ માનવાની જરૂર પડે છે.

### ૩. રાજા છબીલાદાસ અને તેઓના કુટુંબીઓ.

સેરૂલમુત્ત આખેરીન નામના મુસલમાની ઇતિહાસ ઉપરથી જણાય છે કે-રાજા છબીલારામ ગુજરાતના નાગર હતા.* પરંતુ તેઓની જન્મભૂમિ, જન્મવર્ષ અને વંશપરિચય તો કેવલે અંધકારમાં રહે છે. પરંપરા પ્રાપ્ત દંતકથા ઉપરથી કહી શકાય છે કે તેઓ કાઠિયાવાડમાં આવેલ માંગરોળ બંદરના મૂળ નિવાસી હતા.

* સેરૂલમુત્ત આખેરીન પુ. ૨. પૃ. ૧૦.

જૂનાગઢના સુપ્રસિધ્ધ દીવાન અમરજીના પિતા કુંવરજીની સાથે તેઓના પુત્ર દયા બહાદુરે પોતાની પુત્રી વેણીકુંવરનાં માંગરોળ આવી લગ્ન કર્યાં હતાં. અમરજી દીવાનના પુત્ર રણછોડજી દીવાન-કૃત સોરઠની તારીખ ઉપરથી જણાય છે કે– યમુના તીરે જમીનમાં દટાઇ રહેલ રાજા જયદ્રથનો બાજુબંધ અકબર બાદશાહને મળી આવ્યો હતો. તે બાજુબંધ સાથે બાંધેલાં બે શિવલિંગો હતાં. ને શિવલિંગોની અકબર ગુપ્ત રીતે પૂજા કરતો હતો. તેમાંનાં એક નીલમનાં શિવલિંગનું નામ તેણે બુઢ્ઢા બાવા રાખ્યું હતું. ફરૂખસીયરે રાજા છબીલારામને તેઓએ કરેલી સેવાથી પ્રસન્ન થઇ, તે બન્ને શિવલિંગો અર્પણ કર્યાં હતાં. તે બુઢ્ઢા બાવાના નામથી ઓળખાતું શિવલિંગ વેણીકુંવર દ્વારા કુંવરજી મહેતાને મળ્યું હતું. તે શિવલિંગ હજુ પણ અમરજીના વંશજ લક્ષ્મીશંકર દીવાનના કુટુંબમાં છે.* તે બન્ને હકીકતો ઉપરની દંતકથાને પુષ્ટિ આપેછે. ઉત્તર હિંદુસ્થાનમાં તેઓ કઇ સાલમાં ગયા અને પ્રારંભમાં તેઓને શી શી મુશ્કેલીઓ પડી, તે જાણવાને કંઇ સાધન નથી. મહેતા દયાળ બહાદુર તેઓના જ્યેષ્ઠ ભ્રાતા હતા. દયાળ બહાદુરના પુત્ર ગિરિધર બહાદુર હતા. ગિરિધર બહાદુરના એક પુત્ર ચિમ્ન બહાદુર ભવાનીરામ હતા, અને દયાબહાદુર છબીલારામના પોતાના પુત્ર હતા. આગ્રાના યુધ્ધમાં છબીલારામના જામાતા ગુલાબરાયે ભાગ લીધો હતો. અને તેઓના નિકટના સંબંધી રાજા આનંદરાયે તે યુધ્ધમાં ગિરિધરબહાદુર સાથે સ્વામીભકિતમાં પોતાનું શિર અર્પણ કર્યું હતું તે ઉપરથી એટલું તો અનુમાન થઇ શકે છે કે તે બન્ને ભાઇઓ પોતાનાં કુટુંબો સાથે ઉત્તર હિંદુસ્થાનમાં જઇને વસ્યા હશે. ઇ. સ. ૧૭૧૨માં દિલ્હીના બાદશાહ બહાદુરશાહના પુત્રો વચ્ચે લાહોરનું દારૂણ યુધ્ધ થયું હતું, તે પ્રસંગે પહેલીજ વાર દયાળ બહાદુરનું નામ ઇતિહાસનાં પૃષ્ઠ ઉપર નોંધાયેલું જણાયછે. બહાદુરશાહનો બીજો પુત્ર અઝીમુશશાન બંગાળ, બહાર અને અલ્હા-

---

* બર્જેસ અનૂદિત સોરઠની તારીખ, પૃ. ૫૪–૫૫.

બાદનો સુબો હતો ; પરંતુ ઇ. સ. ૧૭૦૭ થી તેને પોતાના પિતાની હજુરમાં રહેવાની જરૂર પડવાથી ઇ. સ. ૧૭૧૧ માં સૈયદ અબદુલ્લાખાનને પોતાના પ્રતિનિધિ તરીકે અલ્હાબાદનો સુબો નીમ્યો હતો. તે અબદુલ્લાખાને રત્નચંદ્ર નામના એક ક્ષત્રિય વીરને પોતાના દિવાનની જગ્યા આપી હતી. મહેતા દયાળ બહાદુર અને છબીલારામ બહાદુરે[3] પ્રથમ તે રત્નચંદ્રની સેવા સ્વીકારી હતી.[4] ત્યાર પછી તુરત અઝીમુશશાને દયાળ બહાદુરને પોતાની હજુરમાં બોલાવી મુલ્કી તેમજ લશ્કરી અધિકારીની અને છબીલારામ બહાદુર ને અલ્હાબાદ પાસે આવેલ માણિકપુર પ્રગણાના ફોજદારની જગ્યા આપ્યાનું અનુમાન થાય છે.[5] તેટલામાં બાદશાહ બહાદુર શાહનું મૃત્યુ થયું અને તેના ચારે શાહજાદાઓ ગાદીનો વારસા હકક શસ્ત્ર બલથી નિર્ણીત કરવા કટિબધ્ધ થયા.

---

૩ ઇર્વિને રાજા છબીલારામની જન્મભૂમી આગ્રા જણાવી છે, Later Mughals by W. Irvine, Vol. I. P. 214 ત્યારે સર દેસાઇકૃત મરાઠા રિયાસતમાં તેઓનું વતન અલ્હાબાદ હતું એમ કહેલું છે. સર દેસાઇકૃત મરાઠી રિયાસત, મધ્ય ભાગ, ૨. પૃ. ૩૫૬.

૪ સસ્તું સાહિત્યવર્ધકમંડળે પ્રસિધ્ધ કરેલ ટોડ રાજસ્થાન પુ-૧ પૃ-૨૬૩ પાદટિપ્પણ

૫ સરદેસાઇ કૃત મરાઠી રિયાસતમાં લખ્યું છે કે દયાળ બહાદુર અને છબીલરામ પ્રથમ અઝીમુશશાનની નોકરીમાં હતા (પૃ-૩૫૬) ઇર્વિન લખે છે કે લાહોરના યુધ્ધ પછી ઇ. સ. ૧૭૧૨માં ખજવાનું યુધ્ધ થયું હતું એ સમયમાં રાજા છબીલારામ માણિકપુરના ફોજદર હતા (Later Mughals Vol. I, P. 262) મસાસી–ઉલ–ઉમરા નામના મુસલમાની ઇતિહાસમાં લખ્યું છે કે દયાળ બહાદુર અઝીમુશશાનના મુલ્કી તેમજ લશ્કરી અધિકારી હતા. (પુ-૨ પૃ-૩૨૮).

## ૪. લાહોરના યુદ્ધમાં દયાળબહાદરનું પ્રાણાર્પણ.

(તા. ૧૭ માર્ચ ઇ. સ. ૧૭૧૨)

પ્રાયશઃ મુસલમાન બાદશાહીનો આખો ઇતિહાસ પિતાના મરણ પછી રાજમુકુટ ધારણ કરવા માટે પુત્રોના વિગ્રહોથી થયેલ રકતપાતથી દ્રષ્ટિગોચર થાય છે. તેવી પરિસ્થિતિ સામાન્યતઃ પ્રવૃત્ત હોવા છતાં શાહજહાંની અવિચારી રાજનીતિએ તેવા વિગ્રહોએ ભીષણ રૂપ ધારણ કર્યું હતું. દક્ષિણની સુબાગીરીનાં સાધનને લીધે મદોન્મત્ત થયેલ ઔરંગઝેબે પોતાના પિતાના મૃત્યુના ખોટા સમાચાર સાંભળતાંજ પોતાના ભાઇઓની અને છેવટે વૃદ્ધ પિતાની કેવી દુર્દશા કરી હતી, તે શાળામાં અભ્યાસ કરનાર હરકોઇ વિદ્યાર્થીને પણ સુવિદિત હોય છે, છતાં ઔરંગઝેબે પણ તે ભૂલ ચલુ રાખી પોતાના જ્યેષ્ઠ પુત્ર બહાદુરશાહને કાબુલની અને કનિષ્ઠ પુત્ર કામબક્ષને બીજાપુરની સુબાગીરી આપી હતી; મધ્યમ પુત્ર આઝમશાહને પોતાની અંગત સેવામાં રાખ્યો હતો. ઇ. સ. ૧૭૦૭માં તેનું મૃત્યુ થતાં બહાદુરશાહે આગ્રા અને ધોલપુર વચ્ચે આવેલ જાજઉ નામના ગામ પાસે મોટું યુદ્ધ કરીને આઝમશાહનો અંત આણ્યો હતો. તેટલેથી તૃપ્ત ન થતાં દક્ષિણમાં જઇ કામબક્ષની પણ તેવીજ અવસ્થા કરી હતી. તેજ બહાદુરશાહે પણ પોતાના વડા શાહજાદા જહાંદારશાહને મુલતાનનો સુબો નીમ્યો હતો, બીજા શાહજાદા અઝીમુશ્શાનને બંગાળા, બહાર અને અલ્હાબાદની સુબાગીરી આપી હતી. બીજા બે શાહજાદાઓ રફી-ઉશ-શાન અને જહાંશાહને પોતાના તાબામાં મોટા અધિકારીઓની જગ્યો આપી હતી. બાદશાહની માંદગીમાં ચારે શાહજાદાઓ લાહોરમાં હતા, છતાં રાજ્યની લગામ અને તીજોરી તો અઝીમુશ્શાનના હાથમાં હતી. હજુ તો બાદશાહના શરીરમાં પ્રાણ હતા. તેવામાંજ ખટપટીઆ અને સ્વાર્થી અમલદારોએ મોટી ઉથલપાથલ થાય તેવી ખટપટ કરી મૂકી. વઝીર ઝુલ્ફીકારખાનની કુટિલ કળાથી જહાંદારશાહ રફી-ઉશ-શાન અને જહાંશાહને પોતાના પક્ષમાં લઇ શકયો. રાજ્યના મોટા મોટા અમીરો પણ અઝીમુશ્શાનનો પક્ષ છોડી જહાંદારશાહના

પક્ષમાં ચાલ્યા ગયા. બાદશાહનો પ્રાણાન્ત થતાંજ બન્ને પક્ષોની સેનાઓ લાહોરની રાવિ નદી પાસે ગોઠવાઇ ગઇ. સાત દિવસ સુધી ઘોર સંહારક યુદ્ધ ચાલ્યું. વિજયલક્ષ્મી કોઇ સમયે વિજયમાળા જહાંદારશાહના કંઠ તરફ અને કોઇ સમયે અઝીમુશશાનનાં કંઠ તરફ ડોલાવતી હતી. અઝીમુશશાનની સેના બહુ નાની હતી, છતાં અનાજ, ધન, શસ્ત્રાદિ સામગ્રી તેની પાસે ભરપૂર હતી, જ્યારે સામા પક્ષમા તેની પૂરેપૂરી ખામી હતી. તે સ્થિતિ ઉપર ધ્યાન રાખી અઝીમુશશાન ખરે પ્રસંગે હુમલો કરવાની આનાકાની કરતો હતો. સેરૂલમુત્ત આખરીન નામના મુસલમાની ઇતિહાસમાં લખ્યું છે કે–દયાળબહાદુરે શત્રુસેના ઉપર ધસારો કરવાની વારંવાર ચેતવણી આપ્યા છતાં, અઝીમુશશાન દીર્ઘસુત્રી નીતિને લીધે ચેત્યોજ નહિ. પરિણામ એ આવ્યું કે જહાંદરશાહના લશ્કરે બહુ જોરથી હુમલા કરવા માંડયા, તેના ધમાગ આગળ અઝીમુશશાનની સેના ટકી શકી નહિ. હજારો સૈનિકો કપાઇ ગયા, ઘણા મુસલમાન સરદારો પોતાના સ્વામીને રણક્ષેત્ર ઉપર રઝળતો મુકી લાહોરની મસ્જીદમાં ભરાઇ બેઠા. પરંતુ દયાળબહાદુર તેવે અણિને પ્રસંગે પહાડની જેમ અડગ રહ્યા. ઇર્વિન સાહેબ પોતાના 'ઉત્તર મુગલો' નામના ઇતિહાસમાં લખે છે કે–

"રણક્ષેત્રના બીજા ભાગમાં દયારામ બહાદુર નામના નાગર સરદારે જહાંદરશાહના તોપખાનાને ઓળંગી જઇ શત્રુસેનાની મધ્યમાં જઇ પહોચવાની ઇચ્છાથી પ્રથમ તોપચીઓ ઉપર હુમલો કર્યો. પરંતુ અફઝલખાંએ તેનો બહુ બહાદુરીથી બચાવ કર્યો. દયારામ બહાદુર કંઇક પાછા હઠયા અને તોપચીઓ ઉપર મારો કરવાનું શરૂ કર્યું. આ મલ્લયુધ્ધમાં દયાળ બહાદુર તોપના ગોળાથી ઘવાયા અને છેવટે તેમાંથી તેઓનું મૃત્યું થયું."

દયાળ બહાદુરની તેવી દશા થયા પછી, શાહજાદા અઝીમુશશાનની પુરેપુરી હાર થઇ. બાકી રહેલા સૈનિકો નાશી ગયા અને શાહજાદાનો હાથી ગભરાટમાં ને ગભરાટમા ભાગી જતાં રાવિ નદીમાં પડ્યો જ્યાં શાહજાદાનું મૃત્યું થયું.

નરસિંહરાવ ભોળાનાથ.

## ફૂલમણિ દાસીનો શાપ.

શિખરિણી. અધીરાં એ ભૃઙ્ગે કુસુમકળી મહીં બળ કરી,
ન જાણ્યું જે થાશે પરિમૃદિત સ.જી નવ ફરી,
દીઠું જે મોહાન્ધે અનુભવ્યું ન તે સૌરભ વળી;—
અને સાંપી મૃત્યુશરણ પશુનાથે ફૂલમણિ. ૧

સોરઠા ગંગાજળ ગરભીર સૂતું ઊંડી રાત્રિમાં;
રજની શ્યામ શરીર સૂતી ગંગાનીરમાં. ૨
અનન્ત તારકવૃન્દ એ નિદ્રા નિરખી રહ્યું;—
ને પેલો ગતિમન્દ ચાલે તટપર કોણ એ ? ૩

દ્રુતવિલમ્બિત ગગનતારકને નિરખી રહે
કંઇ નિસાસ ઊંડા હૃદયે વહે,
સુણી રહે સરિતારવ નીરવે,
તિમિરશું કંઇ વાત ઊંડી લવે. ૪

ઉદ્ધોર "ઊંડી રજનિદેવી શ્યામ ! માગું તુજ હૃદય હું વિરામ.
થાઊં તુજશું એકાકાર, માનું એ જ હું ઉદ્ધાર. ૫
રેલાઇ હૃદય મુજ શ્યામ ઉભરાયું તિમિર સહુ ઠામ,
તે આ પસરિયું આકાશ જળમાં કીધ ઊંડો વાસ ૬
જનમ્યું હૃદય મુજ અંધાર, તિમિરની જનની તું પણ સાર;
આપણ એકરૂપ જ આમ, માટે આવું ત્હારે ધામ. ૭
કીધું કર્મ એક અવદ્ય, ઊંડી મોહરજની મધ્ય;
દમતું તે મુને અવિરામ, જો! એ ભણતું આમથી આમ !૮
ને નિર્દોષ કોમળ બાળ જેની આ અધમ ચાણ્ડાલ

લગ્નની કુસુમશય્યા રૂડી કીધી મરણશય્યા ભૂંડી,— ૯
કોમળ કન્યકા એ પેલી રૂડી અમરભૂમિ ઊભેલી.
તારારૂપ દિવ્યજ લેતી, મુજને મર્મવચન શું કહેતી ! ૧૦

વસન્તતિલકા "હે નાથ ! નિર્દય થયો તું અજાણતાં જો
ધાર્યું ઘૃણા, ન તુજને દઉં દોષ આજો;
ત્હેં દુષ્ટ રૂઢિ તણું દાસપણું સ્વીકારી
હાથે કરી સુખલતા મૂળથી ઉખાડી. ૧૧

એ દુષ્ટ રૂઢિ અતિ નિર્દય રાક્ષસી એ
નિત્યે અનેક કૂંળી બાળકી ભક્ષતી જે,
તેશું જ કેમ શમશે મુજ કોપ ઊંડા !
દાવાગ્નિ એ પ્રસરશે, હજી જે છ ગૂઢા ' ૧૨

ઉધોર " રે તું સદય થા એ બાળી ! ઝટ દાવાગ્નિ એ તું પ્રજાળી
મુજને ભસ્મ કરી દે દેવિ ! યાચું દણ્ડદીક્ષા હેવી. ૧૩
અથવા અધિક ઉગ્રજ દણ્ડ અનુભવું હૃદયમાંહિં પ્રચણ્ડ:
જે'ની આગળે અણુમાત્રુ માનવદણ્ડની છે વાત. ૧૪
મ્હારા હૃદયમાં અંધાર, મહિં અનુતાપના અઙ્ગાર;
ત્હેની આ શી ઊંડી છાય તારાજડિત રજની માંહ્ય ! ૧૫
જ્યાં જ્યાં કરું પગસંચાર. ત્હાં ત્હાં ભમે એ મુજ છાય;
તે મહિં મધ્યમૂર્તિ બનેલી નિરખું કન્યકા હું પેલી. ૧૬
સ કોરી ઊંડા અઙ્ગાર, રેલે શીત અગ્નિની ધાર—
ધીમે આમ ના તું બાળ્ય. દેવી ચલાવ્ય ઉત્કટ જ્વાળ." ૧૭

વસંન્તતિલકા. " દાવાગ્નિ એહ દહશે બધી આર્યભૂમિ,
લેશે અસંખ્ય વરસોતણું વેર ધૂમી;
જે રૂઢીરાક્ષસીતણી કરી સેવ નિન્ધ,
ઊંડી ડૂબી અધમ કર્દમમાંહિં અન્ધ. ૧૮
કન્યા અનાથ સુકુમાર અનેક હોમી
એ રાક્ષસીમુખ વિશે જડ આર્યભૂમી !

તે કન્યકા સહુ શિખા બની એક એક
થાશે સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત છેક; ૧૯
દેશે પ્રજાની સહુ આર્ય પ્રજાની વાડી;
રહેશે પછી અધમતાતણી ઊંડી ખાડી:
ને આ પુરાણુ રુડી ભારતભૂમિ અન્તે
થાશે 'વિલુપ્ત ઇતિહાસ પટેથી સત્યે ' ૨૦
અનુષ્ટુપ ' ક્ષમા દેવિ ! ક્ષમા દેવિ ! શાપો દે મુજ મસ્તકે;
આર્યભૂમિ બચાવી દે; પાપી હુ, પાપી હું ખરે " ૨૧
દ્રુતવિલમ્બિત ઉડી ગઇ તિમિરાવૃત શર્વરી,
ગગનતારક સર્વ જ સંહરી;
પતિ નદીતટ દીન ઊભો રહી
નિરખતો ઝીણી ઝાંખી ઉષા કંઇ. ૨૨

---

ટીકા

આખા હિંદુસ્તાનમાં અજ્ઞાનભણેલાઓનાં મંડળમાં ખળભળાટ કરી મુકનારો સંમતિવયનો કાયદો ૧૮૯૦–૯૧માં જે કેસ ઉપરથી ઉત્પન્ન થયો તે પ્રસિદ્ધ કેસ (હરિમોહન મૈથીનો કેસ) હજી સર્વના સ્મરણમાં હશે. તોપણ અહિં હેનો સારાંશ સગવડને અર્થે આપવો ઠીક છે.

ફુલમણિ દાસી, નાતે ઉરિયા કાયસ્થ, ૧૦મી માર્ચ ૧૮૭૯ એ જન્મી; ૧૧મી મે ૧૮૯૦એ (૧૧વર્ષની ઉમરે) હરિમોહન મૈથી નામના મ્હોટી ઉમરે પ્હોંચેલા પુરૂષ સાથે હેનું લગ્ન થયું. લગ્ન પછી સાત દિવસ, રિવાજ પ્રમાણે, એ સાસરે રહી હતી; પછી, પાછી માને ઘેર આવી. પછી વળી બે દિવસ પછી એક દિવસ સાસરે ગઇ હતી, પણ રાત્રેજ પાછી માને ઘેર આવી. પછી ૧૫મી જૂને હરિમોહન આવ્યો, અને તે રાત્રે તે સાસુની જોડેની ઓયડીમાં સુતો હતો; ફુલમણિ અને હેની બે ન્હાની બ્હેનો માવાળી ઓયડીની બ્હાર ઓશરીમાં સુતી હતી. મધ્યરાત્યને શુમારે ફુલ-

મણિની ચીસોથી મા જાગી ઉઠી. અને જઇને જુવે છે તો હરિમોહનવાળી ઓયડીમાં પથારીમાં ફુલમણિને રુધિરપ્લાવિત દશામાં દીઠી, અને હેની ચેડમાં હરિમોહનને ઊભેલો દીઠો. ઘરના બીજાં બૈરાંને બોલાવ્યાં; ફુલમણિની વડિયાંએ હરિમોહનને હેના કર્મ માટે ગાળો દીધી; પણ એ ચૂપ ઊભો રહ્યો ફુલમણિએ થોડુંક પાણી માગ્યું. તે શિવાય કશું પણ એ બોલી નહિ. દાકતરને બોલાવ્યો, તે રહવારે આવ્યો. ને વખત ફુલમણિ મરણસમીપ હતી, નાડી બન્ધ હતી, શ્વાસ થયો હતો. દવા આપી. સાંઝે ત્રણ વાગ્યે એ મરણ પામી. તે પછી હરિમોહન દાકતરને મળ્યો; તેણે પૂછ્યું:—"આ અકસ્માત્ શાથી બન્યો?" હરિમોહને કહ્યું—"સમાગમને લીધે."

બચાવમા હેવું બતાવવામાં આવ્યું હતું કે આ બનાવ પ્હેલા સમાગમ થયેલો હતો. આ વાત સંદિગ્ધ હતી. વાત ખરી હશે તો વળી સાબીત થાય છે કે લગ્ન પછી તરતજ એ દુરાચાર થયેલો. નાત્યની રૂઢિ પ્રમાણે (ફુલમણિની માના કહેવા પ્રમાણે) રજોદર્શન પ્હેલાં મેડી થતી ન્હોતી. આ ખરૂં, હોય તો,

'ન્હે દુષ્ટ રૂઢિતણું દાસપણું સ્વીકારી'

એ પંક્તિ નિરર્થક જેવી કોઇને લાગશે. પરંતુ રૂઢિનાજ બળને લીધે હાવાં અસમાન અને બાલ્યકાળમાં લગ્ન થાય છે, તેમજ ત્હેને લીધેજ હાવા અકાલ સમાગમનો પ્રસંગ આવે છે, એ જોતાં એ પંક્તિ સંગતાર્થ રહે છે તેમજ એ કેસમાંની હકીકતથી લાગે છે કે ફુલમણિની માનું કહેવું પોતાના બચાવ માટે હશે

(કર્તાની સંમતિથી.)

રા. વામશર્મા.

# 'સદ્‌ગત રા. અવનિપ્રસાદ અગમબુદ્ધિયા.

(કંઈક સંસ્મરણો)

રાજમાન્ય રાજશ્રી અવનિપ્રસાદ અગમબુદ્ધિયાની ટુંકી જીવનરેખા અહિં દોરવાનું મુખ્ય કારણ એટલુંજ કે 'નાગરિક'ના અધિપતિ એવા અગમબુદ્ધિયા હોઈ એ પ્રમાણે ત્રૈમાસિકના જન્મ પહેલાં બે માસથી કંઈક લખી આપવા માટે અમ્હારા ઉપર દબાણ કરી રહ્યા હતા. લેખંડાની વિટમ્બનાની અધિપતિ મહાશયને કલ્પના પણ ક્યાંથી હોય ! અધિપતિ બનવું એટલે લેખો લખવાની જવાબદારીમાંથી છુટી લેખો લખાવવાની જવાબદારી સ્વીકારવી, અને લેખો લખાવવામાં તે શી જવાબદારી હશે એ હજુ અમ્હે સમજી શકતા નથી. અસ્તુ ! અગમબુદ્ધિયા અધિપતિઓએ લેવો જોઈતો ધડો એમનાં દિલમાં ઉતરો એ હેતુથી આ વિષય હાથ ધર્યો છે.

ભાઈ અવનિપ્રસાદ જ્ઞાતિએ નાગર હોવાથીજ એમને રાજમાન્ય લખવા પડે છે. બાકી એઓ રાજમાન્ય યથાર્થ થતાં રહી ગયા હતા એનો ઇતિહાસ આગળ ઉપર કહેશું. હાલનો એટલોજ ખુલાસો બસ થશે કે 'રાજમાન્ય'એ શબ્દ શંકરના શિર પરથી ચ્યુત થયેલી ગંગાની પેઠે સ્થાનભ્રષ્ટ થયો એ સદ્ભાગ્યતા જોરેજ અવનિપ્રસાદ રાજમાન્ય કહેવાઇ શકે. ખરેખર ! શબ્દોની ચ્હડતી પડતી જોઇ મનુષ્યોએ સુખદુઃખમાં દિલાસો લેવો ઘટે છે. રાવસાહેબ જેવો શબ્દ પ્રથમ રાજમુગટધારી મહાજનનેજ વિશેષણરૂપે સ્વીકારતો. ધર્મભ્રંશી અંગ્રેજ સરકારે પ્રથમ એનો વિનિપાત આરંભ્યો અને કલેક્ટર એનું કુટુમ્બ અને એનો કુતરો જેના પર મ્હેરબાન થાય તેને રાવસાહેબનો ઇલ્કાબ અપાવા લાગ્યો. અને વિવેકભ્રષ્ટનો વિનિપાત એકમુખ

ન જ હોય! થોડાં વર્ષ ઉપર જ્યારે અમ્હે રાજમાન્ય અવનિપ્રસાદને ત્યાં મુંબઇ ગયેલા ત્યારે એ વિનિપાત અમ્હે સખેદ પ્રત્યક્ષ કર્યો. અમ્હે પ્હોંચ્યા તેની બીજીજ સ્હવારે અવનિપ્રસાદ ચાલીમાંથી બ્હાર ડોકાવી તાળી પાડી. શુશૂકાર કરવા લાગ્યા. છેવટે બોલ્યા "રાવ-સાહેબ ઉપર યા." હું તુરતજ સાવધાન બની ગયો. રાવસાહેબ ઇલકાબધારી વ્યક્તિઓ સાથે અવનિપ્રસાદ આટલો પરિચય ધરાવે છે એ જોઇ મિત્રભાવે આનન્દ થયો. દેશી રજવાડાના રહીશ ભોટ ન લાગે માટે કફિયું પહેડી ફેંટો પ્હેરી લીધાં, અને રાવસાહેબ કેવાક હશે એ કુતૂહલથી દરવાજા તરફ જોઇ રહ્યો. ત્યાં પેરણભર અવનિપ્રસાદ ઓરડામાં આવ્યા. એ પણ કોટ ફેંટો પ્હેરવાના હશે ધારી મ્હેં ખુંટિયેથી ઉપાડી કોટ એમના તરફ ધર્યો ત્યાં એ તો ઉલ્ટા પ્હેરણ ઉતારી પંચીયું બદલાવી પોતડી પ્હેરી અરિસામાં જોતા ને દહાડી ખંજવાળતા ઊભા. "અરે આશું ભૂલી ગયા! રાવસાહેબને હમણાંજ બોલાવ્યા છે ને !" પણ અવનિપ્રસાદતો મુંબઇગરાઓજ હસવું માને એવું માંદલું માંદલું હસ્યા ને કહે "અહિં તો રાવસાહેબ હજામને કહેછે !"

"રાવસાહેબ" ત્હારી શી અધોગતિ ! "રાજમાન્ય" ! ત્હારે "રાવસાહેબ"ની દુર્દશા જોઇ દુઃખે દુઃખાધિક્યમ્ પશ્ય એ એ ન્યાયે મન વાળવાનું છે. એક કાળે કારભારીઓને, દિવાનોને, મુત્સદ્દિઓને વિશેષ્યરૂપ બનાવી આજે સ્હાડા બાવીશ કોરી*ના પટા-વાળાને, ચાળીશ કોરીના કારકુનને, વીશ રૂપિયાના બિલકલેકટરને

---

*કોરી—કચ્છી શિક્કો સરકારી પાઇ જેવડો પણ રૂપિયાને હલકો પાડવાનો ધંધો લઇ બેઠેલો અને ગિની કરતાં પણ વધારે મગરૂર મુત્સદ્દી શિક્કો. મુત્સદ્દી એટલા માટે કે જુદી જુદી સ્થિતિમાં જુદા જુદા ભાવ ધારણ કરવામાં એ કુશલ છે પ્રજાના ઘરમાં હોય ત્યારે રૂપિયાનો ૧ા માંડ, પણ રાજાના ઘરમાં ૩ાા બની જાય. કચ્છી પરદેશથી સ્વદેશ આવે તો લીંખના બાર હજાર દરી નાંખે, પણ પરદેશી સ્વદેશ છોડી કચ્છમાં આવે તો અલાદિનના ફાનસ જેવો બની જાય.

પચ્ચીશ રૂપિયાના થઇ જુનિયર કલાર્કને કે ત્રીશ રૂપિયાના અમ્હારા અવનિપ્રસાદને વિશિષ્ય રૂપે ત્હારે સ્વીકારવા પડ્યા છે. ! પણ ત્હારાં દુઃખમાં સમભાવ દર્શાવવા એમનું તે મ્હારાં મુકુરમાં અધિપતિની બુરી પેનસીલ દેખાવછે, એટલે અહિં વિરમવું પડે છે.

પ્રસ્તુત મુકુરદર્શનનાં બિમ્બરૂપ અવનિપ્રસાદ રાજમાન્ય થતા બચી ગયા એનો ઉપર ઇશારો કર્યો છે. એ હકીકત આમ હતી. જ્યારે એમનું બીજી વાર ઘરભંગ થયું ત્યારે અમારા દિવાની શિરસ્તેદારની દોહિત્રી સાથે એમનો ત્રીજો સંબંધ યોજાયો. રાજમાન્ય બનવા માટે લાયકાત ન હોય તોપણ આ પદ્ધિ જેવી તેવી ન ગણાય; પણ એતો રાજ્યસેવામાં પણ જોડાયા એટલે દિવાની ખાતામાં મોઘમ કારકૂન તરીકે એમની નિમણૂંક થઇ. મ્હોટા અમલદારોની વગે સગે જેની રાજ્યનિમણૂંક થાય અને પછી ચાલુ નિયમિત માસિક પગાર વસુલ કરવા ઉપરાંત જેને કશું કામ ન સોંપી શકાય તેવાને મોઘમ કારકૂન કહેવામાં આવે છે. આ સેવામાં પગાર તો ટૂંકો હતો, પણ અમલદારના ખાસ એટલે અમલદારની અને ગામની તિજોરી વચ્ચેના ચાલુ રૂપેરી પ્રવાહસંબંધમાં એમનો ઉપયોગ વાહિનીનાલિકા તરીકે ઠીક થઇ શકતો. ગામ તરફથી અમલદાર તરફ ઢળતું પરિમાણ હોવાથી ગામની તિજોરી પ્રવાહનાં મૂળરૂપ અને અમલદારની તિજોરી મુખરૂપ હતી, અને વચમાં નાળી બનેલા રાજમાન્યના માન્ય અવનિપ્રસાદને પણ એમાં લાભ હતો, કારણ નાળીનો પટ પૂર્ણ સપાટ ન હોયનો ખાડા ખબચામાં થોડોક રૂપેરી પ્રવાહ ભરાઇ રહેતો—અને સારા ઍન્જીનિઅર ને પુછવાથી ખબર પડશે કે ગમે તેવી સારી નાલીમાં પણ ખડબચડી જગ્યાઓ રહીજ જાય

આ ક્રમ ચાલુ રહ્યો હોત તો તો જરૂરજ અવનિપ્રસાદ રાજમાન્યને બદલે પોતેજ રાજમાન્ય યથાર્થ રીતે બની શકત, અને કંઇ નહિ તો તાલુકા ન્યાયાધીશ તો જરૂરજ થઇ શકત, કારણ એ ઓદ્ધા માટે દિવાની શિરસ્તેદારની દોહત્રીના જમાઇ થવા સિવાય બીજી કશી યોગ્યતા નથી જોઇતી એ દેશી રજવાડાનો કોઇપણ

માહિતગાર ત્હમને કહી શકશે. પણ એ ક્રમ નિષ્ઠુર વિધાતાની અન્ધી આંખોએ જોઇ ન શકાયો એટલે એમાં ભંગ કર્યો. દિવાની શિરસ્તેદાર યમરાજ્યમાં લાયક નોકરી શોધવા પ્રયાણ કરી ગયા, અને પરિણામે નવા નીમાયેલા શિરસ્તેદારની પુત્રપૌત્રદૌહિત્રજામાતાશ્યાલાદિપરિવારાનુસંબંધિજનગણસંકુલિત વ્યક્તિઓ માટે જગ્યા કરવા માટે અવનિપ્રસાદની મોઘમ કરરકૂની પરિસમાપ્તિને પ્રાપ્ત થઇ વીહ. ઇતિ શમ્.

આજની પેઠે અનેક નગરીને ન ખપતા ન પોષાતા નાનાવિધ સજ્જનોનું આશ્રયસ્થાન તે દહાડે પણ મુંબાઇજ હતું, નદીનામ્ સમુદ્ર ઇવ અને કાલક્રમના પ્રવાહમાં તણાતા અવનિપ્રસાદ પણ આગગાડીને આશીર્વાદે મુંબઇને પ્રત્યક્ષ થયા. બિલાડસંતતિની પેઠે અનેક ઘર એમણે બદલાવ્યા. અને છેલ્લે છેલ્લે એક મ્હોટા વોરા વેપારીને ત્યાં ચાલીઓનાં ભાડાં ઉઘરાવવાના કામ ઉપર ટપ્પે ટપ્પે ચ્હડના માસિક રૂપીઆ ત્રીશ પામતા હતા, અને શેઠનીજ એક ગ્રાંટરોડ પરની ચાલીમાં રહેતા હતા.

પ્રસ્તુત પ્રયાસ માત્ર એમનાં અગમબુધ્ધિપણાંના પુરાવાઓ આપવાનોજ છે, જેથી આ ત્રૈમાસિકના અધિપતિ પેઠે જે જે સજ્જનો અગમબુધ્ધિયા થવાની હોંશ રાખતા હોય તેમને ધડો લેવાનો મળે.

અવનિપ્રસાદની અવટંક અગમબુધ્ધિયા નહિજ હોય, પણ એમની ખરી અવટંક અમ્હારા જાણવામાં નથી. એ બાબતમાં ખાત્રીપૂર્વક માત્ર એટલુંજ કહી શકાય છે કે મચ્છર, મંકોડી કે માંકડ નહતી, કારણ એમને એ જંતુઓ તરફ અકથ્ય વૈરભાવ હતો. તેમ ઘોડા પણ કદાચ નહિ હોય કારણ બીજીવાર જ્યારે ઘોડે ચ્હડવા ગયા હતા ત્યારે ચકલા વચ્ચે એને ઘોડાએ પાડી નાંખ્યા હતા, અને જો ઘોડાને એમની સાથે અવટંકીઓ પણ સંબંધ હોય તો ઘોડા જેવું સમજુ પ્રાણી એમ નજ કરે એ વાત પ્રાણીશાસ્ત્રથી સિધ્ધજ છે. એમના શરીર તરફ જેણે એકજ નજર કરી હોય તેની ખાતરી થયા વિના ન રહે કે એમની અવટંક

હાથી હોય એ કલ્પના પણ સર્વથા અસંભાવ્ય છે. ગમે તેમ હો, પણ જેણે એમને અગમબુધ્ધિયા અવટંકથી નવાજ્યા તે નર જરૂર ચતુર હશે. કારણ કોઇ પણ કાર્ય કરવાનો વખત પ્હેલાંજ તે કાર્યની પરિસમાપ્તિ કરી લેવાની અગમબુધ્ધિ એમનામાં ઉત્તમ રૂપે વિકાસી હતી: અગમબુધ્ધિ એમનામાં યોગશાસ્ત્રની પરિભાષામાં પ્રજ્ઞા કે ઋતમ્ભરા પ્રજ્ઞા સુધી વિકસી હતી. અને એનાં ઉદાહરણો નીચે પ્રમાણે !

મનુષ્યનો સ્વભાવ જન્મથી લક્ષણુ પ્રકાશે છે એમ પામરો માને છે, પણ પણ્ડિતો જાણે છે કે જન્મ પ્હેલાંજ સ્વભાવ સૂક્ષ્મ રૂપે, પુલના ગન્ધ પેઠે જીવાત્મામા રહ્યો હોય છે. અને એનો સબલ પુરાવો એ કે અવનિપ્રસાદ, રખે દુનિયામાં પ્હોંચતા મોડો થઇ જાઉં એ બ્હીકે જન્મવાની ઉતાવળમાંને ઉતાવળમાં માને અધુરે દ્હાડેજ જન્મી ચુકયા હતા.

જન્મ્યા પછીનાં પેલાંજ વર્ષમાં કોઇ વાત મુલતવી રાખતાં વીસરી ન જવાય એ હેતુથી ઓરી, અછબડા, શીળી, મ્હોટી ઉધરસ વિગેરેનો ક્રમ આટોપી લીધો. અને પરિણામે જો કે શરીર હંમેશ માટે નબળું પડી ગયું, છતા કોઇ પણ વાત અધુરી ન રહી એ વિચારે કૃતકૃત્યશ્ર ભારત પેઠે એમને સંતોષ થયો. બાલપણમાં જુદી જુદી રમતો રમતાં ગીલી લક્રાત્ર્વા પ્હેલાંજ લાલ ગણી લેવાની એમની ઢોંગને લીધે બીજા છોકરાઓમાં ઘણી ગેરસમજ ઉપજતી. પણ અગમબુધ્ધિ તો ઘરમાં ને શેરીમાં તેમજ નિશાળમાં સદા જાગ્રત રહેતી. આવતી સાલનું લેસન એ આ સાલેજ કરી લેતા, પરિણામે જ્યારે માસ્તર ત્રણ રકમનો સરવાળો લખાવે ત્યારે અવનિપ્રસાદ પાંચ રકમ જેટલું પરિણામ લઇ આવતા. માસ્તરો અણુઘડ હોવાથી આ બરકત ન સમજી શકવાથી એમને છેલ્લે પાટલે મોકલતા. પરિણામે જ્યારે પ્હેલીવાર ઘરભંગ થયા ત્યારે હજુ એ ગુજરાતી ત્રીજા ધોરણમાંજ હતા. અગમબુધ્ધિથી મ્હોંગે અસ્તરો ફેરવવાથી સહેજ ખડબચડો દોરો ફુટયો હતો બીજી વાર ઘરભંગ થયા ત્યારે તે અંગ્રેજી-પ્રાઇમરમાં હતા, પણ સુભાગ્યે ત્રીજીવારનો

સમ્બન્ધ દિવાની શિરસ્તેદારની દૌહિત્રી સાથે થતાં નિશાળમાંની એમની કારકીર્દીમાં અણધાર્યો વેગ આવ્યો. આજ સુધી એને ડોઠ માનતા માસ્તરોને એમનામાં ઉંચા પ્રકારની બુધ્ધિમત્તા દેખાવા લાગી. આજ સુધી પોતે અંધ હતા એ વાત સમજવાથી ભૂતકાળના બદલા તરીકે ત્રીજાં ઘરથી એમને બીજું સંતાન થયું ત્યાં સુધીમાં તો મેટ્રિક સુધી પ્હોંચાડી દીધા. મેટ્રિકમાં હતા ત્યારે એમનામાં અગમબુધ્ધિના પ્રભાવે બી. એ. જેટલી ગંભીગાઇ અને વિદ્વત્તા આવી હતી એ કહેવુંજ બીન જરૂરી છે. પણ યુનિવર્સિટીના પરીક્ષકને એમના જવાબો ન સ્હમજાયાથી, પોતાનું અજ્ઞાન એમની પાસે કબૂલ કરવાને બદલે એમને નપાસ કરી દીધા દિવાની શિરસ્તેદારોના સંબંધિયો વિષે યોગ્યે આદર ન ધરાવવા માટે યુનિવર્સિટિને શું શું ખમવું પડશે એ ચર્ચામાં થોડા દિવસ વીત્યા પછી અવનિપ્રસાદે મોઘમ કારકૂની અને તદૃત્તર મુંબઇની મજુરી સ્વીકારી. એ વાત કહેવાઇ ગઇ છે.

જ્યારે મ્હે પ્હેલાં અવનિપ્રસાદને જોયા ત્યારે તેમની ઉમ્મર બાવીશેકની હશે, પણ દેખાવે ૪૫ (નવી આવૃત્તિ) લાગતા હતા. કદાચ ચાળીશી આવે ત્યારે તૈયારી ન હોય અને પચ્છમબુધ્ધિયા ગણાઇ જાય એ બ્હીકથીજ એમણે આ અકાલવૃધ્ધત્વ સ્વીકાર્યું હતું એ કહેવું આવશ્યક નથી. એમની દહાડી ખડખચડી હતી. કારણ સવારના મોડા થઇ જવાય એ બ્હીકથી રાત્રેજ અસ્તરો ફેરવી લેવાની એમણે ટેવ રાખી હતી. કપડાં ઢીલાં અને બેડોળ હતાં. કારણ જાડા થતાં પછી શીવડાવવાની દોડધામ એમની પ્રકૃતિને પ્રતિકૂલ હોતાં પ્હેલેથીજ છછ તસુ મ્હોટાં કરાવ્યાં હતાં. એમની અગમબુધ્ધિનો મહિમા અપાર હતો. ઘરમાં સારૂં રંધાવાનું હોય તેની આગલી સ્હાંજે બાલ ગોપાલને મહાસુધ્ધિનો ફાંટ પાઇ દેતા, અને જમવાને પેલે કોળિયે ભાસ્કરલવણનો ફાકડો ભરાવતા, જેથી અપચો ન થાય ને પેટમાં કચરો ન રહે. પારો નેવુંની નીચે જાય કે કુટુમ્બમાંના બધાંને ગરમ કપડાં પ્હેરવાં પડતાં ને બુસસ ઓઢી સુવું પડતું. અને એમનાં બ્હોળાં કુટુમ્બ વાસ્તે કહેવાયું છે કે

વધતા છોકરાંના ઝભલાં ચડી ટુંકાં પડવાં માંડે તે પ્હેલાંજ એ કપડાં પ્હેરનાર છોકરુ હાજર રાખવાની અગમબુધ્ધિને પરિણામેજ એમને આઠ વર્ષમાં છ છોકરાં થયાં હતા. અલબત એમની વહુનો આ વિષે શો મત હતો તે અવકાશ અભાવે અહેં જાણી નથી શક્યા. પણ હિન્દુ સંસારમાં ચૂલા અને ઘોડીયા વચ્ચેજ સ્ત્રીજીવન સાર્થક થતું મનાયછે એટલે સનાતન ધર્મબુધ્ધિના પિયેર વાળી સતી પેઠે આમાં એની સંમતિ સ્વીકારી લેવી પડેછે. હિન્દુમતીને પતિ દર્શન ફક્ત એ હેતુથીજ હોયછે જેના પરિણામે સદોજ્જ્વલ ચૂલો અને સદાન્દોલિત ઘોડીયું એટલામાંજ સ્ત્રીની વિરાટ જીવનલીલા પર્યાપ્ત કરાય છે, પણ અધિપતિ કહેછેકે આ વિષયાન્તર થાય છે અને અમને પણ લાગે છે કે એકજ વિષયથી પ્રચૂર હિન્દુસંસાર ને વિષે વિષયાન્તર કરવું એમાં અનેક પ્રકારના વિરોધાભાસનો ભય છે. અસ્તુ.

અવનિપ્રસાદ પોતાનું ઘડીયાલ હંમેશ અર્ધા કલાક ફાસ્ટ રાખતા. ટાવર પ્રમાણેજ પોતાનું ઘડીયાલ માંડનારાઓ ઉપર એમને અખૂટ દયા આવતી દરરોજ જમવાના વખતથી અર્ધો કલાક વ્હેલું રસોઇ તૈયાર રખાવતા, અને જરૂર કરતાં અતિ વ્હેલાં જમી, જોઇયે તે કરતાં વ્હેલી ટ્રેન પકડીને કાયદા કરતાં વ્હેલા ઑફિસે પ્હોંચવાનો એમનો સખ્ત નિયમ હતો. તે કહેતા કે નેલ્સનનો એવો નિયમ હતો કે નીમેલા વખ્ત કરતાં હમેશાં નિયત સ્થળે વ્હેલા પ્હોંચવું એથી બહુ ફાયદા થાય છે. તમાંના થોડાક ફાયદા અવનિપ્રસાદને થયેલા તે નીચે પ્રમાણે.

એકવાર એક શેઠને નોકરી માટે મળવા જવાનું હતું. સ્હવારના છયે જઇ શેઠને મળવાની ખાહેશ દેખાડી. શેઠની ઉંઘ બગડી માટે નોકરી મળતી રહી ગઇ. બીજીવાર એક વૃદ્ધ પણ જુવાન દેખાવાની હોંશવાળા ગૃહસ્થની એક પુરી દીકરી સાથે વેવી-શાળની વાત ચાલતી હતી. એક સાથે ઘરને ઘરવખરી વસી જાય એવો જોગ એટલે ઉમેદ પણ ભારી. સસરાએ સ્હવારે નવ વાગે મળવા બોલાવ્યા, હોંશમાં સવારના સાતે જઇ ઉભા ને. સમરો

મુછો ધોઇ કલપ લગાડવા બેઠા હતા ત્યાં હાજર થયા. પરિણામે વેવિશાળ ન થયું. એકવાર કામ પ્રસંગે શોલાપુર જવું હતું. રાતનો મદ્રાસ મેલ પકડવા ભાયખલાના સ્ટેશન ઉપર બે કલાક વ્હેલા પ્હોંચી ગયા. ઘડિયાલ ઘણું આગળ અને નશીબ જોગે ટ્રેનો બધી પાછળ રહેલી છેવટે પ્હેલાં કલકત્તા મેલ આવ્યો ને ઝટપટ રખે રહી જાઉં એ બ્હીકે એક શ્વાસે ચ્હડી બેઠા અને બિછાનું પાથરી સુઇ ગયા. જ્યારે સ્હવારે શોલાપુરને બદલે ભુસાવલ આવ્યું ત્યારેજ ખબર પડી કે ઘોટાળો થયો. પૈસા ગાડના ગયા અને નોકરી પણ ગઇ.

આવા તો ઘણા દાખલા બનેલા. પણ છેલ્લો દાખલો એ કે ચર્ચગેટ પર ટ્રેન ઉભી રહે તે પ્હેલાંજ રહી જવાની બ્હીકે ઉતરવા જતાં એઓ અકાળે સદ્‌ગત થયા. કુટુમ્બ માટે વીમો ઉતરાવવાની અગમબુધ્ધિ નહતી એટલે છોકરાં રઝળ્યાં અને બુઢાપામાં કામ લાગે એ હેતુથી સસ્તામાં એક ચશ્માંની જોડ લઇ રાખેલી અને એક દાંતની બત્રીશી લઇ રાખેલી તે વેંચીને ગામ ગયાં.

આપણે ઇચ્છિશું કે અગમબુધ્ધિયા ઇશ્વરે જરૂર એમના માટે ચોર્યાશી લાખ પ્રોગ્રામો ઘડી તૈયાર રાખ્યા હશે. દર્મ્યાન અધિપતિ મહાશય ! મહિનાઓ પછી ત્હમે લેખ માગશો એ ખ્યાલથી લેખો તૈયાર રાખિયે એવા અમે અગમબુધ્ધિયા નથી તે તમને જાહેર થાય. અવનિપ્રસાદના જીવન પરથી ધડો એ લેવાનો છે કે જે કામ કાલ ઉપર રાખી શકાતું હોય તે આજે આટોપી ન લેવું-માટે જો એકાદ દહાડો થોભી શકતા હો તો એકાદ લેખ મોકલી આપીએ.

[ ઉપલો વાયદો સ્વીકારી ન શકવાથી આ વખતે અમારે વામવર્માના લેખ વગરજ ચલાવી લેવું પડયું છે.—અધિપતિ. ]

# નોંધ.

નવીન વર્તમાન

ગાંધીજીની કચ્છની મુસાફરી દર્મ્યાન અન્ત્યજો સાથે છૂટથી ભળવા માટે કચ્છ ભુજની નાગર જ્ઞાતિએ નીચેના ગૃહસ્થોને નાત બ્હાર કર્યા છેઃ ગુલાબશંકર અમૃતલાલ ધોળકિયા, દોલતરામ જયશંકર ધોળકિયા, પ્રફુલ્લાસ જશવન્તરાય ધોળકિયા કાન્તિપ્રસાદ ચન્દ્રશંકર અંતાણી, પ્રભાશંકર રૂગનાથજી લાલજી.

** ** ** **

ભાઇ ગુલાબશંકર ઉપર નીચે પ્રમાણેનો તાર કરાચીથી ભાઇ ચન્દ્રશંકર અમૃતલાલ બુચે મોકલ્યો છે.

"આજે જાણવામાં આવ્યું કે લાભભાઇ, દોલતરામ, પ્રફુલ્લાલ, કાન્તિપ્રસાદ અને એક બીજાને અન્ત્યજો તરફ મનુષ્યનાને છાજે તેવી વૃત્તિ દેખાડવા માટે નાતબ્હાર કર્યા છે. જો આ વાત સાચ્ચી હોય તો તે ભાઇઓને મ્હારા તરફથી અન્તરનો ધન્યવાદ પ્હોંચાડશો. શાશ્વત્ અજ્ઞાન, તમસ અને ગુમાનમા સબડતાઓની સાથે નાતિલા બનવા કરતાં એમની સ્થિતિ ઉત્તમ છે."

કરાચી વડનગરા નાગર મંડળ * *

આ મંડળ ને હૈયાતીમાં આવે આશરે પન્દર વર્ષ થયાં. કચ્છ કાઠિયાવાડનાં ન્હાનાં મ્હોટાં બધાં ગામોમાંથી અહિં નાગરો આવી વસ્યા છે. ઘણાઓનો વસવાટ તો ઘણા વર્ષોનો છે. કોઇ કોઇ તો અહિં મિલ્કત ખરીદી કરાચીનેજ વતન બનાવી રહ્યો છે. એટલે આવાં મંડળની આવશ્યકતા વિષે બે મત હોયજ નહિ. અત્યાર સુધીમા આશરે ૭૫ સભ્યો સાત મુરબ્બીઓ અને ત્રણ જીવનસભ્યો છે. દર વર્ષે નરસિંહ મ્હેતા નિમિત્તે બે તથા હાટકેશ્વર પ્રતિષ્ઠા અને કાર્તકી પડવે એમ ઉત્સાવો યોજે છે. હવે અહિંની નાગર સમાજનાં અનેકવિધ હિતને પોષવા એક સ્ત્રીઉપયોગી ફરતી પુસ્તકશાળા, તથા ધર્મ, ઇતિહાસ, વિજ્ઞાન, વિષેના મેજીક લૅન્ટર્ન સાથેના ભાષણો, નોકરી કે નોકર શોધતાઓ માટેની એક બ્યૂરો, સ્વયંસેવકમંડળ, અને વિચારોત્તેજક અને ભાવના પોષક પ્રવૃત્તિ રૂપે આ ત્રૈમાસિક– આટલી પ્રવૃત્તિઓ ઉપાડી છે. ઉપરાંત મંડળની માલેકીની એકાદ જગ્યા ખરીદવાની યોજના પણ ચર્ચાની

સ્થિતિમાંથી વ્યવહાર રૂપ પકડી રહી છે. આ બધી પ્રવૃત્તિઓને પ્હોંચી વળવા પુરતાં સાધનો માટે કરાચીની નાગર વસ્તીજ મંડળને સહાય કરી શકે-પરંતુ આ ત્રૈમાસિકના ગ્રાહક બની અન્ય સ્થળે વસતાં સર્વકોઇ મદદ કરી શકે એમ છે આ સ્વાશ્રય છોડવાની વાત નથી પણ value forvalue receivedની દ્રષ્ટિએજ વિચારવા વિનંતિ છે.

**આ સાહસ.**

આ ત્રૈમાસિક, પૂર્વગામી ત્રણ કે વધારે ?-પ્રકાશનોથી બીજી દિશામાં પ્રવૃત્તિ કરવા ધારે છે. નાગરજ્ઞાતિનું ગૌરવ નાગરિક તરીકેની એની કુશલતાને અંગે હતું. તીવ્રબુદ્ધિમત્તા, અભ્યાસપ્રિયતા, વાક્ચાતુરી અને દક્ષનીતિપટુતા એ ગુણોએ તે આગળ પડતી હતી. આ ત્રૈમાસિકે તેથીજ ""નાગરિક" નામ સ્વીકાર્યું છે.

**'નાગરિક'નો ઉદ્દેશ.**

વિષયોની પસન્દગી કરતી વખતે વાત ખ્યાલમાં રખાઇ છે તે એ છે કે "નાગર" જ્ઞાતિની ઉન્નતિમાં એવાં કોઇ ખાસ સાધનો નથી જે અન્ય કોઇ પણ જ્ઞાતિની ઉન્નતિમાં વપરાતાં ન હોય. જો ગુમાવેલું સંસ્કારિત્વ પાછું મેળવવાથીજ નાગર કે અન્ય જ્ઞાતિ ઉત્તમ થઇ શકતી હોય તો તે સંસ્કારિત્વને પોષે તેવીજ ચર્ચાને આ ત્રૈમાસિકે પોષવી જોઇએ. એ નિર્વિવાદ છે. આ અંકમાંના વિષયો એવા છે કે જેના વિષે ઉત્તમ જ્ઞાતિના સભ્ય માનતા દરેકને કંઇ પણ વિચાર કરવો આવશ્યક છે. જો એ વિચારોને આ લેખો મદદરૂપ થઇ શકે તો લેખો સફલ થયા માનવા. "વર થવાના ફાયદા" અને "રા અગમબુદ્ધિયા" જેવા લેખો પણ અમુક હેતુ પુરઃસર લખાયા લાગે છે માટે પસન્દ કર્યા છે. અમારા વાંચકોને એટલુંજ કહેવાનું છે કે આ ઉપપન્ન સામગ્રીથી જો ત્હમારી વિદ્વતા કે વિચારશીલતા કે રસિકતાનું ઉદ્દિપન થતું હોય તો આ સામગ્રીનો ઉપયોગ સફલ થયેલો ગણાવો જોઇએ.

**-અને પ્રદેશ**

છેવટમા એક વાત બહુ અગત્યની છે. આ ત્રૈમાસિક નાગરનેજ ઉપયોગી થાય એમ નજ હોય. ત્હમારા ઇતર જ્ઞાતિના મિત્રોનાં લક્ષ્ય પર આ વાત જરૂર લાવજો આ ત્રૈમાસિકના લેખોનું મનન આજની સ્થિતિમાંથી ઉત્તમતા શોધતી કોઇ પણ જ્ઞાતિને નાગરજ્ઞાતિ જેટલુંજ ઉપયોગી છે, અને તેથીજ 'ઇતર જ્ઞાતિના સભ્યો પણ આ ત્રૈમાસિકને ગ્રાહક બની પોષી શકે છે.

# 'નાગરિક'

(ત્રૈમાસિક)

તંત્રીમંડળ.

રા. રા. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ...મુખ્ય તંત્રી.
" " જયાશંકર પ્રાણશંકર, ઢેબર.
" " ગૌરીશંકર ઝવેરીલાલ અંજારિયા.
" " ડોલરરાય રંગીલદાસ માંકડ....મંત્રી.

ઉદ્દેશો.

૧. ધાર્મિક, નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગર જ્ઞાતિને લગતા વિષયો ચર્ચવા.

૨. સતત અભ્યાસ અને શોધકવૃત્તિથી, જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસંયોગ કરવો.

૩. નાગર જ્ઞાતિના, જૂદાં જૂદાં સ્થળોને લગતા સમાચારો, હકીકતો વગેરે, દૂર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિદ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પૂરા પાડવા માટે, અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને, લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનતીઓ છીએ.

'નાગરિક' મળવાનાં મથકો.

કરાંચી: મંત્રી પાસેથી.
ભાવનગર: રા. રા. કૃષ્ણપ્રસાદ શંકરપ્રસાદ મ્હેતા, કલાર્ક, બાર્ટન લાયબ્રેરી.
ભુજ: રા. રા. અમૃતલાલ દલપતરામ ધોળકીઆ, નાગર ચકલો.

આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ, કરાંચી તરૂણ-સાગર પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડ. ૨, રમાનાથ ભુવન, રણછોડ લાઇન, કરાંચીમાંથી શ્રીકરાંચીવડનગરાનાગર મંડળ તરફથી પ્રસિદ્ધ કર્યું.

# અ નુ ક મ

પુસ્તક ૧: ફાલ્ગુન,
અંક ૨: ૧૯૮૨:




'નાગરિક' ત્રૈમાસિક. વાર્ષિક લવાજમ અઢી રૂપિયા. પરદેશની પાંચ શિલીંગ. **સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.**

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી, નાગરિક, ૨, રમાનાથભુવન,
રણછોડ લાઇન્સ, કરાંચી.


**સૂચના:** આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યકિતગત મતોની પ્રમાણેજ નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું.–તંત્રી.

॥ श्रीहाटकेश्वरो जयति ॥

# નાગરિક.

(ત્રૈમાસિક)

પુસ્તક પહેલું
અંક બીજો

સુદ, ૭, ફાલ્ગુન.
૧૯૮૨.

## रुद्राध्यायः ।

प्रथमोऽनुवाकः ।

हरिः ॐ

नमस्ते रुद्र मन्यव उतो त इषवे नमः ।
नमस्ते अस्तु धन्वने बाहुभ्यामुत ते नमः इति ॥१॥

હે રુદ્ર તારા કોપને, બાણને, ધનુષ્ય અને બે હાથોને નમસ્કાર. ૧.

या त इषुः शिवतमा शिवं बभूव ते धनुः ।
शिवा शरव्या या तव तया नो रुद्र मृडय इति ॥२॥

તારૂં જે બાણ છે તે કલ્યાણકારી છે. તારૂં ધનુષ્ય કલ્યાણમય છે. તારો જે કલ્યાણકારી ભાથો છે તેના વડે અમારૂં, હે રુદ્ર રક્ષણ કર. ૨.

या ते रुद्र शिवा तनूरघोराऽपापकाशिनी ।
तया नस्तनुवा शन्तमया गिरिशन्ताऽभिचाकशीहि इति॥३॥

તારૂં જે કલ્યાણમય, પાપવિનાશી અને અઘોર સ્વરૂપ છે તે શાન્ત સ્વરૂપ વડે, [1]હે પર્વત ઉપર રહી કલ્યાણ કરનારા, અમને પ્રકાશ આપો. ૩.

---

૧. સાયણ અને ભટ્ટ ભાસ્કર બેયનું ભાષાંતર गिरिशन्तना આ અર્થ લે છે; પરંતુ ઋગ્વેદમાં તે અસ્થાને લાગે છે.

यामिषुं गिरिशन्त हस्ते बिभर्ष्यस्तवे ।
शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुषं जगत् इति ॥४॥

હે ગિરિશન્ત, જે બાણને તું અમારા શત્રુ માટે હાથમાં ધારણ કરે છે તેને, હે ગિરિત્ર, અમારા તરફ કલ્યાણમય કર. ચેતનમય તેમજ જડ વસ્તુઓનો નાશ મા કર. ૪.

शिवेन वचसा त्वा गिरिशाच्छा वदामसि ।
यथा नस्सर्वमिज्जगदयक्ष्मं सुमना असत् इति ॥५॥

હે ગિરિશ, મંગળ સ્તુતિ, તને મેળવવાને, અમે કરીએ છીએ, જેથી આખું જગત નીરોગી અને શાન્ત મનવાળું થાય ૫.

अध्यवोचदधिवक्ता प्रथमो दैव्यो भिषक ।
अहींश्च सर्वाञ्जम्भयन्सर्वाश्च यातुधान्यः इति ॥६॥

ઉત્તમ વચનો કહેનાર, દેવોમાં પ્રથમ, વૈદ્ય, (એવા રૂદ્ર) બધા [2]સર્પ વગેરે પ્રાણીઓનો તથા રાક્ષસોનો વિનાશ કરીને મારી સાથે બોલો. ૬.

असौ यस्ताम्रो अरुण उत बभ्रुः सुमङ्गलः ।
ये चेमान् रुद्रा अभितो दिक्षु श्रिताः सहस्रशो वैषां हेड
ईमहे इति ॥७॥

આ જે તામ્ર, પછી અરૂણ, પછી પિંગળ એવા મંગળ વર્ણવાળો છે તથા જે આ રૂદ્રો હજારો રૂપે પૃથ્વીને વિશે દિશાઓમાં રહેલા છે તેના ક્રોધને અમે નીવારીએ છીએ (પ્રાર્થનાથી). ૭.

असौ योऽवसर्पति नीलग्रीवो विलोहितः । उतैनं गोपा
अदृशन्नदृशन्नुदहार्यः ॥ उतैनं विश्वा भूतानि सद्रष्टो
मृडयाति नः इति ॥८॥

---

૨. અહીં પણ બન્ને ભાષ્યકારો આજે અર્થ આપેછે 'અહી' નો અર્થ હિંસક પ્રાણી કરીએ તો ખોટું નહિ; પરંતુ વૈદિક સમયના અભ્યાસકને તે અર્થ કંઈક નવો લાગે.

આ શ્યામગ્રીવાવાળો અને રક્તવર્ણવાળો રૂદ્ર ઉદય અને અસ્ત પામે છે તેને ગોપાલકો, પાણીહારીઓ, અને બધાં પ્રાણીઓ જુએ છે. તે અમને સુખી કરો. ૮.

नमो अस्तु नीलग्रीवाय सहस्राक्षाय [3]मीढुषे ।
अथो ये अस्य सत्वानोहं तेभ्योऽकरं नमः इति ॥९॥

શ્યામગ્રીવાવાળા, સહસ્રરશ્મિવાળા [4]અને વૃષ્ટિકર્તા રૂદ્રને નમસ્કાર. વળી જે તેનાં રૂપો છે તેને પણ હું નમું છું ૯.

प्रमुञ्च धन्वनस्त्वमुभयोरार्त्नियोर्ज्याम् ।
याश्च ते हस्त इषवः परा ता भगवो वप इति ॥१०॥

હે ભગવાન, તારાં ધનુષ્યની બન્ને તરફની દોરી તું છોડી નાખ. તેમજ તારા હાથમાં જે બાણ છે તે પણ તજી દે ૧૦.

अवतत्य धनुस्त्वं सहस्राक्ष शतेषुधे ।
निशीर्य शल्यानां मुखा शिवो नः सुमना भव इति ॥११॥

હે સહસ્રરશ્મિવાળા. હે સેંકડો બાણોવાળા, તારાં ધનુષ્યને ઉતારી નાખ. (તારાં) બાણનાં મુખને કુંઠિત કરી, અમારા તરફ કૃપાળુ થા ૧૧.

विज्यं धनुः कपर्दिनो विशल्यो बाणवान् उत ।
अनेशन्नस्येषव आभुरस्य निषङ्गथिः इति ॥१२॥

રૂદ્રનું ધનુષ્ય ઉતરી જાઓ અને તેનાં બાણો ડંખ વગરનાં થાઓ (અમારા પ્રતિ.) તેનાં બાણો વીંધવાને અશકત નીવડો અને તેનું ખડ્ગ પણ ઓછી શકિતવાળું થાઓ[5]. ૧૨.

---

૩. ખરી રીતે અહીં मिढ्ढुषे જોઇએ. પરંતુ આનંદાશ્રમ સંસ્કૃતગ્રંથાવલિને અનુસરીને ફેરફાર નથી કર્યો.

૪. सहस्राक्ष નો અર્થ હજાર આંખવાળો નથી, તે તો સાબીત થઇ ગયું છે.

૫. આ શ્લોકમાં आभुः નો અર્થ બંધ બેસતો નથી.

या ते हेतिर्मीढुष्टम हस्ते बभूव ते धनुः ।
तयाऽस्मान् विश्वतस्त्वमयक्ष्मया परिभ्भुज इति ॥१३॥

હે ઇચ્છાઓ ફળીભૂત કરનાર, તારા હાથમાં જે વિનાશકારી ધનુષ્ય છે તેને અનુપદ્રવકારી બનાવ, અમારૂં બધી બાજુથી રક્ષણ કર. ૧૩.

नमस्ते अस्त्वायुधायाऽनाततय धृष्णवे ।
उभाभ्यामुत ते नमो बाहुभ्यां तव धन्वने इति ॥१४॥

હે રૂદ્ર, તારાં ધનુષ્ય ઉપરથી ઉતારી નાખેલાં, દ્રઢ બાણુને નમસ્કાર. વળી તારા બન્ને બાહુ અને ધનુષ્યને નમસ્કાર. ૧૪.

परि ते धन्वनो हेतिरस्मान् वृणक्तु विश्वतः ।
अथो य इषुधिस्तवाऽरे अस्मन्निधेहि तम् इति ॥१५॥

હે રૂદ્ર, તારાં ધનુષ્યની નાશ કરવાની શક્તિ અમારૂં બધી બાજુથી રક્ષણ કરો. તરાં બાણના ભાથાને પણ તું અમારાથી દૂર રાખ. ૧૫.

इति प्रथमोऽनुवाकः ॥[6]

---

૬. પહેલા અંકમાં આપેલ **द्वितीयोऽनुवाकः** ઉપરથી રૂદ્રાધ્યાય આપવાની રીત સફળ નીવડશે એમ લાગ્યું છે; તથા કેટલાક ભાઇઓની, 'નાગરિક'માં, આખો રૂદ્રાધ્યાય આવે એવી ઇચ્છા છે તેથી અમે તે કામ ઉપાડયું છે. ભાષાંતરની અંદર સાયણ અને ભટ્ટ ભાસ્કરની મદદ લેવાય છે. પાઠ તો બધા આનંદાશ્રમસંસ્કૃતગ્રન્થાવલિનાજ સ્વીકાર્યા છે. માત્ર છાપખાનાંની અગવડને લીધે સ્વરભારનાં ચિન્હ નથી મુકી શકાતાં.

# લગ્નસંબંધ અને વ્યકિતત્વ[1].

ઇ. સ. ૧૯૦૯માં ઈંગ્લંડમાં રા. મૅલીબીએ એમ દલીલ કરી હતી કે જેમ જેમ સ્ત્રીઓમાં વ્યકિતત્વ ખીલતું જાય છે અને જેમ જેમ તેઓ ઉચ્ચ કેળવણી ગ્રહણ કરતી જાયછે તેમ તેમ તેમની પ્રજોત્પાદનશકિત ઓછી થતી જાયછે. તેના ટેકામા તેમણે અમેરિકાના અમુક આંકડાઓમાં એ સત્ય તરી આવે છે એમ કહ્યું હતું.

આનો પ્રતિવાદ તેજ વર્ષમાં, શ્રી. એડીથ, એન. ડી. માર્તીને કરેલો હતે આ પ્રમાણેઃ એક તો રા. મૅલીબીએ જે અમેરિકાના આંકડાઓની વાત કરી છે તેનાં પ્રમાણ નથી આપ્યાં અને બીજું, તે આંકડાઓમાં જે ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીની પ્રજોત્પાદનશકિત ઓછી કહી છે તેમના પતિઓની વાત તો વિચારીજ નથી. ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રી ઘણીવાર ઉચ્ચ કેળવણી પામેલ પુરૂષ સાથે પરણે છે અને પ્રજોત્પાદનની અશકિત, ઉચ્ચ કેળવણીને લીધે સ્ત્રીઓમાં આવે[2] છે એમ કહીએ તો પુરૂષોમાં નથી આવતી એમ સિદ્ધ કરવાને શા પુરાવાછે.?

પરંતુ આ ચર્ચામાં એક વાત બન્ને વિવેચકોને સ્વીકાર્ય છે તે આઃ રા. મૅલીબી કહે છે,

"Thus the educated woman is often not prepared to abandon her liberty and personality.

---

૧. વ્યકિતત્વનો અર્થ Individuation અહિં કરવાનો છે, Personality કે Individuality નહિં.

૨. જુઓ Sociological Review Vol. II P. 231-32.

૩. જુઓ Sociological Review Vol. II P. 400.

her possession of herself, for marriage **on the present terms**: such a sacrifice may be reckoned intolerable, even though marriage be the necessary route to motherhood."

અને આજ સબંધમાં શ્રી એડીથ કહે છે.

"They usually, if one may venture to judge from impressions, marry late; some of the best of them, as Dr. Saleeby says, do not care to marry at all under present conditions: some who do marry hold that they bear children under conditions that are unhelpful and even intolerable...... the married woman may not criticise explicitly the convention and laws which regulate the marriage state without incurring the severest condemnation of Society."

ઉચ્ચ કેળવણી પામેલી સ્ત્રીને આમ પરણવાનું મન ઓછું થાય છે. એનું એક કારણ, તેઓમાં વ્યક્તિત્વ ઘણું ખીલ્યું હોય છે તે ખરૂંજ. અને ઉચ્ચ કેળવણી પામેલ સ્ત્રીને તેમજ ઉચ્ચ કેળવણી પામેલ પુરૂષને અત્યારે લગ્ન, શૃંખલા સમાન લાગે છે એ વાત પણ સાચીજ છે. પણ જે જમાનાના સમાજમાં, સ્ત્રીપુરૂષ, એક બીજાંથી, ભડકે તેનો સુધારો કેવો કહેવો તે ન સમજાય તેવું નથી. ઉચ્ચ કેળવણી વધુ મળતી જાય, અને સ્ત્રી પુરૂષો બન્ને એકજ જ્ઞાનની કક્ષાએ પહોંચે, તો આ વિરોધ ટળે એમ કદાચ કહેવાય: પણ આ વાત પણ અત્યન્ત અચોકકસ છે.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે કોઇ પણ જાતનો વિરોધ ન હોય અને જ્યાં બધી રીતે સમાનતા તેમજ શાન્તિ હોય, તેવા સમાજને આપણે જરૂર સુંદર કહી શકીએ. ત્યારે, અત્યારનાં પાશ્ચાત્ય સમાજશાસ્ત્રે, આટલી મહેનતને અંતે અને આટલું જ્ઞાન આપવાને અંતે પણ, વિદ્વાન સ્ત્રી તેમજ પુરૂષને એક બીજામાં અવિશ્વાસ રાખી, પરણવાનું મન

ન થાય, એવી સ્થિતિ જો ઉત્પન્ન કરી હોય તો તે તેનો વિજય તો કોઇ પણ રીતે ન કહી શકાય. અને મારેજ આમા જરૂર કયાંક સડો હોવો જોઇએ. આજ વાતને આપણે બીજી રીતે તપાસીએ.

જેમ જેમ વ્યકિતત્વ કેળવાય, તેમ તેમ સ્ત્રી કે પુરૂષ વધુ સ્વાશ્રયી બને એ અત્યારના વ્યકિતત્વ કેળવવાના ઉપાયોનું સ્વાભાવિક પરિણામ છે. અને આવું વ્યકિતત્વ દેવોમાં પણ કેળવાતું હશેજ એટલે ત્યાં પણ દેવીએ સ્વતંત્ર થવાની હોંશમાં પ્રજોત્પાદનમાં પોતાની શકિત નહિં ગુમાવતી હોય: અને દેવો અને અસુરોને તો મુળથીજ વિરોધ છે એટલે અસુરોએ એ વ્યકિતત્વ ન કેળવ્યું હોય અને પરિણામે તેમની સ્ત્રીઓની પ્રજોત્પાદનશકિત વધુ હોય એમ બનવા જેવું છે. અને કદાચ આ કારણથીજ દુનિયામાં અત્યારે દૈવી અંશો ઓછા લાગતા હશે. પણ આનો નર્મકથામાં ઉતર્યા.

વ્યકિતત્વ કેળવાયાથી, પ્રજોત્પાદનશકિત ઓછી થાય તેમ માનવાને કંઇ કારણ નથી. માત્ર વ્યકિતત્વની વ્યાખ્યામાંજ ફેર કરવાની જરૂર છે. અત્યારે જે જાતનું વ્યકિતત્વ પુરૂષમાં ખીલેછે તેજ જાતનું વ્યકિતત્વ, ઉચ્ચ કેળવણીથી સ્ત્રીઓનું પણ ખીલે છે. આનું મુળ કારણ, કેળવણીનાં ભિન્ન દ્રષ્ટિબિન્દુ નથી એજ છે. પણ સમાજને સમસ્ત દશા ગણીએ તો તેની વ્યસ્ત દશાસમાં સ્ત્રી પુરૂષો બધાં આ રીતે એકજ દિશામાં કામ કરી શકે અને સમષ્ટિની દરેક વ્યકિત જો એકજ દિશામાં જાયતો એકજ દિશા ખીલે. વિકાસ થાય પણ તેની પહોળાઇ શુન્ય પણ થઇ જાય. આટલી ખોટ, આજની કેળવણીપધ્ધતિની સ્ત્રા પુરૂષ બન્નેને એકજ દિશાએ જ્ઞાન આપવાની રીત ઉપરથી ઉત્પન્ન થાય છે. અને એટલાજ માટે પ્રકૃતિ અને પુરૂષની વાતો કરી, સ્ત્રી પુરૂષને એક બીજાનાં અડધીઆં ગણવાની પ્રથા પડી છે. જેમ કોઇ બે અતિ સુંદર રસ્તા અમુક દિશામાં જૂદા વિસ્તરી અંતે મધુર ઉપવન આગળ ભેળા થાય અને બન્ને માર્ગ પર ચાલનાર વટેમાર્ગુને સમાન શાન્તિ રસ્તામાં અને ઉપવનમાં મળે, તેમજ સમાજની અંદર પણ સ્ત્રી અને પુરૂષ બન્નેના માર્ગ જૂદા હોવા જોઇએ. બન્નેનો આદર્શ એક, પ્રાપ્ત કરવાના રસ્તા જૂદા.

એટલે પુરૂષોમાં જે વ્યકિતત્વ ખીલે છે તે તેને સંસારમાં અમુકજ રસ્તે જતા શીખવે છે. સ્ત્રીનું વ્યકિતત્વ પણ જો તેજ રીતે ખીલે તો તે પણ તેજ રસ્તે જાય અને બીજો રસ્તો વણખેડયો પડયો રહે. આવી સ્થિતિ કુદરતથી વિરૂદ્ધ છે. અને એટલા માટેજ સ્ત્રી અને પુરૂષ બન્નેમાં વ્યકિતત્વ બરાબર ખીલવું જોઇએ એમ સ્વીકારવાની સાથે તે વ્યકિતત્વના વિકાસનું સ્વરૂપ તથા ઉપાયો જુદા હોવા જોઇએ એમ મનને લાગે છે.

આ વ્યકિતત્વનાં અંતરને બીજા અંતરથી ભિન્ન સમજવું જોઇએ. સ્ત્રી પુરૂષના સહવાસથી અને સંયોગથી માત્ર આધ્યાત્મિક આનંદજ મળે અને મળવો જોઇએ તે વિચાર વેદાભ્યાસજડ થયેલા પુરાણમુનિ નારાયણને કદાચ પસંદ આવે. બાકી જેમ આત્માનો અત્યાનંદ સ્ત્રી પુરૂષોના સહવાસથી બન્નેને મળવો જોઇએ તેમ તેમના સહવાસથી સૃષ્ટિને પણ ફાયદો થવો જોઇએ. આમ આત્મિક આનંદની પાછળ, માણસો પ્રજોત્પાદનરૂપી પોતાનું કાર્ય જો સાવ ભૂલીજ જાય, તો સૃષ્ટિનું શાશ્વત ચાલનારૂં યંત્ર વચમાંજ અટકી જાય. આથી પ્રજોત્પાદનશકિતના વિકાસ માટે જેમ ઉપર કહ્યું તેમ સ્ત્રીપુરૂષ વચ્ચે વ્યકિતત્વનું જૂદાપણું આવશ્યક છે તેમ બીજી જાતનાં અંતરનું અસ્તિત્વ આવશ્યક નથી. ડા. ચેટર્ટન હીલે બતાવ્યું હતું કે અસમાન ધર્મવાળાં જોડાંઓની બાબતમાં તેમજ જે જોડાંઓ વચ્ચે જાતીય (racial) વિરોધ હોય તેમની બાબતમાં પ્રજોત્પાદનનું પ્રમાણ ઓછું હોય છે. તેઓએ નીચેની હકીકતો ઉતારી છે.

| | |
|---|---|
| કેથોલીક સંબંધોની સરાસરી પ્રજોત્પાદનશકિત | ૫ છોકરાં |
| પ્રોટેસ્ટંટ સંબંધોની સરાસરી પ્રજોત્પાદનશકિત | ૪ છોકરાં |
| જ્યુઇશ સંબંધોની સરાસરી પ્રજોત્પાદનશકિત | ૩.૮ છોકરાં |

ત્યારે,

કેથોલીક—પ્રોટેસ્ટંટ સંબંધની સરાસરી પ્રજોત્પાદનશકિત ૩.૧ છોકરાં, જ્યુઇશ અને જ્યુ નહોય તેના સંબંધોની પ્રજોત્પાદનશકિત ૧.૭ છોકરાં.

આ ઉપરથી જોઇ શકાય છે કે જ્યાં સ્ત્રી પુરૂષ વચ્ચે ધાર્મિક વિરોધ વધારે હોય છે ત્યાં પ્રજોત્પાદનશક્તિ ઓછામાં ઓછી હોય છે. એટલા માટે આપણે વ્યક્તિત્વની અંદર જે અંતર હોવો જોઇએ એમ વાત કરી તે અંતર ધાર્મિક ન હોવો જોઇએ એ દેખીતું છે.

હવે કરીએ જાતીય વિરોધની વાત. તેજ લેખકે એક વાત બહુજ ચોકખા સ્વરૂપમાં આપણી પાસે મુકી છે. ફ્રાન્સની અંદર સામાન્ય રીતે પ્રજોત્પાદનશક્તિ ઓછી થઇ ગઇ છે તેનાં કારણરૂપે નીચેની વાત તેણે આગળ મુકી હતી. ફ્રાન્સની વસ્તીમાં બે જાતોનું મિશ્રણ છે. એક તો Dolichocephalic અને બીજી Brachicephalic આ બે જાતો વચ્ચે સ્વાભાવિકજ જબરા વિરોધો રહેલા છે એટલે તેની બે જાતિના સંયોગોનું પરિણામ પ્રજોત્પાદનશક્તિને ઓછી કરવાનુંજ થાય. એટલે જાતીય વિરોધ હોય તોપણ પ્રજોત્પાદનશક્તિ ઉપર માઠી અસર થાય છે એમ માનવાને કારણ મળે છે.

આટલી ચર્ચાને અંતે આપણે એમ કહી શકીએ કે જે ફરક પુરૂષ અને સ્ત્રીનાં વ્યક્તિત્વમાં જોઇએ એમ ઉપર કહ્યું તે ફરક ધાર્મિક કે જાતીય ન હોવો જોઇએ. ધાર્મિક કે જાતીય ભેદ હોય છે તે એવો હોય છે કે જેમાં અંતે પણ કયાંય સંયોગ નથી થતો તે ભેદના માર્ગ તદન નિરાળી દિશામાંજ હોય છે જે કદી મળતાજ નથી. એટલે વ્યક્તિત્વની અંદરના ફરકમાં સ્ત્રી તેમજ પુરૂષ બન્નેનું વ્યક્તિત્વ જેમ જૂદું તરી આવવું જોઇએ તેમજ તે બન્ને વ્યક્તિત્વનો અંતે સંયોગ થઇ એકસરી જીવન બનવું જોઇએ. આમ થાય તોજ સંસારસુખની પરિસીમાને પહોંચાય.

એટલે મુખ્ય વાત સ્ત્રી પુરૂષનાં વ્યક્તિત્વમાં કેવો ફેર હોવો જોઇએ કે જેથી બન્ને તેમાં ફેર હોય છતાં અંતે એક લક્ષ્યગામી હોય તે વિષય ઉપર આવે છે. તે હવે આપણે જોઇએ.

[અપૂર્ણ.

. . .

પ્રેમરાય ગૌરીશંકર

# હોળી.

દરેક દેશમાં અને દરેક ધર્મમાં, મુળ ગ્રન્થોમાં વિહિત કરેલાં તત્ત્વો કરતાં રૂઢી, વૃદ્ધપરંપરા લોકમત અને વ્હેમની સત્તા બહુ ઉંચી હોય છે. પરિણામે અહિંસામય બૌદ્ધો માંસાહાર કરે છે. હિંસાપરાયણ સનાતન ધર્મના અનુયાયીઓ ઉત્તમ બુદ્ધ ધર્મ સેવે છે અને જગતભરમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થાપનાર ખ્રિસ્તના ધર્મીઓ જગત્સંહારમાં પંકાયા છે. વૃદ્ધપરંપરા અસ્સલ સંપ્રદાય કરતાં વધારે બળવાન છે એટલુંજ નહિ પણ આદ્ય આચાર્યો જે વિચારની છુટ, સત્યપ્રિયતા, પરમત તરફ સહિષ્ણુતા અને નવીન કંઇ પણ મેળવવાની પ્રમાણિક ઇચ્છા દેખાડેછે તે રૂઢ પરંપરા દેખાડી શકતી નથી. સંપ્રદાય પ્રગતિમાન હોય છે, પરંપરા જડ નિશ્ચેષ્ટ હોય છે. પરિણામે જ્યારે સંપ્રદાય પોતાના અનુયાયીના વર્તન તરફ માતાની નજરે જોય છે ત્યારે પરંપરા તેના તરફ ક્રુર દણ્ડધારી અમલદારની નજરે જોયા છે. આથી પરંપરાની ગુલામી પણ અગાધ હોય છે અને એની સામેનો બળવો પણ જોરદાર હોય છે.

આ બળવો કેટલીક વાર પરંપરાને હંમેશ માટે ભિન્ન બનાવી મુકે છે તો કોઇવાર કેવળ ટૂંકા સમય માટેજ પરંપરાગત આચારને પલટાવી ફરી તે પરંપરામાં જકડાય છે. જો આ આચારપલટો નિયમિત થયા કરે, તો છેવટે એ આચારપલટો પણ સદાચાર લેખાય છે અને પરંપરાપુજકો એટલો બળવો ન કરવામાંજ પરંપરાનો ભંગ માને છે. આચારપલટો કોઇવાર ઇતર આચારનું તો કોઇવાર અનાચારનું રૂપ લે છે હોળી આવો એક ઉગ્ર આચારપલટો છે. એમાં સભ્યતા, શરમ, ભદ્રતા, નીતિ અને સ્ત્રીસન્માન એ તત્ત્વોના પાલનમાં ચક્કમ રહેલી પ્રજા એકાદ અઠવાડિયા માટે અસભ્ય બને છે શરમ છોડી દેછે. અભદ્ર આચરણ કરે છે. ચોરી આદિને નીતિ માનેછે.

અને સ્ત્રીઓની મર્યાદાનો લોપ કરે છે. આવો અનાચાર દરેક દેશમાં, દરેક કાળમાં અને દરેક ધર્મમાં નિયમિત ઉત્સવ રૂપે ઉજવવામાં આવે છે. આ ઉત્સવોનું મુળ ક્રિયા અને પ્રતિક્રિયાના સિધ્ધાન્તમાં છે. Action અને Reaction ઘાત અને પ્રત્યાઘાત એ સિધ્ધાન્ત જીવનમા પણ લાગુ પડે છે. જે બાળકને અતિદાબમાં ઉછેરવામાં આવે તે જરા પણ છુટ મળતે અતિ ઉચ્છૃંખલ નીવડે છે ધનુષની દોરી જેટલી પાછળ ખેંચાય તેટલા પ્રમાણમાં તીરને આગળ ફેંકે છે. તેથી પરંપરામાં સદાચારનું પાલન જેટલા પ્રમાણમા ઉગ્ર હોય છે તેટલા પ્રમાણમાં આ અનાચાર પણ ઉગ્ર રૂપ લે છે. કહેવાની જરૂર નથી કે જો અનાચાર ચાલુ ઉગ્રરૂપે હોય તો તેમાથી સદાચાર તરફની વૃત્તિ પણ તેટલીજ ઉગ્ર હોય છે.

હોળી આ દેશમાં અનેકવિધ અનાચારોથી ઉજવાય છે. હોમ અને પૂજન બાદ કરતાં બાકીનો સપ્તાહ અનાચાર પરંપરાનોજ ભર્યો છે.

જ્યારે હિન્દુસ્થાન સંસ્કૃતિની ટોચે હતું ત્યારે યુરોપમાં ગ્રીસ અને રોમ પણ મહારાજ્ય ચલાવતાં હતાં. તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ધર્મવિચારની ટોચે પ્હોંચવાનો સફલ પ્રયત્ન ત્રણેય દેશોએ કર્યો હતો. પરિણામે ત્રણ જુદી મહાપ્રજાઓના વિકાસ વચ્ચે ઉદ્દામ સામ્ય જણાય છે. હોળી જેવા ઉત્સવો એ પ્રજાઓમાં પણ ઉજવાતા હતા.

ગ્રીક દેવમણ્ડલમાં બાકકસ એ મદ્યની દેવતા હતો. રોમન એને ડાયો નિસસ કહેતા. ગ્રીસમાં આ દેવતાના પુજન અને તોષણ નિમિત્તે જે ઉત્સવો થતા તેને ઑર્ગી Orgy કહેતા. એમાં સ્ત્રીઓજ ભાગ લેતી. શિયાળામાં આ ઉત્સવ થતો અને શહેરથી દુર ટેકરીઓમાં ઉત્સવનો આરમ્ભ થતો. સ્ત્રીઓ માથાના વાળ છુટા મુકતી, કમર પર નાનકડા વસ્ત્ર સિવાય આખું શરીર નગ્ન રાખતી, અને કાંસ્યો વગાડતી ફરતી, નાચતી, કૂદતી કોઇવાર તો ગાંડા જેવી બની જતી. આમ-આખો દહાડો પસાર થતો પછી રાત્રે મશાલો સળગાવાતી ડાયોનિસસ ઝેગ્રેઅસનું મૃત્યું કેમ થયું હતું તે દેખાડવાને એક સાંઢને શણગારી વચ્ચે રાખતી, અને પ્હેલાં શોર બકોર કરી જેમ જેમ શર ચડતું

તેમતેમ સ્ત્રીઓ બટકાં ભરી ભરી સાંઢના બદનમાંથી કાચ્ચું તાજું ઉનુ માંસ કરડી કરડી ખાવા માંડતી. સાંઢના બરાડા એ કમોતે મુએલાં દેવનો આર્તનાદ લેખાતો. સાંઢ મરી ગયા પછી દેવના મૃત્યુ માટે વિલાપ કરતી. પછી એ દેવના પુનરૂજ્જીવનનો ઉત્સવ મંડાતો. આ ઉત્સવ વસન્તમાં આવતો. પારનાસસ ડુંગર ઉપર સ્ત્રીઓ એક બચ્ચાને પારણામાં લઇ જતી. ડાયોનિસસના પુનર્જન્મનો આ ઉત્સવ હતો. ફરી એક દહાડો એ ડુંગર ઉપર ઑર્ગી ઉજવી રાતના એક પુરૂષને વચ્ચે રાખી બધી સ્ત્રીઓ નાચતી અને છેવટે પુરૂષને ઉભો કરી દેવ ફરી ઉદ્ભૂત થયાનું અનુકરણ કરતી.

પ્રાચીન રોમમાં શનિશ્વરદેવતાને નિમિત્તે ઉત્સવ થતો એ પણ શિયાળામાં થતો. એ દિવસ શનિ નિમિત્તે અને બે દહાડા એની પત્ની ઑપ્સ નિમિત્તે ઉજવાતા. ઑપ્સ ધનધાન્યની દેવના હતી. પાછળથી એક દહાડો ડાએમ જુવેનાલીસ જુવાનોના દિન તરીકે ઉમેરવામાં આવ્યો પણ સામાન્ય રીતે એક સપ્તાહ ભર ઉત્સવ ચાલતો સર્વ ખુશી ને મસ્તી ચાલતાં, શનિનાં મન્દિરમાં મહુ એક ડુકર વધેરતા, નિશાળો બંધ થતી, લડાઈઓ સપ્તાહ માટે બંધ પડતી, દેશ ભરના કાયદાઓનો અમલ બંધ થતો આ સપ્તાહનાં અકર્ત્તવ્ય માટે અગમ્યાગમન માટે કશી સઝા નહતી શરીરે માંડ બે તસુનું વસ્ત્ર પ્હેરાતું, ઓધ્ધા અને મોભા કોરે મુકાતા ગુલામો ધણી સાથે જમવા બેસતાં અને ધણીને ગુલામ હોય તે હુકમ પણ કરતાં, જીભને સુઝે તે ભદ્ર અભદ્ર બોલવાની છુટ મળતી, જુગાર વિરૂધ્ધના કાયદા સપ્તાહભર કોરે મૂકાતા.

આ ઉત્સાવો અનેક રહસ્યથી પુર્ણ હતા શિયાળાની કડકડતી થંડીમાંથી ઉદ્ભવતી વસન્ત નવો ફાલ વગેરે બધાંની એમાં ઉજવણી હતી જેમ હિન્દુસ્થાનની હોળીમાં પણ છે. પણ અનાચાર ફાટી નીકળતો તેનું કારણ જુદુંજ છે.

આ અનાચારનો ઉત્સવ એ દરેક નિયમબધ્ધ અને અનેકાંગી સભ્યતા અને બહુમુખી સંસ્કૃતિના વિકાસને આવશ્યક એવો ધર્મસિધ્ધ કરેછે, કારણ દરેક સભ્યતા અને સંસ્કૃતિ માણસમાં રહેલા કુદરતી

ગુસ્સાઓ અને આવેશોના પૂરને નિવારવા અને એના વેગને આડો ફાટતો અટકાવવા ઠેરઠેર સદાચારનો નિયમની રૂઢીની પાળો બાંધે છે ને કોઇ કોઇ વાર તો એ ગુસ્સાઓનો અને આવેશોનો માર્ગ સદંતર રોકવા મજબુત બંધ પણ બાંધે છે. આ બંધ પાસેનાં પાણી જ્યારે બંધને જડમુળથી ઉખેડી નાંખવા જેટલી સબળ તત્પરતા દેખાડે છે ત્યારે કોઇ કોઇ બંધના દ્વાર ખોલી એ પુરને થોડીક વાર અસ્ખલિત વ્હેવા દેવા પડે છે. આપણી સભ્યતા, મર્યાદા, સંસ્કૃતિ એ બધાની પાળ વચ્ચેથી અસભ્યતા, અમર્યાદા, પશુવૃત્તિનો મજબુત પ્રવાહ જ્યારે પાળનો બંધ ફોડવા જેટલો સમર્થ થાય ત્યારે ચાર દિવસ અસભ્યતા અમર્યાદા પાશવવર્તન ને પૂર્ણ છુટ મુકી પુર હળવાં કરવાનો ઉત્સવ તે હોળી.

ઇસ્વીસનની ૧૫મી સદીમાં ફ્રાન્સની થિઓલૉજીકલ ફૅકલ્ટી એ આવો મહોત્સવ દાબી દેવાના પ્રયત્ન કર્યા ત્યારે કેટલાક લોકોએ એ પગલા સામે અરજ કરી હતી. તેમાં નીચેના વાક્યો ઉપર કહેલી વાતનું સમર્થન કરે છે. " અમ્હે મુર્ખમહોત્સવ (Feast of Fools) ચાલુ રાખવા અરજ કરિયે છિયે. આ ઉત્સવ બહુ પ્રાચીન રિવાજને અનુકુળ છે. મૂર્ખાઇ એ માણસને જન્મથીજ વરીછે. એના સ્વભાવમાંજ એ ભરી છે. વર્ષમાં એકાદ વાર તો એ મુર્ખાઇને છૂટથી વ્યકત કરવાની જરૂર છે. જો દારૂનાં પીપ ઉપરનાં બંધો કોઇવાર પણ ઢીલા કરવામાં ન આવે તો છેવટે એ પીપ જરૂર ફાટી જાય છે. અમ્હે બધા દારૂના પીપ જેવા છિયે. અમારા ઉપર મજબત બંધ બાંધ્યા છે. અમારામાં ડહાપણનો દારૂ ભરવામાં આવે છે. ચાલુ બંદગી અને ઉપદેશથી એમાં નિત ખમીર પડે છે અને કોઇવાર જ્યારે અમારો આ ડહાપણનો દારૂ ખદબદે છે ત્યારે અમારા બંધ બહુ તણાય છે. જો બે ચાર દિવસ અમે બંધ ઢીલા કરી ડહાપણના દારૂમાં મુર્ખાઇની ખુલ્લી હવા છોડિયે તોજ ફરી પછા વર્ષભર અમેં બંદગી કરવાને લાયક થઇએ."

જેટલા બંધ તંગ તેટલી છૂટ વધારે એમ ઉપર કહ્યુંજ છે. આ મુર્ખમહોત્સવમાં છૂટની હદ ન રહેતી કેટલાક અડવાડિયાભર પૂર્ણ

નગ્ન ફરતા, કેટલાક બે હાથ જમીન પર ખોડી ગામ આખામાં ચોપગા પેઠે ફરતા; કેટલાક પગમાં વાંસ બાંધી જાણ્ બજાણિયા પેઠે ફરતા ધર્મની દરેક ક્રિયાની મશ્કરી થતી. પાદરી વર અને વેશ્યા વહુનાં લગ્ન થતાં અને ટૂંકામાં નીતિ કે સભ્યતાનો ઉચ્ચાર પણ ન થતો આ ઉત્સવનો અવશેષ અઢારમી સદી સુધી ચાલુ હતો.

આ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમની બધી મહાપ્રજાઓ પોતામાં ઉભરાઈ જતા જુસ્સાઓને નરમ પાડવા આવી રીતો અખત્યાર કરતી અને કરે છે.

આપણી હોળીનો કિસ્સો પણ એવોજ છે. મધ્યકાલીન ઇતિહાસ કહેછે કે હોળીના અનાચારોત્સવમાં નીચ અને હલકો વર્ણજ બહુ આગળ પડતો ભાગ લેતો. આજે પણ કેટલેક ભાગે એવુંજ છે. માત્ર એક કડવું સત્ય કહિયે તો શૂદ્ર વર્ગનો અનેક રીતે માનસિક વિકાસ વધ્યો છે, ન્હાના મ્હોટા ધર્મ સુધારકોની અસરથી ભાવિકતા વધીછે, અને છેવટે ક્રિશ્ચિયન મિશનના પ્રભાવે જીવનનું ધોરણ બદલાયું છે, ત્યારે ઘણી નામધારી ઉચ્ચ જ્ઞાતિઓમાં કેળવણીને અભાવે માનસિક વિકાસ ઘટયો છે, જીવન્ત ધર્મવિચારને બદલે અંધ પરંપરાનો જડવત્ ગ્રાહ સ્વીકારવાથી ભાવિકતા ઘટતી જાયછે અને સખ્ત આર્થિક મુશ્કેલીઓ સ્હામે ટકી શકવાનું સામર્થ્ય નહોતાં જીવનનું ધોરણ પણ નીચું થયુંછે. પરિણામે જ્યારે કેટલીક કહેવાતી નીચ કોમો હોળી જેવા બીભત્સ અનાચારોત્સવથી પોતાની ઉભરાતી પશુતાને ખાળવાને બદલે એ પશુતાને અનેક રીતે નિયમિત વહી જવા દેવાનું ધોરણ પકડતી આવેછે; ત્યારે બ્રાહ્મણ, વાણિયા, ભાટિયા ઉંચા રજપુત વગેરે પોતાની અધોગતિ તરફ આંખ મીંચી દઇ હજુ પણ પુર્વ સંપ્રદાયના સખ્ત નિયમો પાળીએ છિયે એ ભ્રમ રાખી રહ્યા છે અને જીવનમાં ઉભરાતી પશુતાને ડગલે અને પગલે ડાંભી દેવાનો દાવો કરેછે. પરિણામે મ્હોટા શહેરોમાં જ્યારે કેટલોક નીચ વર્ગ હોળીનો અનાચારથી દુર રહેછે ત્યારે ભદ્ર વર્ગ અનાચારની ટોચ ઉપર મ્હાલે છે. સંવત્ ૧૯૭૬માં એક પ્રાન્તની નાગરકોમ તરફથી ઉજવાતા હોળીના ઉત્સવમાં સુધારો કરવા થોડાક નાગર યુવકો બ્હાર પડયા. એમના એ ધર્મભ્રષ્ટ વિચાર

ને તોડી પાડવા આખી નાતના અન્ય ન્હાના મ્હોટાઓએ ઉગ્ર પ્રયત્ન આદર્યો અને અમર્યાદાની પરાકાષ્ઠા આણવાનો નિશ્ચય કર્યો. આ બધો વખત સુધારકોની સહાયમાં ખવાસ અને અન્ય કોમના પણ કેટલાક હતા. અને એમની એક સભામાં નાગરી નાતની એક આધેડ, સૌભાગ્યવતી, અનેક કમ્બિલાના માતૃપદે રહેલી સ્ત્રીએ આવીને ભંગાણ પાડ્યું. હાથના ચાળાઓથી અને અભદ્ર શબ્દોથી એમના કાર્યની નિર્ભર્ત્સના કરી અને સભાને છિન્નભિન્ન વિખેરી નાખી. એ બાઇનાં કાર્યને અન્ય પક્ષે વધાવી લીધું અને તે એ દહાડા સુધી સનાતનધર્મધુરંધરની પદ્દીએ મ્હાલી.

ઉંચ નીચ જ્ઞાતિઓ વિષેની આ સરખામણી આટલી બસ છે. અન્ધ ધૃતરાષ્ટ્ર જેવા ધર્મગુરૂઓ તરફની ગાન્ધારી સમી ભક્તિ વડે પ્રેરાઇ જેઓ દેખતી આંખે પાટા બાંધીને બેઠા હશે તેમના સિવાય સહુ કોઇને દેખાય છે કે નીચ તે ઉંચ અને ઉંચ તે નીચ, કાળક્રમે, થઇ શકે છે. પ્રસ્તુત પ્રશ્ન એ છે કે બધીજ જનતામાં રહેલા શિલ્લક (surplus) આવેશો અને જુસ્સાઓને વર્ષમાં એકાદ વાર અતિ નિરંકુશ વ્હેવા દેવા અને પછી વર્ષભર એ આવેગોને સદંતર દબાવી દેવા એ વાજબી છે, કે જીવનની રોજની પદ્ધતિ એવી રસભરિત, કલામય, મર્યાદામાં મસ્તીને પોષનારી, વિચાર પૂર્વક પણ હૃદયની ઉર્મિઓને સ્વતંત્ર ઉછળવા દેનારી અને માણસને જીવનના અનેક લ્હાવાઓનો નિરંકુશ ઉપભોગ કરવા દેવાની સ્વતંત્રતા અર્પનારી—ભલે નિયમિત પણ સાદા નરમ નિયમે મર્યાદિત બનેલી સ્વતંત્રતા અર્પનારી બનાવવી એ વાજબી છે?

આજે હિન્દુસ્થાનમાં એવી પ્રજાઓ પણ છે કે જે રહેણી કરણી બોલ ચાલ બહુજ છુટથી કરે છે. સ્ત્રીઓને બહુજ છુટ આપે છે છતાં નીતિ, મર્યાદા, અને સભ્યતામાં કોઇ કોઇવાર અન્ય બધી કોમોને પાછળ મુકેછે. કારણ સાદું છે, જેણે સ્વતંત્રતા ચાખીછે, તે બીજાને સ્વતંત્રતા અર્પી શકે છે જેણે ગુલામીજ અનુભવી છે તે બીજાને સ્વતંત્ર જોઇ શકતો નથી.

શુદ્ધનીતિ મેળવવાની ઇચ્છા હોય તો જુવાનો પરના અનેક અંકુશો કહાડી નાંખવા પડશે, આચારના અનેક બંધ ઢીલા કરવા પડશે, વિચારની અનેક ગુલામીઓ રદ કરવી પડશે કરડા માસ્તરની નિશાળ જેવાં વાતાવરણને બદલે ઘર એતો જીન્દગીનું પ્રમદવન બનાવવું પડશે. કાળમીઢ જેલ જેવી નિશાળોના વાતાવણને બદલે નિશાળ એ તો ભૂતભવિષ્યના સૌન્દર્યો સમજવાની, ઇતિહાસ અને આદર્શના રંગો જીવનમાં ઉતારવાની રંગભૂમિ બનાવવી પડશે. રસ અને કલા સૌન્દર્ય અને મધુરતા સ્વાતંત્ર્ય અને મસ્તી દાખલ કરવાં પડશે. તો પછી જીવનની પશુતા અસ્ત થશે. આવેશ અને જુસ્સાઓ સન્માર્ગે ખર્ચાઇ જશે:

અને આ બધું સંપાદન કરવાના ઉપાયમાં મુખ્ય: ઘેર ઘેર લલિત કલાનું સેવન, જુવાન સ્ત્રી પુરૂષોને વધારે છૂટથી હળવા મળવાના પ્રસંગો અને વધતાં પ્રમાણમાં અન્ય કોમો સાથે ગાઢ વસવાટ એ ત્રણે છે.

ચાર્લ્સ વાધનૅર પોતાના ગ્રુઅનૅશમાં એમ દેખાડવા માગે છે કે યુરોપમાં પુર્વ જેવી અકૃત્રિમ, અનિયંત્રિત નૃત્યપ્રીતિ ન હોવાથી યુરોપની નીતિમાં ખરાબી થવા પામી છે. નૃત્ય એ પશુથી આરમ્ભી ઉચ્ચતમ કક્ષાઓ પ્હોંચેલી માનવતાને સામાન્ય એવી સંસ્થા છે. એ દ્વારા અન્તર જ્યારે અસહ્ય બની પીડે ત્યારે એ પીડા હળવી કરી શકાય છે. હરિણીના માનખણ્ડન માટે નાચતું હરણ કે ઢેલને પ્રસન્ન કરવા થનગન કરતો કલાધર કે છેવટે પ્રકૃતિના આવેશને અસ્ખલિત રાખવા તાણ્ડવ કરતા નટરાજ શિવ એ સહુ નૃત્યકલાની સર્વમાન્યતા સિદ્ધ કરે છે. આપણા દેશની ગરબીઓ રાસડાઓનો જીર્ણોદ્ધાર કરીને, અન્ય અનેક કાલોચિત ફેરફાર કરી આ કલા ઘેર ઘેર ફેલાવવાથી આપણી શિલ્લક શકિતઓ માટે આપણે એક માર્ગ ખુલ્લો કરી શકિયે.

આવો બીજો ઉત્તમ માર્ગ આપણા જુવાનોને રંગભૂમિનો અભ્યાસ અને પરિચય વધારવાથી ખુલ્લો થાય છે ન્હાનપણથીજ ન્હાના મ્હોટા પ્રસંગોને વેષ લઇને યા સાદી રીતે ભજવવાની ટેવ પાડવી જોઇએ. ચાર વર્ષથી ચોવીશ વર્ષ સુધીના સહુ બાલકબાલિ-

કાઓ પ્રસંગે પ્રસંગે કુટુમ્બી સમક્ષ, મિત્રો સમક્ષ યા જાહેર મેળાવડામાં ઇતિહાસના, સમાજના અનેક પ્રસંગો નાટ્ય રીતિએ દર્શાવે તો પરિણામ નટસમાજ ઉપર બહુજ ઉંચા પ્રકારનું આવશે એમાં સંશય નથી. માત્ર પ્રસંગની પ્રસંદગી વગેરે ઉત્તમ થવી જોઇયે. ગુજરાતની રંગભૂમિના વિધાનનો પ્રકાર ઉંચો કરવાથીજ આ પરિણામ બ્હેતર આવે એ દેખીતું છે. અરિસ્ટોટલ શોકાવસાન નાટકને "પરગેશન" શોધક કહેછે. એ આ મુદે સમજાઇ શકાશે.

આ ઉપરાંત ઘેર ઘેર સંગીત, ચિત્રકલા વગેરેનો શોખ પેદા કરવો જોઇએ, શિલ્પક શકિતનો ઉપયોગ આથી વિશેષ સારી રીતે ભાગ્યેજ કરી શકાય. દરેક કલામાં creative સર્જકશકિતને પૂર્ણ છૂટ મળે તો જીન્સી વિષયની લાલસા ઓછી થઇ જાય છે એ વાત માનસશાસ્ત્રીઓ પ્રયોગ સિદ્ધ કરી બતાવે છે. એક મ્હોટા ફર્નિચરના કારખાનામાં અમુક કારિગરો નવા નવા આકારો, નવા પ્રકારો વગેરેનાં સર્જનમાં રોકાયલા હતા તેમનામા જીન્સી (Sexual) આવેશો કમ રહેતા કારણ એમની સર્જકવૃત્તિ Procreative tendencies ને સંતોષ એમના કાર્યદ્વારાજ મળતો. પણ જે કામદારો માત્રે રંગો ફેરવવામાં, કે ઓપ ચડાવવામાં કે હિસાબ રાખવામાં કે એવા સાધારણ માનસિક શકિત ખર્ચ ન થાય એવા કામકાજ મચ્યા રહેતા તેમનામાં જીન્સી આવેશો બહુ જોર પર રહેતા.

આપણા જુવાન સ્ત્રી પુરૂષોને સર્જક ક્રિયામાં રસ લેતાં કરવાથી જીન્સી આવેશનો યોગ્ય પ્રતિકાર થઇ શકશે.

અન્ય અનેક ઉપાયો વિગતવાર નોંધવાનું અન્ય પ્રસંગ ઉપર રાખી આટલા વિચારનો સમાસ રૂપે ઉપસંહાર આ પ્રમાણે છે.

(૧) મનુષ્ય માત્રના જુસ્સાઓ અને આવેશો ઉપર બહુ સખત બંધો મુકવાથી કોઇ કોઇવાર નિયમિત રીતે એ બંધ તુટી જાય છે, જેટલા બંધ સખ્ત તેટલા આવેશોનો પ્રવાહ અને એનાં પ્રમાણ વધારે હોય છે. પરિણામે અભણ, અસંસ્કારી, કલાહીન. સર્જકક્રિયાથી હીન જીવન વાળી કોમોમાં અનેક પ્રકારના અનાચારોનો ઉત્સવ ઉજવાય છે.

(૨) આ ઉત્સવો જરૂરી છે પણ ઉપર કહી તેવી કોમ માટે.

(૩) ઉપર વર્ણવેલાં સાધનોનાં પરિશીલનથીજ આ અનાચારોત્સવને નિવારી શકાય.

એટલે શુષ્ક અને વિવિધતા વિનાના જમાના દરેક દેશે અનુભવ્યા છે; તે જમાનાઓમાં કુદરતી જુસ્સાઓ અને સર્જક ક્રિયાઓને, ધર્મને નામે નીતિને નામે રૂઢીને નામે, દમ્ભને ખાતર અને અજ્ઞાનથી દોરાઇ દબાવી દેવાય છે. પરિણામે અનાચારનો રોગ ફાટી નીકળે છે. જો જીવન ભરમા આ જુસ્સાઓને સન્માર્ગે દોરવાના ધોરણો રચાય તોજ આ અનાચારોત્સવનો પ્રકાર બદલાય.

લગ્ન.

ત્હારી જગત્યાત્રામાં એક મંત્ર ગોખજે:
ગોત્રસમાસ.
આર્યકુલનો તો એ મહામન્ત્ર છે.
પરગોત્રમાંથી વધુરત્નો પધારી,
આપણાં ગોત્રની માતાઓ થાયછે;
હૈયાનાં અમૃતથી આપણાં સન્તાનોને
ધવરાવે છે, ઉછેરે છે:

—ન્હાનાલાલ.

માનશંકર પીતાંબરદાસ મ્હેતા.

# રાજા છબીલારામ બહાદૂર,

અથવા

# નાગરવીરસમક.

## ૫. રાજા છબીલારામની કસોટી.

આ તૃદ્રોહ, પિતૃદ્રોહ, મિત્રદ્રોહ અને સ્વામિસેવકદ્રોહનાં દ્રષ્ટાંતો મુસલમાની રાજ્યના ઇતિહાસમાં ઠેર ઠેર નજરે પડેછે. તદુપરાંત વચનભંગ અને વિશ્વાસઘાત તો તેઓએ પોતાની સ્વતંત્ર સંપત્તિ બનાવી હોય નહિ, એમ પ્રતીત થયા વિના રહેતું નથી. જેઓની સહાય મેળવવા જહાંદરશાહે મોટાં મોટાં વચનો આપ્યાં હતાં, જેઓની મદદ વિના તેનો પત્તો લાગે તેમ નહતું, તે પોતાના બે ભાઇઓ જહાંશાહ અને રફી-ઉશ-શાનની સામે વિજય મળતાંજ તેને ફરી બેસતાં વાર લાગી નહિ. બન્નેનાં લશ્કરોને હરાવીને બન્નેનો અંત આણ્યો. તે સાથે શાહજાદા અઝીમુશ શાનનો જ્યેષ્ઠ પુત્ર મહમદકરીમ નાસતો ફરતો હતો, તેને પકડી મગાવ્યો અને તેની પણ તેવીજ દશા કરી માર્ગ નિષ્કંટક થતાં તેણે એક મદોન્મત્ત વિજેતાની પેઠે મોટા આડંબરથી નગરપ્રવેશ કર્યો. અને પિતાની ગાદી સંભાળી લેતાંજ શત્રુને સહાય આપનારા અમીરો, સરદારો અને તાલુકદારોને પકડી મંગાવ્યા. ઘણાઓનો વધ કર્યો, બાકીનાઓને કારાગ્રહમાં પૂરી દીધા,

એ રીતે નિશ્ચિંત થઇ તે દિલ્હી ગયો. જહાંદારશાહે મનુષ્યશત્રુઓ ઉપર વિજય મેળવ્યો ખરો પરંતુ પોતાની ઈંદ્રિયો અને વૃત્તિઓનો તે પુરેપૂરો ગુલામ હતો. લાલકુંવર નામની નાયિકાના છંદમાં પડયો હતો. તે નાયિકાના હાવભાવમાં ફસાઇ જઇ તે જેમ નચાવે તેમ નાચવા લાગ્યો. મોજશોકમાં આખો ખજાનો ખાલી કરી દીધો. રાજ્યની મોટી મોટી જગ્યાઓ લાલકુંવરના સંબંધીઓને વહેંચી દેવામાં આવી. જેની મદદથી તે હિંદુસ્તાનની બાદશાહીના તખ્ત ઉપર બીરાજવા શકિતમાન થયો હતો. તે વઝીર ઝુલ્ફીકરખાનનુ પણ વારંવાર માનભંગ કરવા લાગ્યો અને કોકમતાશખાનને મુખ્ય બક્ષીની જગ્યોએ નીમી રાજ્યની લગામ તેને સોંપી દીધી. તેવા કોઇ પ્રસંગમાં છબીલારામને માણેકપુર ફોજદારી ઉપરાંત અલ્હાબાદ અને આગ્રા વચ્ચે આવેલ પ્રગણાની ફોજદારી પણ આપવામાં આવી હતી. આણી તરફ જહાંદરશાહ જ્યારે મોજશોકમાં ચકચૂર થઇ ગયો હતો, ત્યારે અઝીમુશશાનનો બીજો પુત્ર ફરૂખસીયર, જે પોતાના પિતાની ગેરહાજરીમાં બંગાળાનો કાર્યભાર ચલાવતો હતો, તેણે પિતાના મરણના સમાચાર સાંભળતાંજ તેનું વૈર લેવાને દ્રઢ પ્રતિજ્ઞા કરી, અને બંગાળામાંથી બની શકે તેટલી સેના, ખજાનો અને સામગ્રી એકઠી કરી દિલ્હી તરફ ધસી આવવા લાગ્યો પટણાના અને અલ્હાબાદના સુબા સૈયદ ભ્રાતાઓની ગેરગમાં અઝીમુશશાનનું અન્ન ભર્યું હતું. તે બન્ને ભાઇઓએ તેને પુરેપુરી સહાય આપી. કેટલાક અમીરો, સરદારો અને તાલુકદારો પણ તેને મળી ગયા. છેવટે જયેષ્ઠભ્રાતા અબદુલાખાનની સલાહ મુજબ ગંગાનદી ઓળંગીને અલ્હાબાદનાં મેદાનમાં તેણે છાવણી જમાવી. આ બનાવના જહાંદરશાહને સમાચાર મળતાંજ તેણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અએઝુદીનને મોટી સેના આપી ફરૂખસીયરને અટકાવવા આગ્રે મોકલી દીધો. એમ કહેવાય છે કે સેનાંના ખર્ચને માટે જહાંદરશાહે નવ ક્રોડ રૂપીઆ આપ્યા હતા. અએઝુદીન આગ્રે પોહોંચ્યો કે તુરત તેને ફરૂખસીયરની હીલચાલના પૂરેપુરા સમાચાર મલ્યા. શત્રુને ભેટવાને તે આગ્રેથી આગળ વધ્યો. માર્ગમાં કોરા ગામ પાસે પડાવ નાંખ્યો. અહીંયાં રાજા છબીલારામની સાથે તેને મુલાકાત થઇ. રાજા છબીલારામ

પોતાના પુર્વસ્વામી અઝીમુશશાનના પુત્ર ફરૂખસીયરને મદદ આપવાના મનોભાવથી ખજાનો સામગ્રી અને સેના એકઠી કરી તૈયાર થઇ રહ્યા હતા. પોતાની સાથે પોતાના ભત્રીજા ગિરધર બહાદુર, પોતાના પુત્ર દયાબહાદુર અને પોતાના જામાતા ગુલાબરાય પણ હતા. છબીલારામની કાર્યદક્ષતા અને વીરતા કોઇને અજ્ઞાત ન હતી. તેઓને વશ કરવા તે વિજયની જામીનગીરી હતી. શાહજાદા અએઝુદ્દીન અને તેના સરદારોએ છબીલારામને સામ દામ અને ભેદ દંડની નીતિથી પણ પોતાના પક્ષમાં લાવવાને થઇ શકે તેટલી યુક્તિ પ્રયુક્તિ એ કરી. ઇર્વિનના ઇતિહાસથી જણાય છે કે શાહજાદાએ પ્રથમ તો છબીલારામને ૩૦૦૦ જાત અને ૨૦૦૦ સ્વારની મનસબદારી, તે સાથે રાજા બહાદુરનો ઇલ્કાબ તથા અમીરી પોષાક અને નગારાં નિશાન આપવાની માગણી કરીને જાળમાં લેવાનો પ્રયત્ન કર્યો. છબીલારામને એવી લાલચોથી ફસાઇ જાય તેવા નહતા. જ્યારે તેઓએ શાહજાદાની લાલચોને લાત મારી, ત્યારે તેઓને રણસંગ્રામમાંથી દુર કરવાનો પ્રપંચ કર્યો. દિલ્હીથી બાદશાહની સહી શિક્કા વાળો પટ્ટો મગાવી લીધો અને તેઓને અયોધ્યાની સુબાગીરી અપર્ણ કરી. શાહજાદાની જાળમાંથી નાસી છુટવાના હેતુથી તેઓએ તે માગણીનો સ્વીકાર કર્યો અને અયોધ્યા તરફ પ્રયાણ કર્યું. પરંતુ તુરત તેઓના જાણવામાં આવ્યું કે ફરૂખસીયર નજીકમાં છાવણી નાંખી પડયો છે, કે ચાતકને જેમ વૃષાના બિંદુથી જીવન આવે તેમ તેઓના શરીરમાં નવું ચેતન આવ્યું. કૂચ ઉપર કૂચ કરી તેઓ પોતાના સ્વામીપુત્રને જઇ મળ્યા. ફરૂખસીયરના આનંદનો પાર રહ્યો નહિ, તેણે તેઓનો ભારે સન્માનથી સત્કાર કર્યો અને તુરત ૪૦૦૦ મહસ્ર સેનાના સેનાપતિ નીમી દીધા. અએઝુદ્દીન આગળને આગળ ધસી આવતો હતો, તેણે ખજવા ગામ પાસે પોતાના લશ્કરને રોકવી દીધું હતું. તેટલીજ આતુરતાથી ફરૂખસીયર શત્રુને ભેટવા દોડી આવ્યો: ખજવાના મેદાન ઉપર બન્ને સેનાઓનું તુમુલ યુદ્ધ થયું, પરંતુ યુદ્ધની શરૂઆતમાંજ શાહજાદાના સરદારો કાયર થઇ ગયા અને રણક્ષેત્ર છોડી નાશી ગયા તેમજ કપટ જાળ પાથરીને શાહજાદાને પણ પલાયન કરી જવાની ફરજ પાડી. ફરૂખસીયરનો અનાયાસે વિજય થયો. શત્રુની છાવણીમાંથી અમુલ્ય રત્નો અને વિપુલ સામગ્રી તેને હાથ પડી.

લીધે તેઓ કેવળ અસાવધ રહ્યા. ફરૂખસીયરના સુદૈવે તેના અધિકારીઓ બુદ્ધિશાલી અને સાહસિક હતા. જહાંદારશાહની આખી સેનાની નજર ચુકવી સૈયદ અબ્દુલાખાનના ચાતુર્યથી ફરખસીયરની આખી સેના નિર્વિઘ્ને નદી આળંગી શકી. જહાંદરશાહની સેનાને આ બેનાવથી પાછું હઠવું પડયું. અકબરની સમાધિ સીકંદરા પાસે તેણે પોતાનું લશ્કર ગોઠવ્યું. અગ્રભાગમાં એક તરફ કોકલતાશખાનને અને બીજા હાથ તરફ જાનીખાનને ગોઠવી દીધા. મધ્ય ભાગની સરદારી બાદશાહે પોતે રાખી, સર્વોપરિ સેનાપતિની સત્તા ઝુલ્ફીકરખાનને સોંપી. સામી બાજુએ કોકલતાશખાનની ખબર લેવા સૈયદ હુસેનઅલીખાને પોતે બીડું ઝડપ્યું; જાનીખાનની સામે છબીલારામને ગોઠવવામાં આવ્યા, અને સર્વોપરિ સેનાપતિના લગામ સૈયદ અબદુલાખાને પોતાની પાસે રાખી. સૂર્યોદય થતાંજ યુધ્ધનો આરંભ થઇ ગયો. કોઇ પક્ષ એક બીજાથી ગાંજ્યો જાય, તેવો ન હતો, છતાં મધ્યાનોત્તર થતાં કોકલતાશખાને સૈયદ હુસેનઅલીખાના લશ્કરને કાપી નાંખ્યું. બીજા હાથ તરફ જાનીખાન પણ રાજા છબીલારામની તેવીજ દશા કરી રહ્યો હતો. તેઓની સેના પણ વિખરાઇ જવાની તૈયારીમાં હતી, તેવામાં છબીલારામે સમયસૂચકતા વાપરી પોતાનો હાથી જાનીખાનના હાથી પાસે હંકરાવ્યો. જાનીખાન આવા અકસ્માત આક્રમણથી દિઙ્મૂઢ થઇ ગયો; તુરત છબીલારામે પોતાના હાથીઉપર ઉભા રહીનેજ તેનો શિરચ્છેદ કરી નાંખ્યો. છબીલારામની સેના વિજયઘોષ કરવાની તૈયારીમાં હતી, કે તુરત જહાંદરશાહના મધ્ય ભાગમાંથી મુફતારખાન ૪૦૦૦ યોદ્ધાઓ સાથે ધસી આવ્યો. છબીલારામનું લશ્કર થાકીને લોથ થઇ ગયું હતું. કંઇક વિશ્રામ લેવાના હેતુથી, છબીલરામે પોતાની અવશિષ્ટ સેનાને પાસેની ઝાડીમાં સંતાડી દીધી. એક તરફ સૈયદ હુસેન અલીખાનની સખ્ત હાર થવાથી અને બીજી તરફ છબીલારામ અલોપ થઇ જવાથી, ફરૂખસીયરનો પરાભવ પ્રત્યક્ષ થયો. તેટલામાં છબીલારામ પોતાના લશ્કરને વ્યવસ્થિત કરીને એકદમ કોકલતાશખાન ઉપર ધસી આવ્યા. ઇર્વિને યુદ્ધનું વર્ણન વિગતથી ભરપૂર વાણીમાં કર્યું છે, ત્યારે લાલા સીતારામે શ્રીધરકવિનો આશ્રય લઇને બહુ અસરકારક શબ્દોમાં

ચિત્રાલેખન કર્યું છે. તેઓ લખેછે કે—"પોતાના હાથીનો મહાવત મરાયા છતાં રાજા છબીલારામનો ઉત્સાહ લેશમાત્ર પણ ખંડિત થયો નહિં. મહાવતની જગ્યે પણ પોતેજ લઇ લીધી અને દ્વિગુણ વેગથી તેને આગળ હંકાર્યો. તેઓના જમાતા ગુલાબરાવ પણ આગળ ધસી આવ્યા અને મુખ્તારખાનના લશ્કરના ચૂરેચૂરા કરી નાંખ્યા. છબીલારામ જહાંદરશાહના શુરવીર યોધ્ધાઓથી ઘેરાઇ ગયા હતા, તેવામાં ગિરિધર બહાદૂર પહોચ્યા અને તેઓની પછવાડે કાકોરીના કાયસ્થ દીવાન ભગવંતરાય, તેઓના પુત્ર સુવર્ણરાય અને વેણીરામ નાગર પણ આવી પોહોચ્યા. તેઓએ એકી સાથે શત્રુના અગ્રભાગ ઉપર ધસારો કર્યો અને કોકલતાશખાનને યમદ્વાર પહોચાડયો. ગિરધર બહાદુરના ને પરાક્રમનું શ્રીધર કવિએ પોતાની ઓજસ્વી વાણીમાં નીચે પ્રમાણે વર્ણન કર્યું છે.

फौज की घटान की घमण्ड घोर घेरु करि
मौजदीन मघवा के मनमें उच्छाह भो।
तोप तरजत, तरवारी वीजु लरजत
वरपत वाननि अचल चास्यो राह भो।
तब गिरवर कर धीर गिरिधरवर
श्रीधर भनत व्रजमंडल को छांह भो।
अव गिरिधरलाल वहादुर वीर
समसेर गहिकर पातसाहीको पनाह भो।

વ્રજમંડળને બોળી મારવાને ઇંદ્રને પોતાના મેઘાડંબર જોઇને જેટલો ઉત્સાહ થયો હતો, જહાંદરશાહના હૃદયમાં પણ પોતાની સેનાનો ઘોર ઘટાટોપ જોઇને તેટલોજ ઉત્સાહ ઉભરાઇ આવ્યો

તોપોએ મેઘની ગર્જના કરી મૂકી, વિદ્યુતના ઝબકારા તરવારો કરી રહી, બાણો રૂપી વર્ષાદની ઝડીથી દિશાઓ શૂન્ય થઇ ગઇ.

ગિરિવરધારી ભગવાને જેમ ગોવર્ધનરૂપ છત્ર ધારણ કરી વ્રજનું રક્ષણ કર્યું.

તેમ કવિ શ્રીધર કહેછે કે—વીર ગિરિધરલાલ બહાદુરે સમસેરના સંધાનથી બાદશાહીનું રક્ષણ કર્યું.

કાકસતાશખાનનો એ રીતે અંત આવી જવાથી, રાજા છબીલારામ નિષ્કંટક થયા. તુરત તેઓ એક નિડર યોધ્ધાની પેઠે શત્રુના મધ્યભાગમાં ઘુસી ગયા તે પ્રસંગનું ચિત્રાલેખન કરતાં કવિશ્રીધર કહે છે કે—

फिरि मंडयो श्रीधर छबीलेराम राजा
पातसाह को हिरौल पातसाहत को पाहरु ।
तोप किरालैं तोरि गोलाको गुलेल गनित गति
पेलि दल गास्यो मेजुदीन गहि गाहरु ॥
चके हरिहर बंभ देखि आतपच थंभ
जैत रन खंभ वीर विक्रम उछाहरु ।
सुरखरु आप भयो आबरु दिलीस पायो
माहरू रफीक भो मुखालिफ सियाहरु ॥

ત્યાર પછી બાદશાહીનો રક્ષણહાર રાજા છબીલારામ સેનાના મુખ્યભાગ ઉપર તુટી પડયો.

તોપોના ગડગડાટોને વટાવતો ગોળાઓને લોષ્ઠવત્ ગણતો જહાંદાર શાહને ધકેલી કાઢી મધ્યભાગમાં ઘુસી ગયો.

એજસ્વી ભરેલા ભડવીર રાજા છબીલારામને આકાશના સ્તંભ જેવા વિજયરણક્ષેત્રના સ્તંભ રૂપ જોઇને, હરિ, હર વિરંચિ પણ આશ્ચર્યચકિત થઇ ગયાં.

ખરેખર, તેણે તો કુળની આબરૂ વધારી, દિલ્હીપતિની લાજ રાખી, મિત્રોનાં મુખ ઉજ્જવલ કર્યાં અને શત્રુઓનાં મુખ ઉપર શાહી ઢાળી દીધી."

લાલા સીતારામ લખે છે કે " ઉપરનું વર્ણન વાંચતાં સહજ પ્રતીત થશે કે નાગરોની બહાદુરીથીજ ફરૂખસીયર આવો અપુર્વ વિજય પ્રાપ્ત કરી શકયો હતો, વસ્તુતઃ નાગરોજ તે વિજયના યશભાગી હતા." સૈયદ અબદલ્લાખાન વિજયથી ગર્વિષ્ટ થઇને શત્રુસેનાના પૃષ્ઠ

ભાગમાં જ્યાં ઝનાનાને રાખવામાં આવ્યો હતો, તેને હાથ કરવાના હેતુથી, ત્યાં પોહોચી ગયો. તેવામાં શત્રુસેનાના સેનાધિપતિ ઝુલ્ફીકરખાને પોતાનો વિજય થયો છે, એમ ભ્રાંતિમાં પડી વિજયઘોષણા કરી. અબ્દુલ્લાખાન સંભ્રમમાં અને ગભરાટમાં આગળ આવ્યો. તેની વ્હારે કુતુબલ મુલ્કખાન, રાજાગ્નચંદ્ર, દીવાન જયકૃષ્ણદાસ અને મુનશી સાહેબરામ દોડી આવ્યા. તેઓ સઘળા જહાંદારશાહના મધ્ય ભાગ ઉપર તુટી પડયા અને શસ્ત્રાસ્ત્રનો વર્ષાદ વર્ષાવીને સઘળાનો ઘાણ કાઢી નાંખ્યો. બાદશાહનો હાથી ગાંડો થઇ ગયો અને ચારે તરફ નાસવા લાગ્યો. લાલકુંવરને આ ઘટનાની જાણ થતાંજ તે પોતાના હાથીને લઇને દોડી આવી, અને બાદશાહને પોતાની અંબાડીમાં ખેંચી લીધો. રાત્રીના અંધકારનો લાભ લઇ તે પોતાના પ્રિયતમને આગ્રે લઇ ગઇ અને તેને સ્ત્રીનો વેષ સજાવી દિલ્હી પહોચતો કર્યો. એક ફારસી કવિએ ગાયું છે કે રણક્ષેત્ર ઉપરથી પુત્રને પુરૂષો ભગવી ગયા અને પિતાને એક અબલા ભગવી ગઇ. શાહજાદા અએઝુદીન, ઝુલ્ફીકરખાન અને બચી ગયેલા સઘળા સરદારોએ પણ દીલ્હીનો રસ્તો પકડયો.

જહાંદારશાહનો મેઘાંડબરવત્ ઘટાટોપ આમ પંદર વીશ કલાકમાં વિશીર્ણ થઇ જશે, એમ તો ફરૂખસીયરના સ્વપ્નમાં પણ ન હતું. વિજયલક્ષ્મી અને રાજલક્ષ્મી એ ઉભય દેવીઓએ તેના કંઠમાં વરમાળાઓ એક સાથે આરોપી. કંઇ પણ સમય ન ગુમાવતાં, તેણે સૈયદ અબદુલાખાનને શત્રુઓની પીઠે રવાને કરી દીધો. શત્રુઓને વશ કરી શાંતિ સ્થાપન કર્યાના સમાચાર તે મોકલે ત્યાં સુધી ફરૂખસીયરે આગ્રામાંજ વિશ્રામ લેવાનું ઉચિત ધાર્યું. આગામાં તે રહ્યો ત્યાં સુધી સૈયદહુસેન અલીખાન જખમી થવાથી, મુખ્ય અધિકારી અને મુખ્ય સલાહકાર તરીકે રાજા છબીલારામ તેની સાથેને સાથેજ રહ્યા હતા.

[અપુર્ણ.

# ન્યાતબ્હાર.

જ્યારથી મનુષ્યો જંગલી દશા છોડી સમાજ બાંધી રહેવા લાગ્યા, તે માનવ પ્રાણીના અતિ ઘેરા ઇતિહાસથીજ ન્યાતબ્હારનો રિવાજ સર્વમાન્ય ઠર્યો છે. એક ન્હાની સમાજ પણ જો તેના નિયમને પ્રતિકૂલ વર્તનારનો બહિષ્કાર ન કરે તો જતે દહાડે એ સમાજને નષ્ટજ થવું પડે એટલે શિષ્ટજનધારણની દરેક સમાજ, સમાજ બ્હાર કરવાના સનાતન હકકનો ઉપયોગ કરીનેજ સમાજને શુધ્ધ રાખી શકે છે. બલ્કે એના જીવનનો આધારજ એ હકકના મકક્મ ઉપયોગ ઉપર રહ્યો છે.

આ હકકનો ઉપયોગ જુદી જુદી સમાજોએ જુદા જુદા દેશમાં અને જુદે જુદે વખ્તે કેમ કર્યો છે તેનો ટુંકો ઇતિહાસ બહુજ જાણવા જેવોછે. આર્યાવર્તના પ્રાચીન નિયમને પ્રબન્ધોમાં બહિષ્કારનો ઉલ્લેખ સ્થળે સ્થળે મળી આવે છે. બ્રાહ્મણગ્રન્થોમાં એવો ઉલ્લેખ છે કે અમુક મહાપાપ કરનારાઓ, પોતેજ પોતાનો સમાજમાંથી બહિષ્કાર શોધી, વર્ષો સુધી સમાજના વસવાના ગામથી દુર એકાન્તમાં ઝુંપડી બાંધી રહેતા: અને એ ઝુંપડી ઉપર એક ઝંડી ચડાવતા જે નિશાની થી સહુ વટેમાર્ગુ જાણી શકતા કે એમાં રહેનારનો મહાપાપી તરીકે સમાજે બહિષ્કાર કર્યો છે. આ સ્થિતિમાં કોઇ વાર બાર બાર વર્ષ એણે કહાડવા પડતાં. રાતના ગામને પાદરે કંઇ ભક્ષ્ય ઉચ્છિષ્ટ પડ્યું હોય તો લઇ જવાની છૂટ હતી અને શેરીનાં કુતરાં જેટલો પણ એને આવકાર ન મળતો. એ કપરા

કાળનો અન્ત લાવવામાં ઉપયોગી બનેલા ઉપનિષધ્ધર્મે જ્યારે દેશ આખાનાં વતાવરણને નવીન રૂપ અર્પ્યું ત્યારે આ પ્રકારનો બહિષ્કાર કોરે મુકાયો; કારણ સમાજ એમ માનતી થઇ હતી કે દરેક જાતનાં પાપ એ સમાજના પ્રતિનિધિ રૂપે રાજ્યદંડનો વિષય છે. અલબત બીજે પ્રકારે મહાપાપીઓનો બહિષ્કાર ચાલુ રહ્યો પણ ખરો. પણ એક અગત્યનો ફેરફાર મધાયો તે એ કે જ્યારે પૂર્વે દુરાચરણ માટેજ બહિષ્કાર થતો ત્યારે હવે સમાજના માન્ય વિચારો કે અભિપ્રાયો વિરૂદ્ધ થનારને પણ બહિષ્કારનો સ્વાદ ચાખવો પડતો આ ઉપરથી જોઇ શકાય છે કે પૂર્વે ગમે તેવા પણ પ્રમાણિક વિચારને માટે કોઇને શોષવું ન પડતું. એ પરમતાદરને લઇને તો કંઇ અંશે બ્રાહ્મણધર્મના વિકાસ રૂપે અને મ્હોટે અંશે તો બ્રાહ્મણ ધર્મ વિરૂધ્ધના બળવા રૂપે ઉપનિષધ્ધર્મનો ઉદય થયો. પણ એમ બનવામા એક એવો સમન્વય ઘટાવવામાં આવ્યો કે આ નવો ધર્મ શ્રુતિથી પર નથી. અને જતે દહાડે એ ઉપનિષદ્ગ્રન્થોનો પણ શ્રુતિમાંજ સમાસ થઇ ગયો. ત્યાર પછી એક બાજુથી નવા નવા વિચારોનો બ્હોળો ફાલ આવ્યો, જ્યારે એ વિચાર ગમે તેવા ઉદ્યમ હોય તો પણ એને પોષનારી ધરતી તો શ્રુતિજ છે એ મન્તવ્યને પુષ્ટિ આપવામાં આવી. પરિણામે આત્માને બ્રહ્મ કહેનાર અને આત્માને દ્રવ્ય માનનાર બેય દર્શનકારો શ્રુતિને ટેકેજ સ્વમત પ્રતિપાદન કરવા મંડયા. પરિણામ એવું આવ્યું કે ગમે તેવો ઉદ્યમ વાદ સ્વીકારવામાં અને પ્રચારવામાં વાંધો નહતો માત્ર શ્રુતિ અને પાછળથી સ્મૃતિ એ બે ધર્મમુલ મનાવવામાંથી તે વાદ ઉદભૂત થાયછે આટલું દેખાડવું જરૂરનુ હતું. આ ન સ્વીકારનારનો બહિષ્કાર થતો. એને નાસ્તિકની પદ્વી મળતી, કારણ એ વેદનિન્દક હતો. આ નિયમ ચર્ચતાં કુલ્લૂક ભટ્ટ લખેછે કે એવા બહિષ્કૃત દ્વિજને શિષ્ટ દ્વિજ અનુષ્ઠાન અધ્યયન આદિ કર્મમાંથી બાતલ કરતા હતા. જેમ કર્મપ્રધાન સમાજને દુષ્કર્મી બહિષ્કાર્ય હતો તેમ વિચાર પ્રધાન સમાજને દુષ્તર્ક્રી બહિષ્કાર્ય હતો એ સમજી શકાય છે.

આવોજ ઇતિહાસ સર્વ દેશોમાંછે. રાજકીય સત્તા અને જીવનને પરમ ધ્યેય માનતી પ્રજાઓ દૃષ્ટ સત્તાધારીનો કે અન્ય રીતે સમાજના

રાજકીય હિતને હાનિકર થનારનો બહિષ્કાર કરતી. પુર્વ કાળમાં ગ્રીક પ્રજાને સ્વતન્ત્રતા પ્રાણપ્રિય પ્રિય હતી. નગરનો વહીવટ એક હથ્થુ થાય તે સ્વાતન્ત્ર્યપ્રિય નગરવાસીઓને મોત બરાબર હતું એટલે જ્યારે પણ કોઇ લોકનેતા એટલો બધો પ્રજાપ્રિય થઇ પડે કે એ ધારે તો નગરનો રાજા પણ થઇ શકે ત્યારે એ નેતાનો નગરવાસીઓ બહિષ્કાર કરતા. પ્હેલાંતો નગરવાસીઓ જાહેર ફરમાન બ્હાર પાડતા કે આવા બહિષ્કારની જરૂર છે. પછી નિયત દિવસે પ્રજા વિશાળ સભાસ્થાનમાં આવતી અને ગોત્ર પ્રમાણે વ્હેંચાઇ જતી. પછી દરેક પ્રજાજન છીપ ઉપર તેનું નામ લખતો કે જે એના મનથી બહિષ્કાર્ય હોય. જો એકજ ધણીનું નામ ૬૦૦૦ યા વધારે છીપલી ઉપર હોય અને એનાથી વધારે છીપલી કોઇના વિરૂધ્ધ રજુ ન થાય તો એનો બહુમતિથી બહિષ્કાર થતો. દશ યા કોઇવાર ઓછાં વર્ષો સુધી એણે નગર છોડી જવું પડતું. એટલા વર્ષમાટે એ હદ પાર થતો. આમ કરવાનું કારણ ઉપર કહ્યું તેમ રાજકીય સત્તા એક હથ્થુ થતી અટકાવવાનો હતો. થોડા મુઠીભર માણસો આખી કોમ ઉપર સત્તા ચલાવે એ વાત તેમનાથી સહન ન થતી, અને એ સત્તાધર ગમે તેટલો પ્રજાપ્રિય હોય તો પણ સાપે કરડેલી આંગળી પેઠે સત્તાએ વરેલા એ નેતાને તેઓ સમાજનાં શરીરમાંથી દુર કરતા.

મધ્યકાલીન ઇતિહાસ તપાસતાં દરેક દેશમાં સ્થુલ ધર્મનુંજ પ્રાધાન્ય દેખાયછે. યુરોપમાં પ્રજા બિલકુલ નિરક્ષર રહેવાથી ધર્મગુરૂઓનું પ્રાબલ્ય વધી ગયું. હિન્દુસ્થાનમાં સમાજ અનેક હેતુથી છિન્નભિન્ન થઇ જવાથી સ્થુલ ધર્મ પરજ જોર મુકવામાં પ્રજાની સલામતી હોવાથી જુની અને પ્રાચીન સ્મૃતિઓને સ્થાને નવીન સમયાનુકુલ સ્મૃતિઓ રચાઇ. અને પરિણામે આ ધર્મના ફરમાનો નાકબુલ કરનારનો બહિષ્કાર થવા લાગ્યો.

આધુનિક યુરોપમાં ઔદ્યોગિક અંધાધુંધીનો પ્રતિકાર કરવાને ઔદ્યોગિક સમાજો સ્થપાયા ત્યારથી એ સમાજોના નિયમો ભંગ કરનાર બહિષ્કૃત થવા લાગ્યો. આ બહિષ્કારને બૉયકૉટ કહે છે. એની મુળ કથા એવી છે કે કેપ્ટન બૉયકૉટ નામનો એક જમીનદાર આયરલૅન્ડમાં પોતાની રૈયતને એટલો તો સતાવતો કે છેવટે એ રૈયતે

એને એનાં ઘરમાં જ ઘેરી લીધો અને ખાવા પીવાનાં સાધનો ઘરમાં જતાં જબરદસ્તીથી અટકાવ્યાં. એનો નોકરમાત્ર નાસી ગયો અને આ પ્રમાણે બધી બાજુથી એનો બહિષ્કાર કર્યો; આવા બહિષ્કારને ત્યારથી બૉયકૉટ કહે છે. ઔદ્યોગિક બહિષ્કારનો એક સબળ દાખલો લગભગ બે પેઢી પ્હેલાં અમેરિકામાં બન્યો હતો. ઘણા કારખાના વાળા કારીગરોને સતાવતા હોવાથી કામગારોએ એક મંડળ ઉભું કર્યું જેમાં જોતજોતે દશલાખ માણસો ભળ્યાં. એમનું બિરદ એ હતું કે "એકને ઇજા થાય તે સહુને વેદનારૂપ લાગવું જોઇએ. પરિણામે જ્યારે કોઇ પણ કામગારને એનો માલીક જરાપણ ગેર ઇન્સાફ કરતો તુરતજ આ કામગારમંડળ ઢંઢેરો ફેરવી એ માલીકને બહિષ્કૃત જાહેર કરી દેતું. આ દશ લાખ જણ અને એના મિત્રો એ કારખાનાને કંઇ આપતા નહિ, કંઇ એના પાસેથી લેતા નહિ. આ બૉયકૉટ તોડવા માલીકોને બહુજ જ્હેમત પડતી અને છેવટે સરકારે વચ્ચે પડી આવા બૉયકૉટ સંબંધી નિયમો ઘડી કહાડયા.

ઉપરની ચર્ચાનો નિષ્કર્ષ આ પ્રમાણે છે.

બહિષ્કાર એ કોઇપણ સમાજને નિભાવવા માટેનું જરૂરી સાધન છે. કર્મપ્રધાન સમાજ દુષ્કર્મ માટે, વિચારપ્રધાન સમાજ દુષ્તર્ક માટે, રાજકીય સ્વાતંત્ર્યપ્રિય સમાજ સ્વાતન્ત્યાને ભયરૂપ બનવા માટે, સ્થુલ ધર્મ વાળી પ્રજા એ સ્થુલ આચારના ભંગ માટે અને ઔદ્યોગિકસમાજ ઉદ્યોગની સુસ્થિતિને ભયરૂપ બનવા માટે બહિષ્કારનો ઉપયોગ જુદી જુદી રીતે કરે છે.

પ્રશ્ન એ છે કે આપણી જ્ઞાતિઓ ઉપરમાંની કે અન્ય એવી કઇ કક્ષામાં આવે છે કે જેથી આ સાધનનો વારંવાર ઉપયોગ કરી શકે?

અન્ય જ્ઞાતિજન સાથે જમવાથી, અન્ય જ્ઞાતિજન સાથે લગ્ન કરવાથી, અસ્પૃશ્યાસ્પર્શ કરવાથી, અને પરદેશ ગમનથી મુખ્ય રીતે ન્યાતબ્હાર થવાય છે. જ્ઞાતિને ઉચિત કર્મકાણ્ડ ન થતો હોય તો ન્યાતબ્હાર નથી મુકાવું પડતું એ દેખાડે છે કે આપણી જ્ઞાતિઓ કર્મચુસ્ત નથી. મહાપાપ કરનાર. ચોરી, વ્યભિચાર, ખુન વગેરે કરનારનો બહિષ્કાર નથી થતો એ દેખાડે છે કે આપણી જ્ઞાતિઓ

પોનાના જણને આ કાર્યો કરતો અટકાવવાની ફરજ નથી માનતી. એટલુંજ નહિ, પણ આવા દુષ્કર્મીને સરકાર ન દણ્ડે તો તે જ્ઞાતિના આબરૂદાર સભ્ય તરીકે પણ રહી શકે છે. અગર જેલમાં અન્ય સાથે ભોજન કે અસ્પર્શ્યનો સ્પર્શ ન થાય તો જેલમાંથી નીકળ્યા પછી પણ એ જ્ઞાતિનો આબરૂદાર સભ્ય રહી શકે છે, અભક્ષ્ય ભક્ષણ કરનાર ન્યાતબ્હાર થાય અને અસ્પૃશ્ય સ્પર્શ કરનાર ન્યાતબ્હાર થાય એમાં એક હેતુ બેયને સામાન્ય છે. અભક્ષ્યમાં માંસાદિજ નથી આવતું પણ જેની સાથે રોટીવ્યવહાર ન હોય તેવાનું અડેલું ભોજન પણ અભક્ષ્ય ગણાય છે. વાણિયાનું અડેલું બ્રાહ્મણ ખાય અથવા માંસ ખાય તો બેયનો જ્ઞાતિ તો અભક્ષ્યભક્ષણ માટેજ બહિષ્કાર કરે. એટલે આ બહિષ્કારમાં પણ અસ્પૃશ્યસ્પર્શદોષ મુલ રૂપે છે. અડવાની આભડછેટમાંનો એજ મુખ્ય છે. પરદેશગમનમાં પણ વાસ્તવિક અસ્પૃશ્યસ્પર્શનો દોષ મુલ રૂપે છે. આ ઉપરથી જણાય છે કે હલકી માનેલી અન્ય જ્ઞાતિઓ સાથે રોટીવ્યવહાર ન થાય, બેટી વ્યવહાર ન થાય ને અસ્પૃશ્યનો સ્પર્શ ન થાય તો જ્ઞાતિરૂપી સમાજના બધા નિયમો પાળી ચુકયા માટે જ્ઞાતિના આબરૂદાર સભ્ય તરીકે રહી શકાય. તો હવે ફરી પુછીએ કે આ સમાજનું બંધારણ શા હેતુથી છે? જ્ઞાતિસમાજ "ક્રિયાપ્રધાન" છે? એ કર્મપ્રધાન નથી કારણ ઉપર જણાવેલા આચાર સિવાય કોઇ અન્ય દુષ્કર્મ કરનારનો બહિષ્કાર નથી. એ વિચારપ્રધાન નથી કારણ પરમ નાસ્તિકથી માંડીને અંધ શ્રદ્ધાળુ એ બધાંનો એમાં સમાવેશ વિનાગ્રહ કરી શકાય છે. એ નીતિપ્રધાન નથી કારણ ચોર, જુઠા, વ્યભિચારી વગેરેનો જ્ઞાતિબહિષ્કાર નથી થતો. એટલે કર્મ વિચાર કે નીતિની જ્ઞાતિની સુસ્થિતિ ઉપર કશી પણ અસર નથી થતી. પરિણામ બહુ માઠાં આવે એ કુદરતીજ છે. નાગર જેવી ચુસ્ત સ્વયંપાકી જ્ઞાતિના સેંકડો જણાઓને પરદેશમાંને દેશમાં ભોજનાસ્પૃશ્ય જ્ઞાતિ સાથે છૂપી રીતે રહેવાનો ઢોંગ કરવો પડે છે એથી આ મુત્સદ્દિગીરીથી રીઢી થયેલી કોમની નીતિ ઉપર શી અસર થાય એ પ્રશ્નનો ઉત્તર જરા મુશ્કીલ છે. ભાટિઆઓમાં પણ એવીજ રીતે સંજેગોની મુશ્કીલીથી ઘણાઓ ઉત્તર હિન્દુસ્થાનમાંથી

કન્યાઓ પરણી લાવેછે અને ખોટું બોલી ન્યાતમાંજ રહે છે એ જાહેર વાત છે. આવી પરિસ્થિતિ આવવાનું મુખ્ય કારણ એ પણ છે કે જ્ઞાતિઓ બંધારણ વિનાજ ચલાવવાનો રિવાજ થઇ ગયો છે. બંધારણ વિનાની સમાજ એ મુએલીજ સમજવી. કેટલીક જ્ઞાતિઓ આપખુદ સ્વયંનિર્મિત સત્તાધારીઓની તબિયેત ઉપરજ પોતાનું ભાવિ સોંપી બેઠી છે. ઉપાય રહેલો છે. જ્ઞાતિઓ પણ અન્ય સમાજ પેઠે બહુમતિથી પોતાના સત્તાધારી નીમે ને બદલે અને બંધારણ ઘડી કમીટીઓદારાજ વહીવટ ચલાવે તો ઉપલો સડો પોતમાળો નષ્ટ થાય.

બહિષ્કાર્યની વ્યાખ્યા.

અહિં તો જ્ઞાતિ બહિષ્કાર કરે છે. એ બહિષ્કારને સુઅવસર માની વધાવી લેવો, પણ એવી રીતે સુઅવસર એનાથીજ માની શકાય કે જેણે ધર્મને પાળ્યો છે, જેણે જ્ઞાતિની સેવા કરીછે, જેણે જ્ઞાતિનાં નીતિ વર્ધક શાસનોને હંમેશાં સ્વેચ્છાપુર્વક માન આપ્યું છે. સંયમી જ બહિષ્કારને આવકાર આપે.

—ગાંધીજી.

# ચર્ચાપત્ર.

"નાગરિક" ના મહેરબાન અધિપતિ સાહેબ જોગ,

વિ. વિ. કે બીચેના પત્રને આપના ત્રૈમાસિકમાં યોગ્ય સ્થાન આપી ઉપકૃત કરશો એવી આશા છે. હાલમાં આપણી જ્ઞાતિના કેટલાક ભાઈઓને કચ્છની ન્યાતે ન્યાતબહાર કર્યાના ખબર ગત અંકથી જાણ્યા અને સાથે આપનો અભિપ્રાય પણ એમાં પ્રગટ કરેલા તારથી જાણ્યો. અલબત એ અભિપ્રાય ત્રૈમાસિકનો નહિ પણ આપનો અંગત હોવાથી મ્હારે એ વિષયમાં કંઇ કહેવું નથી. પણ મ્હારે એક પ્રશ્ન બધા સુધારાવાળાઓને પુછવો છે તે આ પ્રમાણે:

આટલી વાત પ્હેલેથીજ ચોકખી રીતે સમજી લેવી જોઇએ કે કોઇ પણ સમાજ કે જ્ઞાતિ અને એની વ્યક્તિ વચ્ચે એક પ્રકારની સમજુતી છે, contract છે. એ સમજુતીની શરત એ છે કે જે વ્યક્તિ જ્ઞાતિએ માન્ય કરેલા નિયમો, આચાર, વિચાર પાળે તો બદલામાં જ્ઞાતિ સહભોજનમાં લગ્નમાં, કે મૃત્યુ પ્રસંગે એને મદદ કરે. જો વ્યક્તિ પોતા તરફથી પાળવા જોઇતી શરતો ન પાળે તો જ્ઞાતિ એને સારામાઠા પ્રસંગે મદદ કરવા બંધાયલી નથી એ દેખીતુંજછે. પોતા તરફની એ જોખમદારી વ્યક્તિએ શરત ન પાળવાથી બંધ થઇ છે એ દેખાડવાને જ્ઞાતિ વ્યક્તિને નાતબ્હાર ક્હાડે છે. આમાં વાંધા જેવું કશું નથી. ન્યાતબ્હાર મુકાયેલી વ્યકિત ચાહે તો પ્રાયશ્ચિત્ત કરીને કે દણ્ડ ભરીને પણ ન્યાતમાં આવી શકે છે જ્યારે ફરી એ જ્ઞાતિના આચાર પાળવા બંધાય છે અને જ્ઞાતિ એને મદદ આપવા બંધાય છે. આ એક પક્ષ.

બીજો પક્ષ એમ છે કે ઉપર દર્શાવેલા કૉન્ટ્રાક્ટની હકીકત કબુલ કરતાં પણ એ સવાલતો રહ્યોજ કે વ્યકિતની પિછાનતો થઇ શકે કે આ અમુક અને આ અમુક, પણ જ્ઞાતિ એટલે કોણ? જેઓ જ્ઞાતિને નામે બોલે છે તેઓને જ્ઞાતિને નામે બોલવાનો હક છે ખરો? જ્ઞાતિમાં એવા-ઘણાયે-હશે જેના અમુક આચાર પસંદ નહિ હોય છતાં એવાને નામે પણ એ આચારભંગ માટે શિક્ષા આપનાર પોતા ઉપર બધી જોખમદારી વ્હોરી લેવામાં વાજબી છે ખરા? દરમ્યાન જેઓ જ્ઞાતિ બહિષ્કારથી ડરેછે તેઓમાં બે વર્ગ પડી ગયાછે. એકામ વર્ગ ગમે તેમ આચારભંગ કરી, બ્હારથી આચાર પાળવાનો ઢોંગ કરેછે, અને બીજો વર્ગ, કરેલ હોતાં વિચાર

ગમે તે ધરાવતો હોય છતાં જ્ઞાતિને માન્ય આચાર પાળી રહ્યો છે. ઉદાહરણ: આપણી જ્ઞાતિ મો અન્ય જ્ઞાતિ સાથે જમવામાં વ્યકિત અને જ્ઞાત વચ્ચેના કૅાન્ટ્રાકટનો ભંગ થયો માને છે. હવે રહેંકડો જણ આ શરતનો ચોરી છુપીથી ભંગ કરે છે, એ વાત ઘણાને ધ્યાનબ્હાર નહિજ હોય તો એવો પણ એક મ્હોટો વર્ગ છે જે આમ કરવામાં હાનિ નથી માનતો છતાં જ્ઞાતિના રિવાજને માન આપી એ નિયમ ભંગ નથી કરતો. પરિણામે બેય વર્ગને થોડે ઘણે અંશે બેવડી જીંદગી તો જીવવી પડે છે પણ ચોરીથી આચારભંગ કરનારની નીતિ તો કોઇ પણ રીતે ક્ષમ્ય નથીજ.

મ્હારા એક મિત્ર ઘણા વર્ષો પ્હેલાં અન્ત્યજો ભેળા બેસી આવ્યા હતા તેને મ્હેં કહ્યું કે તમે જ્ઞાતિના કૅાન્ટ્રાકટનો ભંગ કર્યો છે માટે તમારે જ્ઞાતિને લખી જણાવવું જોઇએ કે મ્હારા તરફથી આ શરતનો ભંગ થયો છે. હું પ્રાયશ્ચિત કરવા નથી માગતો માટે તમારે જોઇયે તો તમારા તરફથી મ્હારા તરફની ફરજમાંથી મુકત થવા મ્હારો બાહષ્કાર કરવો હોયતો તમને છૂટ છે" આ મ્હારા મિત્ર બહુ વિદ્વાન છે તેમણે કહ્યું કે જ્ઞાતિ મ્હને રહામેથી પુછે તો સત્ય હકીકત કહેવા હું બંધાયેલો છું પણ રહામેથી પ્રકાશ કરવા હું બંધાયેલ નથી. અલબત એમના મત સાથે મળતા ઘણા થશે. પણ હું તો સુધારકોને એજ મલ્લાહ દઉં કે પ્હેલું એ કે તમારા વિચારો જાહેરમાં મુકો અને જો જ્ઞાતિ તમને ન્યાતબ્હાર મુકે તો પોતાના સિદ્ધાન્તને વળગી રહેવાની હિંમત દેખાડો; બીજુ એ કે તમને ન્યાતબ્હાર રહેવાની બ્હીક લાગતી હોયતો પછી તમારા વિચારને આચારમાં મુકવાની તસ્દીજ ન લેતા અને ત્રીજુ એ કે જો ન્યાતબ્હાર મુકનાર વ્યકિતઓ જ્ઞાતિનો અવાજ બરાબર રજુ નથી કરતી એમ તમે માનતા હો તો વાજબી બંધારણ ઘડી પાસ કરાવવા માટે હામ ભીડો પણ ચોરી છૂપીથી જે કંઇ કરશો તેમાં તો તમે જ્ઞાતિની વ્યકિત તરીકેજ નહિં પણ સામાન્ય માનવી તરીકે પણ અપ્રમાણિક ઠરોછો. કેહેવાની જરૂર નથી, અધિપતિ સાહેબ, કે તમારા વિચારો સાથે સંમત નથી થાતો છતાં તમારા વિચારો જાહેરમાં રાજી ખુશીથી તમે મુકવા દીધા એ માટે હું તમને ધન્યવાદ આપું છું.

વેરાવળ ૧૩-૧૨-૨૫. 'સ્પષ્ટવકતા'

એક તબીબી વિદ્યાર્થી.

# હિસ્ટૅરિયા.

## પ્રાસ્તાવિક.

હિસ્ટેરિયાનો રોગ બહુ પ્રાચીનકાળથી ઓળખાયલો છે. પણ સૈકાઓ સુધી એ રોગ વિષે પુષ્કળ ગેરસમજુતી હસ્તી ધરાવતી આવી છે. આજે પણ સારા કેળવાયલાં ગણાતાં ઘણા કુટુમ્બોમાં એ રોગને ભૂતના આવેશ તરીકે લેખવામાં આવેછે અને તાવીજ માદળિયાથી એ રોગ મટી જવાના દાખલાઓ વારંવાર આગળ કરવામાં આવેછે. આ સ્થિતિ યુરોપમાં પણ ઘણા વર્ષો સુધી ચાલુ હતી અને ધર્મઘેલી ન્યાતોમાં ત્યાં હજુ પણ ચાલછે. પણ કેટલાંક વર્ષ પ્હેલાં યુરોપના ડૉકટરોએ એવો મત ચાલુ કર્યો કે આ દર્દ સ્ત્રીઓ વિષેજ ખાસ ઉત્પન્ન થાયછે અને એનું મૂળ ગર્ભાશયમાંથી બ્હાર પડતી હાનીકારક બાફ હોવાથી એનું નામ ગર્ભરોગ રાખ્યુંછે. એટલે ગ્રીક ભાષામાં ગર્ભાશયને હિસ્ટેરા કહેછે તેથી રોગને હિસ્ટેરિયા કહેવા લાગ્યા. ગયા સૈકામાં ફ્રાન્સમાં શારકો (charcot) નામના એક વિદ્વાન તબીબે પ્હેલ વ્હેલો એવો મત બાંધ્યો કે આ રોગ શરીર કરતાં મનનો વધારે હોય છે. આનો અર્થ એમ નથી કે રોગીઓની મરજી પ્રમાણે આ રોગ રહેછે પણ જેમ શરીર અમૂક તત્વોનું બનેલું છે તેમ માણસનું મન પણ જુદાં જુદા અવયવો અને તત્વોથી રચાયલું છે અને એમાંનાં એક યા અનેકના બગાડાથી આ રોગ થાયછે. એટલે આ રોગ હઠાડવા માટે પણ શારીરિક રોગ પેઠે વધારે કુશળ ઉપચારો કરવાના હોયછે. શારકોના આ મતને એના જગજાણ શિષ્ય પ્રૉફેસર જેનેટ પ્રખ્યાત કર્યો અને હાલમાં એ વિષયમાં વિયેનાના ડૉકટર ફ્રોઇડે કરેલી શોધખોળો બહુ મનનીય ગણાય છે.

## નિદાન

આ પ્રમાણે હિસ્ટેરિયાને જ્ઞાનતંતુના બગાડથી મનાતા રોગનો એક પ્રકાર માનવામાં આવેછે. એ દર્દ બધી પ્રજામાં જણાયલું છે. લાટીન, સ્લાવ અને ઇસરાયેલ પ્રજામાં એનું જોર વિશેષ હોયછે. કારણ આ પ્રજાઓ ભાવના અને દિલના જુસ્સાઓને નિરંકુશ પ્રકટ કરવાની ટેવ માટે જાણીતી છે. આ રોગ ખાસ કરીને બાળક મટી સ્ત્રી કે પુરૂષ બનવા માંડે તે રજોદર્શનકાલથી માંડી ૨૫, ૩૦ની ઉમ્મર સુધી વધારે દેખાય ને કોઇવાર ન્હાનાં બચ્ચાંને પણ થોડાઘણો દેખાય છે. પણ એને ઘણીવાર હિસ્ટેરિયા તરીકે સ્વીકારવામાં આવતો નથી. ૪૫ની ઉમ્મર પછી આરોગ જવલ્લેજ દેખાવ દે છે; સ્ત્રીઓ અને પુરૂષો બેયને આ રોગ લાગૂ પડી શકે છે. વારસામાં આ રોગ કોઇ વાર ઉતરે છે એમાં શક નથી, પણ બાળપણનાં વાતાવરણ ઉપર એ રોગ થવાનો વિશેષ આધાર રહે છે. આવેશવાળું કુટુમ્બ હોય અને ભાવનાના વિષયમાં ખોટી કેળવણી બાળપણમાંજ અપાય તો આ રોગને મજબુત કારણ મળે છે. કોઇવાર માનસિક આઘાતથીજ આ રોગ પૂર્વે કોઇ કારણ નહોય તોપણ ઉપજે છે, પણ ઉપર કહ્યું તેમ કુટુમ્બ અને કેળવણીથીજ જેની જુસ્સાવાળી પ્રકૃતિ હોય તેને ન્હાના કારણો પણ આ રોગના સપાટામાં લાવે છે. આ રોગ થવાના બીજા હેતુઓમાં મુખ્ય એ છે કે જો નાજુક તબિયતના માણસો એવા સંજોગોમાં મુકાય જે સંજોગો કોઇરીતે એની જીન્દગીને ખુંચ્યા કરે તો એ કફોડા સંજોગોજ આ રોગ ઉત્પન્ન કરવાને બસ થાય છે. કજોડાનાં લગ્ન, કુટુંબનો કલેશ, અણગમતી પ્રવૃતિ બજાવવા ની ફરજ, મગજપર સહન ન થાય તેટલો બોજો, અતિ ચિન્તા અતિપ્રિય સ્વજનનો વિયોગ કે મરણ આટલાં કારણો મુખ્યરીતે નાની છોકરીઓમાં કે ઉગતા જુવાનોમાં આ રોગને સ્થાન આપે છે.

ઉપરાત સ્ત્રી પુરૂષના કુદરતી સબંધ વિષયમાં કજોડું, જુલમ, નિરાશા કે નિષ્ફળ નીવડેલી પ્રીતિ એ પણ આ રોગને ઉપજાવવાના હેતુ બને છે.

એક વાત બહુ જાણવા જેવી છે કે આ રોગનો પણ ચાળો Epidemic ફાટી શકે છે; ત્યારે સ્હેકડો માણસોને એક સામટો હિસ્ટેરિયા ઉપડે છે. ધાર્મિક આવેશ મ્હડે એવા મેળાવડાઓમાં ઘણીવાર નરમ પ્રકારનો હિસ્ટેરિયા સ્હેંકડોને લાગૂ પડેછે. તેઓ નાચવા લાગે છે, રડે છે, હસે છે, કંઇ કંઇ અદ્રશ્ય વસ્તુઓ, દેવો, પરિઓ, પયગમ્બરો, દેખાય છે અને વાત કરે છે એમ કહે છે અને ઘણા એમાંથી હંમેશ માટે પણ એવા ભ્રમને વશ થઇ જાય છેઃ રાજદ્વારી મેળાવડાઓમાં આવા બનાવો બને છે. નિશાળોમાં આવા દાખલા સામાન્ય છે. આ પ્રકારનો હેતુ Suggestion આન્દોલન છે. જ્યારે વ્યકિત પોતાનુ વ્યકિતત્વ મ્હોટાં ટોળાંની સમષ્ટિમાં ડૂબાડી દે છે ત્યારે એ ટોળાંમાં બનતા સાદામાં સાદા બનાવો પણ એકદમ એના ઉપર અસર કરે છે એ ટોળું હસે તો તે હસે છે, ટોળું રડે તો તે રડે છે અને ટોળું નાચે તો તે નાચે છે नृत्यति पिनाकपाणौ नृत्यन्त्यन्येपिभूतवेतालाः જેવુંજ કંઇ થાય છે. આ પ્રકારના આન્દોલનોની અસર ટોળાંમાંથી દૂર થયા પછી પણ ઘણીવાર ચાલુ રહેછે. અને એ આન્દોલનનો પ્રતિકાર કરે તેવાં વિરૂદ્ધ આન્દોલન ઉપજાવવાથી આ રોગ શમી જાયછે. ડાહ્યાડમરા માણસો પણ તાવિજ અને માદળિયામાં માનતા થાય છે તેનું આવુંજ કારણ હોય છે. કારણ એક ભળ કહાડવા માટે બીજો ભળ ઉભો કરીનેજ ભુવા જતિઓ કોઇવાર સફળ વૈદું કરી દેખાડે છે.

ઉપાય.

કુદરતી આવેશો તરફ, જીન્દગીનાં નગ્ન ક્રૂર સત્યો તરફ, માણસ જાતની ખાસિયત તરફ અને એની ખામીઓ તરફ વાજબી નજરે જોતાં બાળપણથીજ શીખાડવામાં આવે તો આ રોગ ઘણો નરમ પડી જાય એ દેખીતુંજ છે. ન્હાનપણમાં જો ખોટા ખ્યાલો, ખોટી Values, ખોટા અભિપ્રાયો ઠસાવવામાં આવે તો મ્હોટપણે એ ખ્યાલોને વિરૂદ્ધ જીન્દગી અનુભવવાને પ્રસંગે કફોડી સ્થિતિ ઉત્પન્ન થાય અને એ પરિસ્થિતિની પ્રતિકૂલતા નિવારવાની શકિત ન હોય અને લાગણી ઉપર કાબૂ ન રહે તો હિસ્ટેરિયા જન્મે એમાં શક નથી. બાળપણમાં સંસ્કારો દ્રઢ અને બલવાન પડેછે અને એની જડ કહાડવી સ્હેલી નથી.

કોઇ વાર આ કફોડી પરિસ્થિતિ શારીરિક ખામીઓને લીધે પણ ઉભી થાયછે. કારણ ઉપર કહ્યું તેમ શરીર અને મનને બિલકુલ જુદાં ગણી કહાડવાં એ તદ્દન ભુલભરેલુ છે.

આપણી છોકરીઓ.

ખાસકરી આપણી ન્હાની મોટી છોકરીઓમાં હેસ્ટેરિયાનો રોગ વિશેષ દેખાય છે તેમાં ઉપલાં માનસિક કારણો ઉપરાંત શારીરિક કારણો પણ હોયછે. બંગાલમાં જ્યારે અમુક સાંસારિક સંજોગોને લીધે આ રોગ એટલો તો વધી પડયો કે કેટલીક છોકરીઓ આપઘાત પણ કરી ચૂકી ત્યારે કલકત્તાના પોલિસ સરજ્યન મેજર સિંહે એક વાત ડાકટરો આગળ કરી હતી જે ખરેખર બહુજ વિચારવા લાયક છે. એણે કહ્યું કે માનસિક કારણ ઉપરાંત એક બીજુ કારણ પણ આ પ્રમાદનું હેતુ ભૂત હતુ; તે એ કે આ છોકરીઓનાં શરીરના અમુક અવયવો બરાબર તંન્દુરસ્ત નહતા. દરેક આપઘાતના બનાવ પછી ભરાતી જ્યૂરી સમક્ષ એણે કહ્યું કે મુર્દુ તપાસતાં એક એક છોકરીનું અણ્ડાશય બગડેલું નીકળ્યું હતું; અને એનો એવો મત હતો કે બગડેલા અણ્ડાશયને અને આપઘાતને ઘાટો સમ્બન્ધ છે. આ વાત તબીબોને બહુજ ધ્યાનમાં ઉતારવા જેવી છે.

તબીબી હકીકતમાં ઉતર્યા વિના એટલું કહેવું બસ થશે કે નવી શોધો પ્રમાણે શરીરમાં રહેલી અનેક કોથળીઓ એવી છે કે જેનો બીજા કોઇ અવયવ સાથે નાળીદ્વારા સંબંધ નથી, છતા એની દિવાલો માંથી એવા રસો શોષાય છે કે ઝરે છે જે રસ વિના શરીરની સુસ્તિથિ કાયમ ન રહી શકે. નળી વિનાના આવા અવયવોમાંનો એક અણ્ડાશય છે. એ દિવાલો દ્વારા રકતપ્રવાહમાં એવાં તત્વો આમેજ કરેછે જેની અસર શરીર ઉપર અને મન ઉપર બહુ સારી થાય છે. આ આશયની ખાસ પ્રવૃતિ આ દેશમાં આશરે બારથી પીસ્તાલીશ વર્ષ સુધી રહે છે. શુશ્રૂતનો મત પણ આવોજ છે.

तद्वर्षाद्द्वादशादूर्ध्वम् याति पञ्चाशतः क्षयम्

આ પ્રવૃત્તિનો આરંભકાળ મોડો આવવાથી કે અન્તકાળ વ્હેલો આવવાથી અનેક રીતે શરીરને નુકશાન પ્હોંચે છે. માથાના દુખાવો.

ચક્કર આવવાં, મ્હોંએ રતાશ. ન્હડી આવવી, સ્વભાવનું બગડી જવું એવાં પરિણામોનાં કારણ રૂપ ઘણીવાર ઉપલી બે હકીકતો હોય છે. ઘણીવાર ઉગતી તન્દુરસ્ત ખુશમિજાજ છોકરીઓ એકદમ, શોકમય, જડસા જેવી થઇ જાય છે, કોઇ વાતમાં રસ નથી લેતી, મિજાજની અતડી થઇ જાય છે. સેંકડે નવાણું ટકા તો એને ટોક ટોક કરીને સીધીદોર કરવાના પ્રયત્ન નિષ્ફળ જાય તો છેવટે એને મિજાજી કે ફટકેલ ગણી કહાડી એની જીન્દગીના સહુથી અગત્યના વખતે એની શરીરિક અને માનસિક ઉન્નતિને ડાંભી દેવાય છે, અને પરિણામે શરીરના અનેક રોગને કારણ મળવા ઉપરાંત મનની સ્થિતિ પણ કોઇવાર તો હંમેશ માટે બગડી જાય છે. બંગાલનાં કેસોની વિગતમાં એમ પણ જણાયું હતું કે આપઘાત કરનારમાંની ઘણી ખરીએ માસિક તન્દુરસ્તીને વખતેજ જીન્દગીનો અન્તઆણ્યો હતો. આનો અર્થ એટલોજ કે આ વખત અણ્ડાશયની નિયમિત પ્રવૃત્તિનો હોવાથી એનું દર્દ વધારે જોરપર રહેવાથી થોડા વખત માટે ઘેલછા પેદા થતી અને એ ઘેલછામાંજ આપઘાત કરવામાં આવ્યો હતો. કહેવાની જરૂર નથી કે માસિક સ્રાવ વખતે સ્ત્રીઓના જ્ઞાનતન્તુની દશા બહુ નાજુક અને ઉશ્કેરાયલી હોય છે એટલે આ વખતે આ ઘેલછા વધી જવાનો રોગ વધારે હોય છે. આ સાથે એમ પણ જણાયલું છે કે હિસ્ટીરયા નો રોગ વસન્ત અને પાનખરમાં વધારે જોર પકડે છે કારણ આ વખતે પણ જ્ઞાનતંતુની હાલત વધાર ઉશ્કેરાયલી હોય છે.

## બહુ છોકરાંનું ભાગવત.

છોકરીઓનેજ આ રોગ વિશેષ રહેવાનું કારણ ઉપર કહ્યું તે છે. જનનકાર્યના અવયવો ઉપર કાબૂ ધરાવતાં આ અણ્ડાશયને વર્ષમાં ઓછામાં ઓછું બારવાર નિયમિત પ્રવૃત્તિ કરવાની હોવાથી અને આ પ્રવૃત્તિ ત્રીશ પાંત્રીશ વર્ષ ચાલૂ રહેતી હોવાથી, જેજે વખત દરમીયાન આ પ્રવૃત્તિ ઉપર કુદરતી રોકાણ મુકાય તે વખતની પણ એના ઉપર નબળી અસર થાય છે. અનિયન્ત્રિત સંતાનોત્પત્તિમાં ધર્મ સચવાય છે એમ ગણતી પ્રજામાં આ પાંત્રીશ વર્ષ દરમીઆન ઓછામાં ઓછાં

દશ વર્ષ- આધાનમાં અને બાલકને સ્તનપાન કરાવામાં જતાં હોય છે. એ બધો વખત આશયની પ્રવૃત્તિ બંધ રહેછે. ઉપરા ઉપર આવતી સુવાવડો કે કસુવાવડો એ તો ઘણાં ખરાં હિન્દી કુટુમ્બોમાં સામાન્ય બનાવ હોવાથી સ્ત્રીઓના આ આશયનો બગાડ થવો એ કુદરતી બીનાજ છે. કહેવાની જરૂર નથી કે આપણી સ્ત્રીઓને આ રોગમાંથી મુકત કરવાનો એક ઉપાય આ બહુ છોકરાનાં ભાગવતના ઘણાખરા સ્કન્ધો સંપેટી લેવામાં સમાયલા છે.

કેળવણીની ખામી.

આ સાથે દરેક હિન્દુ છોકરીને મળતી કેળવણી અને કૌટુમ્બિક વાતાવરણ પણ આ રોગના વધારા માટે બહુ જોખમદાર છે. નાનપણથીજ બેવકૂફ અને અભણ સ્ત્રીઓનાં સંગમાં રહેવાથી એના કાને સ્ત્રી પુરૂષના કુદરતી સંબંધની અનેક વાતો અથડાય છે, લગ્નના અનેક કડવા મીઠા અનુભવોની ધીમે ધીમે પણ નિર્લજ્જ રીતે થતી વાતો એ હરહંમેશ સાંભળે છે તેથી એની કલ્પનાશકિત અકાલે પાકેલી અને સતેજ થાય છે અને અકાળ અને અણપૂરી ઇચ્છાઓ એને શોષે છે. તન્દુરસ્ત વિચારોના અભાવે એના અવયવો ઉપર ગંભીર અસર થાય છે; વળી છોકરીનો માનખો ગમે તેવા અને ગમે તેવડા પણ વર વગર એળેજ જવાનો છે એ વાત એના મનપર મજબુત ઠસાવવામાં આવતી હોવાથી પોતા માટે હલકા વિચારો જાણુને અજાણતે પણ એના મનને નબળુ બનાવી મુકે છે. આ સાથે હાલમાં જુના ને નવા બધાં કુટુમ્બોમાં ધર્મકલા વગેરેની ઉંચી ભાવના પોષનારા વિચારોનો પુર્ણ અભાવ હોવાથી આ પ્રકારના માનસિક સડાને દુર કરે તેવો કોઇપણ ખોરાક એના મનને નથી મળતો. છેવટે દૃષ્તર્ક, નિર્માલ્યતા અને પોતા માટેના હલકા ખ્યાલો વાળું મગજ દુનિયાના કડવા અનુભવો સ્હામે ટક્કર ઝીલી નથી શકતું. અને દુનિયાની નિર્દયતાના પ્રથમ અનુભવે મન ભાર મુકી દેછે. હિસ્ટેરિયાની સામાન્ય હાજરીનું આ જબરૂં કારણ છે.

કડવો સંસાર.

વળી અજ્ઞાન અને ગરીબી બેશુમાર વધી જવાથી હિન્દુસંસાર બહુજ કડવો થઇ પડયો છે, ગરીબાઇની શરીર ઉપર છે તેથી પણ

વધારે અસર મન ઉપર છે. ખોરાક પોષણ ન પામતાં સેલસ વાળું મગજ નિર્માલ્ય ભાવનાને પોષે છે, અને મુકાબલે નજીવા ઉશ્કેરાટ માંથી પણ અતિશય આવેશ પેદા કરવાની નબળાઇ મન પર લાવી મુકે છે. શરીર અને મનની આવી ગંભીર સ્થિતિમાં ઘરનું વહીતરું ને હયડો કરનાર છોકરીઓને એક મીઠો બોલ કે સહેજ માયાળુ વર્તાવ એ દરિયામાં ડુબતાને લાકડાંના ટુકડા જેવો આધાર થઇ પડે છે. પણ અજ્ઞાનનો પ્રચાર પણ આપણા સંસારમાં ગરીબી જેટલોજ થઇ ગયો છે એટલે આ મળવું દુર્લભ થઇ પડે છે. પરિણામે હિસ્ટેરિયાનો રોગ દર ત્રણ ઘરમાંથી એક ઘરમાંતો જરૂર કોઇને ને કોઇને હોય છે. જ્યારે દાબેલો હિસ્ટેરિઆ આથી પણ વધારે પ્રમાણમાં નજરે પડેછે. અને શરીર અને મનથી ખતમ થઇ ગયેલી છોકરીઓની બળુ બળું થતી જીન્દગીમાં સાસરાંનો નાનકડો જુલમ કે વરનો એકાદ ક્રૂર વર્તાવ કે સગી માનો પણ એકાદ કડવો બોલ દારૂને તણખા મિસાલ થઇ પડે એમાં કશીજ નવાઇ નથી. સરસ્વતીચન્દ્રમાનું એક પાત્ર કહે છે કે યુરોપમાં છોકરીઓને હિસ્ટેરિયા થાય તે પરણ્યા પછી મટી જાય છે અને હિન્દુસ્થાનમાં પરણ્યા પછી હિસ્ટેરિયા થાય તે સંજોગો અનુકૂલ થયા પછી મટી જાય છે. આ કહેવું અનેક રીતે હજુ પણ આપણા સંસારને લાગુ પડે છે એ તો ઘર ઘરના અનુભવની વાત છે.

## ઉપાય.

ઉપલી સ્થિતિના સામાન્ય પ્રતિકાર રૂપે ઉંચા પ્રકારની અને ઉંચા સંસ્કારની છતાં આજના જીવનને અનુકુળ એવી કેળવણીનો દરેક કુટુંમ્બમાં બ્હોળો પ્રચાર થવો જોઇએ. ન્હાનાં મોટા, સ્ત્રી પુરૂષ એક બીજાને બ્હારની દુનિયાને અને આજના જમાનાને સમજી શકે એટલી કેળવણીતો હોવીજ જોઇએ. આ ઉપાય પુર્ણ રીતે સિદ્ધ થઇ શકે ત્યાં સુધીમાં નીચલા ઉપાયો લેવાવા જોઇએ. પ્રથમ રજોદર્શનના સમય દરમીઆન શરીરની કે મનની કોઇ પણ ન સ્હમજાય તેવી પરિસ્થિતિની તુરતજ તબીબી સારવાર થવી જોઇએ. જેની તબિયત ઉશ્કે-

રાદ્ વાળી હોય તેવી છોકરીઓને માસિક ઋતુમાં, વસન્તમાં અને પાનખરમાં ખાસ સંભાળ રાખવી અને જરૂર પડે તો છોકરીને તબીબી સારવારમાં આ વખત દર્મ્યાન રાખવી. આ ઉશ્કેરાટમાં વધારો થાય તેવી કેળવણીનો બોજો ન લાવવો, અથવા કલ્પનાને ઉશ્કેરી મુકે તેવી વાતચીત, વાચન તમાશા વગેરેથી દૂર રાખવી.

અને સમાજના નેતાઓએ તેવી સાંસારિક રસમો દૂર કરાવવા મચ્યા રહેવું જે રસમોથી જુવાન છોકરીઓની માનસિક અને શારીરિક સ્થિતિ કચડાઇ જતી હોય.

લગ્નની કુત્રિમતા.

મુજ જેવું વૃત્ત ઘણાકનું સુણશો પૂછે આ દેશમાં,
પરદેશી સજ્જન, હિંદુઓ ગાળેજ જીવન કલેશમાં.
નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી,
પણ નારીને રોવા વિના નહિં કર્મમાં બીજું કંઇ.

—ગોવર્ધનરામ.

કિશોરચન્દ્ર અનંતપ્રસાદ માંકડ.

# વ્યસનપુરાણ.

આ મારી ચાલમાં શામળ મ્હેતા વૃદ્ધ અને અનેક કારણથી ચાલીમાં સહુથી જુના વસનારા હતા. આ કારણમાં એક એ હતું કે ચાલીના મ્હેતાજીના એ સસરા થતા હતા. બીજું એ કે નવાબી નોકરીમાં ઘણાં વર્ષ કહાડયા પછી એમની પાસે પૈસાની સારી જેવી રકમ ફાજલ પડી હતી એમ લોકવાયકા હતી. અમે જે શામળ મ્હેતાની ઓળખાણ આપવા માગીયે છીએ તે જુની ઢબના, મોજીલા માયાળુ પણ જરા ઉગ્ર મીજાજના એક પડોશી તરીકે અને રાતના ખાઇ પરવારી ગપ્પા મારવા બેસતી મંડળીના સર્વમાન્ય અને હંમેશના સરનશીન તરીકે છે. કુટુમ્બમાં પોતે, ઘરમાંથી અને મ્હોટી ઉમરે થયેલ એટલે મ્હોંએ ચડાવેલ એમના ચિરંજીવ નવનીતરાય એટલાં હતાં. એમના કુટુમ્બની ખાસ ખ્યાતી એ હતી કે ત્રણેય જણને જુદાં જુદાં પણ છ્વસમાં ત્રણ વ્યસન એવા તો વળગ્યાં હતાં, કે ઘણીયેવાર એક યા બીજી ચીજ ઘરમાં થઇ રહી હોય તો ધમચકડી ઉડતી. મ્હેતા પોતે પાન સાથે તંબાકૂના પરમ ભકત હતા. એમનાં ઘરમાંથી-અમે સહુ ન્હાનાં મ્હોટાં એમને કાકી કહેતાં-વજર વગર જીવી ન શકતાં અને નવનીતરાયને ચાના ઉકાળા બેએકવાર દિવસમાં ન મળે તો વળગણીયે નાખેલાં નાતના પોતિયાં જેવા થઇ જતા, જો કે આ ઉપરાંત પિતૃપક્ષે તમાકુનો અને માતૃપક્ષે વજરનો પણ એમને જીવતે વારસો આપ્યો હતો. આ વ્યસનત્રિપુટીનો આવો ત્રિવેણીસંગમ થવા માટે અમારી ચાલીના બટકબોલાઓ શામળ મ્હેતાના ઘરને પ્રયાગરાજ કહેતા અને અવારનવાર એ તીર્થના યાત્રાળુ બની ત્રણમાંથી એક યા બે પુણ્ય સરિતાનો લાવો લઇ લેતા. માત્ર જેમ સરસ્વતી

ગુપ્ત વહે છે તેમ કાજી પાસેથી કોઇ વજરની ચપટી પામતું નહિ અને એમના હાથમાં ન હોય ત્યારે વજરની ડાબલીનો કોઇને પત્તો પણ મળતો નહિ એ હકીકત એમના ઘરને આપેલી પવિત્ર ઉપમાને પુર્ણ બનાવતી.

એક રાતે રોજ કરતાં જરા વધારે લ્હેરમાં હોવાથી મ્હેતાને આ વિષયમાં કોઇયે વધુ પડતું કહેવા માંડયું ત્યા મ્હેતા જરા ટટાર થઇ વ્યસનો વિષે સામાન્ય અને તંબાકુ વિષે ખાસ વિવેચન કરવા લાગ્યા. મ્હેતા હંમેશ કંઇ રમુજી અને જાણવાજોગ બોલતા એટલે તુરતજ એમની આસપાસ એક ઉત્સુક તમાશબીન આલમ ખડી થઇ ગઇ.

"એ હાંભળ" મ્હેતા પેલા બટકબોલાને ઉદ્દેશીને પણ પાસે ઊભેલા અને જમવાનું મોડું થતાં હજુ ઓરડીમાં રહી ગયેલા બધા સાંભળે તેવા બુલંદ અવાજે બોલ્યા, "કેદીનો મ્હને હયરાન કરછ તો ખામોશ પકડ તો તને કંઇ બે દુરઅંદેશી હંભળાવું" અને પછી મ્હેતા એ વ્યસન પુરાણ આરંભ્યું.

જાણે આજકાલના જુવાનોને કાંઇ ખાધું પચે નહિં એટલે સતા થઇને ડંફાસ મારે. પણ વ્યસનના ફાયદા કોઇ પુછેછ? જો, એક હતો ખેડુ. વખત આવ્યો મુશ્કીલ એટલે ઘરમાં ખાવાના પડયા સાંસા ને કાઢ્યો ધોળીઓ વેંચવા. પણ ઘરમાં જોયેતો છોકરાં ભુખ્યાઃ નકર સગા દીકરાથીએ ધોળીઓ વ્હાલો એટલે જીવમાં તો બિચારાને બહુજ લાગ્યું. જેવા તેવા લેવા આવે તેને દે શેનો? ત્યાં એક દહાડો બાજુના ગામનો મ્હોટો ખેડુ એણીપેર આવ્યો ને ખબર પડી એટલે આવીને ધોળીઓ માગ્યો. ખેડુ તો રાજી રાજી થઇ ગયો કે ભલે ચાર દામ ઓછા આવે પણ આનેજ ધોળીઓ ભળાવવો. ભાવ તાલ નકકી કરી બેય જણ ઝાડ નીચે બેઠા ને ખેડુએ તમાકુ આગળ ધરી સાહુકારે બે હાથ જોડી કહ્યું. ભઇશાબ હુંતમાકુ ખાતો નથી. ખેડુએ પાન આગળ કર્યું તો કે ભઇશાબ હું પાન ખાતો નથી. ત્યારે ખેડુએ બીડી આપવા માંડી તો કે ભઇશાબ. હું બીડી પીતો નથી. છેવટે સોપારીનો ટુકડોએ ન લીધો ને કે, કે ભઇશાબ મ્હને કાંઇએ વેસન નથી. તંઇએ ખેડુ પગે લાગો કે "માતમા મ્હારે તને ધોળીઓ નથી દેવો હવારથી બપોર

ને બપોરથી હાંજ તું એને સાંતીએ ઢવડીશ તેમાં નહિ બેશ પાનખાવા નહિ બેશ તંબાકુખાવા કે નહિ બેશ બીડી પીવા. ભુંડો હેપારીનો કટકોએ નહિ ખા એટલે મારા ધોળિયાને હાઉ ખાવા નહિ દે. તારે કરતાં કોઇ વેમતી હારી જે પોતાના વેસન હારૂ કરીને બળદને તો ઘડી મુકેઃ તો અમારા વ્યસનને લઇને તમે બધાં "કાંમ્હેતા?" કરતાં આવોને એ પાન કે ચપટી તમાકુ લ્યો; પણ એ ઘડી બેસોય ખરાને?'

મ્હેતાજી આટલું બોલી સહુ પર શી અસર થઇ તે જોવા થોભ્યા ઘણાએ એમાં હા ભણી પણ અમારા ચકુ ભાઇનો ચન્દ્રકાન્ત જરા ચવિત્રો ને સંસ્કૃતમાં ચાળીશ ટકાથી વધાર માર્ક્સ લઇ આવે એટલે જ્યાં ત્યા સંસ્કૃત ભરડવાની હોંશ વાળાયે ખરો? એટલે એણે તુરતજ કહ્યું

"પણ કાકા તમાકુ એદુ ભલે ખાય પણ આપણે ખાઇયે તો બુદ્ધિ બગડે તેનું શું?" કાકાયે સ્હામે મોરચો ફેરવ્યો પણ ચન્દ્રકાન્તે ચાલુજ રાખ્યું.

" કહ્યું છે કે તમાખુપત્રમ્ રાજેન્દ્ર ભજ માજ્ઞાનદાયકમ્ " કે અજ્ઞાનદાયક તમાકુપત્રને મા ભજ"

"હવે રહે છાનો" "કાકા તડુકયા" તારા બાપે તમાકુ ન ખાઇ ને બહુજ બુધ્ધિ ઉધાડીછે એ ખબર છે લે, વળી મ્હારા પાસે સંસ્કૃત બોલવા શીખ્યો. એ શ્લોક તું તો આજે શીખ્યો બચ્ચા, પણ પુરો ન શીખ્યો. એતો એમ છેકે તમ્ કહેતાં તે, આખુપત્રમ્ એટલે આખુ નામ ઉંદર જેનું.પત્રમ્‌નામ વાહન છે, તેવા ગણેશને ભજ, જેથી મા કહેતાં લક્ષ્મી અને જ્ઞાન મળે, સમજ્યો?"

પ્રેક્ષકગણે વાહવાહ કરવાથી મ્હેતા ખુશ થયા, પણ અમારા ડાકટર માણેકલાલ બિચારા ચન્દ્રકાન્તની વ્હારે ધાયા. ડાકટર કહે "મ્હેતાજી, તમારી વાતતો જુદી છે પણ તમારા ચિરંજીવી જો જરા ચા ઓછી પીએ તો સારૂં નકર શરીરમાં કસ નથી આવવાનો."

" ઇ ચાની વાત મ્હારે કબૂલ છે. એ ડાકટર સાહેબ. ઇ ચાની વાત જાણો છો ? કે છે પ્રથમ દુનિયામાં ચા નોતો, તંઇયે એક બુદ્ધ સાધુ તપશ્ચર્યા કરતો હતો, તેને તપ કરતાં કરતાં પાંપણ વીચાઇ જાય

ને તપમાં ભંગ થાય. ઘણા દહાડા બીચારાએ મ્હેનત કરી પણ આંખ મીચાણી કે સમાધિને બદલે નીદર ચડી જાય. પછી એક દહાડો રીસે ભરાણો ને ચાકૂ લઇ પાપણ કાપી નાંખી, એટલે આંખ મીંચાવજ શેનાથી. ઇ જ્યાં પાપણ પડી ત્યાં એક પાલો ઉગ્યો. ઇ ચા. એ ચા પીએ તેની પાંપણ બંધ ન થાય. તે આમ બન્યું. પણ કઇ કઇને થાક્યો. પણ નવનીત નથી માનતો. હવે તો તમે સમજાવો તો તમારો ઉપકાર. બાકી તમાકૂની વાત તો જુદી છે. એની ને ચાની વાતમાં બહુ ફેર છે."

ડાકટર હસવા લાગ્યા ત્યાં અમારા રાજકોટના મ્હેમાન બોલ્યા, "પણ કાકા, જો એમ માનો તો તો બધુંએ સરખું છે. એક વાત આમ કહે ને બીજો આમ કહે. અમારે એક વકીલ સાહેબ લાલ પાણી ના આચમન લે છે. એને ના કહિયે તો કે જીવને સુખ નથી થાતું એટલે લેવું પડે છે એ પણ તમારા એક જેવીજ કથા કહે છે."

વાતનો રંગ જામતો જોઇ બધા મ્હેમાન તરફ ફર્યા અને વાત સંભળાવવાનો આગ્રહ કરવા લાગ્યા. જરાવાર ભાવ ખાઇ તેમણે વાત શરૂ કરી. પ્રસ્તાવનામાં કહ્યું કે વાત દીપાવવા ખાતર ફારસી ઇબારત વાપરવી પડે છે.

"જ્યારે મહમુદનો જમાઇ અલિ, ખિલાફતનો માલીક બન્યો ત્યારે દીનચૂસ્ત મુસલમીન તરીખે શરાબ પીનાર ઉપર ખૌફનાક સિતમ ગુજારવા લાગ્યો. છતાં શાદિદ શરાબનું પીણું સીર્ફ ઓર જોર પર ચડ્યું. છેવટે એણે ફરમાન કર્યું કે જે કોઇ ઇરમ શરાબ પીએ તેને એબ્જન કરવો અને ડાંડી પીટાવી કે ગુન્હેગારનો બચાવ ન સાંભળતાં જલ્લાદ આ ફરમાન બજા લાવશે. હરરોજ સ્હેંકડો આસામીઓ જબેહ થવા લાગ્યાં અને મુલ્કી ઉમરાવજાદાઓ પણ એમાં પડવા લાગ્યા. ત્યારે દાના વઝીરે અર્જ ગુજારી કે આ કત્લ બંધ થાય. ખલીફ અફસોસ કરવા લાગ્યો કે કુરાનની પાક તશરીફ કરતાં પણ કોમ શરાબને વધુ ચાહે છે. ત્યારે વઝીરે અર્જ કરી કે બીજે દિવસે જો

ખલીફ તેના ઘરમાં કદમ મુબારક કરે તો આ ચાહનો ઇલાજ મળી આવે.

આયંદે ખલીફ વજીરના ઘરમાં એક પડદા પછવાડે ઉભો રહ્યો ત્યાં એની નજરે ગાલીચા ઉપર એક સુરાઇ અને ત્રણ જામ દીઠાં આ મામલો શો છે તેનો ખ્યાલ કરે તે પ્હેલાં કમરામાં ત્રણ જણ દાખલ થયા. એક ચીંથરે હાલ ભીખારી એક બે પગ કપાયલો કાખઘોડીએ ચાલતો લંગડો અને એક અંધો. ત્રણેયે આવતાની વાર જામ ભરી શરાબ પીવા માંડ્યો, ખલીફ ગુસ્સા અને અચંબાથી જોઇ રહ્યો. ત્યાં અંધાએ ચોથો જામ હાથમાં લઇ કહ્યું,

"બેરાદરો, જુઓ આ ગુલાબી શરાબ કેવો ચમકારા કરે છે, આની લાલી પાસે હુરના લબ ફિકકા લાગે છે, આની ચમક પાસે હુરની આંખો—"

"પાગલ!" લંગડાએ જામ ખાલી કરતાં બગડ પાડી "ચશ્મો તને ખુદાએ એટલા માટે નથી બક્ષ્યાં કે એનો ગુન્હેગાર તું શરાબનો રંગ નજરે કરવાથી બેનશીબ રહે તો એ તું જોય છે એમ કહેવું એ ખુદાની મરજીને હંફાવવા જેવું છે તો જબાં બંધ કર ન તો આ ઘડીએ લાતે ને લાતે તને પૂરો કરીશ"

"શાબાશ દોસ્ત" હવે ભીખારી શરે ચ્હડયો "માર એ પાગલને હંમણાંજ લાત માર, અગર જો કોટવાલ તને પરહેજ કરશી તો તને છોડાવવાને હજાર અશરફી દેવી પડે તો પણ હું તારા નામ પર સદકે કરીશ"—

ખલિફનો ગુસ્સો કાબૂમાં ન રહ્યો અને જ્યાં શમશેર પર હાથ મુકવા જાય છે ત્યાં વજીરે એનો દસ્ત પકડી લીધો. "જહાંપનાહ, આ કમનશીબો બેગુન્હા છે. જ્યાંસુધી આપણા રાજ્યમાં એવો કિમિયો ન પેદા થાય જે ગરીબને ગરીબી ભુલાવી,દે અંધાને અંધાપો ભુલાવી દે અને આ કમનશીબ લંગડાને પોતાની કમનશીબી ભુલાવી દે ત્યાંસુધી લાજીમછે કે બે ઘડી તેઓ ભૂલી જાય કે ખુદાની મીઠી જહાંમાં તેમને

માટે કમનશીબીજ છે. નામવર આ કિમિયો શોધી કહાડો પછી શરાબ પીનારની કત્લ બેધ્ધાશક કરો!"

"ખલીફ નીચી મુંડીએ મ્હેલ તરફ રવાના થયો."

મ્હેમાને વાત અદાથી પૂરી કરી. મ્હેતા પણ એની છટાથી ખુશ થતા જોઇ રહ્યા. પછી બોલ્યા બીજું બધું તો કોણ જાણે પણ ખરેખર આ ન્હાનાં ન્હાનાં વ્યસનોથી બે ઘડી મોજ તો જરૂર મળે છે અને તુરતજ ડાબલી ખોલી પોતે તમાકુ કહાડી; અને બધાને મન ગમતી ઉડાવવા માટે ડાબલી ડાયરામાં ફરવા લાગી.

—અને વિદ્યાવ્યા સંગ ન હોય, વિચાર કરવા જેટલું દ્રવ્ય મગજમાં ન હોય, કળાની સેવા કરવા જેટલી-રસિકતાં ન હોય, કાવ્ય વિનોદ કરવા જેટલું ભણતર ન હોય ને સમાજસેવા જેટલી ફુરસદ ન હોય ત્યારે તંબાકુ કે ચા કે વજર કે એવાં એવાં વ્યસન વિના જીવતર જાય પણ કેમ?

'જયન્તિલાલ.'

# એક પત્ર.

ધારેસલામ, આફ્રીકા.
તિથિ, મહા, સુદ ૭.

પરમ પ્રિય મિત્ર,

"નાગરિક" મળ્યું, મને બેવડો ઉપકૃત કર્યો; એક તો યાદ કરીને અને બીજુ "નાગરિક" જેવું ઉદ્દામ અને વિદ્વત્તા ભરેલું ત્રિમાસિક મોકલીને. તમારૂં "નાગરિક" અથવા તો "આપણું નાગરિક" મળ્યું પછી તુરતજ બીજા કાગળો હિંદુસ્થાનમાંથી મળ્યા હતા જેમાં "નાગરિક" ઉપજાવેલ ખળભળાટના ખબર હતા. તે વાંચીને મને કંઇ આશ્ચર્ય તો થયુંજ નહિ, પણ મારી માન્યતા દ્રઢ થઇ કે આટ આટલાં વર્ષો થયાં મેં દેશ છોડ્યો અને દુનિયાં આગળ વધે છે છતાં પણ મારા નાતીલાઓ હજી તેના તેજ છે.

આ પત્ર લખવાનું ખાસ કારણ એજ છે કે જે આટલે દૂર બેઠે બેઠે પણ મારાથી કોમની કંઇ સેવા થઇ શકતી હોય તો કરવી; અને વિચાર કરતાં જણાયું કે સાચી સેવા તોજ થઇ શકે કે જો હું તેઓને સત્ય હકીકતથી વાકેફ કરૂં. આમ કરવામાં મને કોઇ જાતનો ડર નથી કેમકે એક તો હું જે લખુંછું તે સત્ય વાતછે અને વળી તે સાબીત કરી આપવાની સ્થિતિમાં છું.

રા. રા. ભાઇ ચંદુલાલ બુચે અમુક અભિપ્રાય, પોતાનો અંગત અભિપ્રાય, જાહેર કર્યો તે માટે ત્યાં સાંભળવા પ્રમાણે, ઘણો ખળભળાટ થઇ રહ્યો છે અને તેને Censure કરવાનાં પગલાં લેવામાં આવે છે અને "પખાલીને ડાંકે પાડાને ડામ" એ અનુસાર "નાગરિક"ને બોયકાટ

કરવાની હલકી પ્રવૃતિ થઇ રહી છે; અને આ બધું શા માટે ? એક વ્યકિતએ પોતાનો અંગત "અભિપ્રાય" દર્શાવ્યો માટે; નહિ કે તેણે કંઇ આચરણ કર્યું; માત્ર "મત દર્શાવ્યો." ત્યારે હવે સવાલ એ ઉભો થાય છે કે "માત્ર મત" દર્શાવનારને જો જ્ઞાતિ આટલી સજા કરતી હોય તો પછી જેઓ ધર્મ વિરૂદ્ધ (આપણો માની લીધેલો અને રૂઢ ધર્મ) આચરણ કરતા હોય તેમને તો સજા થવીજ જોઇએ અને તે પ્રમાણે જ્ઞાતિ કરે છે કે નહિ ?

આનો જવાબ આપવો હોય તો સહેલોજ છે કે અલબત જ્ઞાતિ સજા કરે છે અને કરેજ, જો તેવો દાખલો કોઇ નાતની સમક્ષ રજુ કરે તો. હવે આપણે વિચાર કરીયે કે આવો જવાબ આપવો તે શું વ્યાજબી છે? આવા જવાબથી શું ધર્મનું રક્ષણ થઇ શકે છે? નાતની અને ધર્મની પવિત્રતા જાળવવી હોય તો દરેક વ્યકિતની અને ખાસ કરીને પટેલીઆઓની ફરજ છે કે ગમે તેવી આડકતરી રીતે, કોઇ પણ વ્યકિતનું, ધર્મ વિરૂદ્ધનું આચરણ, જાણવામાં આવે કે તેજ વખતે તેની જાતિ તપાસ કરવી જોઇએ અને તેમાં, પછી પોતાનાં અંગનાં સ્નેહીઓ પણ સંડોવાયેલાં હોય તોપણ તે વાત નાત આગળ વીગતવાર મુકવી જોઇએ; અને નહિ કે "મારે શું? આપુડું ગાજતે વાજતે માંડવે આવશે, આવવું હશે તો." આવી મનોદશાનો એકજ અર્થ થઇ શકે કે કોમની વ્યકિતઓના મન, કાંતો રૂઢ ધર્મથી કંટાળી ગયેલાં છે અને કાંતો કોમ, કોમ તરીકે અસ્તિત્વ ધરાવવા માગતી નથી.

ભાઇ, આ કાગળ લખવાનો મારો હેતુ એજ છે કે આ કાગળ વાંચી આપણી કોમ જાગ્રત થાય અને પોલીટીકલ જવાબો આપવા બંધ કરી સત્ય શોધી જરૂર જણાય તો ગુનેહગારોને સાવચેતી આપે અને પછી વ્યાજબી લાગે તો સજા કરે અથવા જરૂર લાગે તો "રૂઢધર્મ"માં છુટછાટ મુકે. જો તકનો લાભ નહિ લેવાય તો હું ખાત્રીથી કહું છું કે આપણી કોમ "હતી, ન હતી, થઇ જશે અને તેને માટે કોઇનો દોષ નહિ કઢાય.

ત્યારે હું જે લખું છું તે જરા વાંચ.

અમે લોકો જેઓ આફ્રિકા આવીયે છીએ તેઓ તો આપણા રૂઢ ધર્મ પ્રમાણે જરાએ વર્તતા નથી. જ્યાં વરતી શકાય તેવું હશે (જો કે એવા સંજોગોજ જુજ હોય છે) ત્યાં પણ અમો તેમ વર્તવાની જરૂર જોતા નથી. જેવાં કે આપણું રાંધેલું (પાણીનું) કપડાં પહેરીને જમવું; મુસલમાનનું અડેલું પાણી પીવું; અજીઠું બહુ પાળવું નહિ; નાવાનું અને નવેણનું કાનમાં; પારકા એટલે કે વિધર્મીઓના ઘરનો ચા પીવો; બજારની મીઠાઇ જેવી કે ગાંઠીયા પુરી જલેબી સાટા, મોતીયા, ભજીયાં વગેરે નાગરોને અભક્ષ્ય, તે ખાવી: અને કોઇ કોઇ સંજોગોમાં તો મુસલમાન (ઇસ્લામી ધર્મવાળા)નું પકાવેલું પણ ખવાય છે. આ અને એવાં બીજાં અનેક કાર્યો આપણા રૂઢ ધર્મથી વિરૂદ્ધનાં કરીયે છીયે અને જ્યારે દેશમાં આવીયે ત્યારે અમને કોઇ દેહશુદ્ધિ કરવાનું પણ કહેતા નથી. કદાચ તેને માટે કોઇ એમ દલીલ કરે કે "અમને શું ખબર તમે આમ કરતા હશો?" પણ ભલા માણસ એટલું તો સમજો છો ને કે મુંબઇથી આગબોટ વીશેક દીવસે આફ્રીકા પહોંચે છે અને વીશે દીવસ કાંઇ ગોળપાપડી અને પ્રેમુદી ખાઇને જીવાય નહિ, તેમ વળી પાણી તો મુસલમાનનું અડકેલુંજ હોય. અસ્તુ. અમારામાં એને વિલાયત ગયેલાંમાં કાંઇજ ફરક નથી છતાં વિલાયત ગયો તે નાત બહાર અને આફ્રિકા-જાપાન-જર્મની ગયેલો તે નાતમાં.

ખેર, આ તો વળી પરદેશની વાત થઇ, પણ દેશની વાત કહું. હું જ્યારે નાનો હતો ત્યારે પણ હું જોતો હતો અને પછી આંહીથી દેશમાં આવ્યો હતો ત્યારે પણ જોયું કે નાગરના ઘણાએ યુવકોએ અને થોડા થોડા, આધેડ પુરૂષોએ પણ, નીચે લખેલી બાબતોમાંથી બધી, અગર એકાદી બે, બાબતો પોતાની જીંદગીમાં કોઇકવાર તો કરેલીજ છે અને અમુક તો હજી પણ કરે છે. વળી એ પણ જોયું કે આ બદી એટલી બધી પ્રસરેલી છે કે લગભગ Open secret જેવું છે. બધા જાણે છતાં જાણતા હોવાની ના પાડે. જો કોઇ વાત છંછેડે તો તેને દબાવે એ પણ જોયું. આનું કારણ તો દેખીતુંજ છે કે વાત જો ઉઘાડી ચર્ચાય તો કદાચ પોતાના દીકરા અગર નજીકનાં સગાં સંબંધીનું નામ આવે તો ભોગ મળે (અને જરૂર આવેજ). તે બાબતો નીચે પ્રમાણે છે.

બજારના ગાંઠીયા અને મીઠાઇ ખાવાં, બીડી પીવી, દારૂ પીવો, માંસ ખાવું, હોટલમાં જમવું, ચા પીવી, બ્રાહ્મણ રસોયો રાખવો, કપડાં પહેરીને પાણીનું પોતાનું રાંધેલું ખાવું, યુરોપીયન અને મુસલમાનો સાથે મોટાં મોટાં ખાણામાં ભાગ લેવો, બીસકીટ પાઉં ખાવા મુસાફરીમાં દુધનું, અને દુધનું કહીને પાણીનું રાંધેલું, સાથે લઇ જવું. રસ્તામાં રેલ્વેમાં સ્ટેશને પાણી વેચનારા પાસેથી પાણી લઇ પીવું. વગેરે.

આથી હું એમ નથી કહેતો કે આ દરેક બાબતો ઘણા ખરા કરે છે પણ એટલું તો ખરૂં કે કોઇ કોઇક બાબત કરે તો કોઇક વળી બીજી કરે પણ એ બધું 'રૂઢ ધર્મ'ની નજરે તો સરખું જને?

આ તો સાધારણ રીતે "બહાર ન પડે તો ઠીક" એવી બાબતોની વાત કહી પણ બીજી તો વળી એવી બાબતો છે કે આપણાં "રૂઢધર્મ"ની વિરૂધ્ધ હોય છતાં લગભગ બધા છડે ચોક કરે છે અને તે જાણે કેમ "રૂઢધર્મ" થઇ ગયો હોય તેમ મણાય છે.

જેવી કે મરેલા ઢોરનાં હાડકાંના કોલસાથી સાફ થતી વિલાયતી ખાંડ ખાવી. લોહી અને લોહીના તંતુનો ભેગ થાય છે એમ જણાયા છતાં કેમર વાપરવું. મીલનું કાપડ બનવામાં ચરબીનો ઉપયોગ કરવોજ પડે છે તે વાત અનેકવાર કહેવાઇ ગઇ છે છતાં તેનો ઉપયોગ થાય. દુધનું રાંધેલું કપડાં પહેરીને જમવું. જોડા ઉતાર્યાં શીવાય પાણી પીવું. વિલાયત શીવાય દુનીયામાં ગમે ત્યાં ગયેલો સખ્સ નાત બહાર નહિ. હોટેલમાં ચા પીવો. મુસલમાન કે ક્રીશ્ચીયન કે ઢેઢની મદદથી બનેલો બરફ અને એરેટેડ વોટર્સનો વપરાસ. નળનું પાણી પીવું. વીલાયતી દવાઓ કે જેમાં દારૂ અને પ્રાણીજન્ય ચીજો આવે છે અને જે વાતની પીનાર શખ્સને ખબર હોય છે, તે પીવી. મેળામાં, રેલ્વેમાં, નાટક, સીનેમા, જાહેર મીટીંગમાં હાસ્પીતાલોમાં વગેરે પબ્લીક જગ્યાઓમાં ઢેઢનો મેળાપ થાયજ છતાં વાંધો નહિ. વીલાયતી બીસ્કીટ ખાવી. ઇડાંની સફેતીનો જેમાં ઉપયોગ થાય છે તે વીલાયતી પીપરમેન્ટ અથવા જેને ગુલાબચકરી અથવા જેને ખટમીઠી કહે છે તે ખાવી. ત્રણે વખત અથવા એકવાર સંધ્યા ન કરવી.

જમવા અગાઉ પણ નહાવુંજ જોઇએ એવું ન માનવું. નવેણનો રીવાજ બંધ થવો. આવી આવી અનેક બાબતો તો રૂઢધર્મથી વિરૂધ્ધ છતાં દરેક વ્યક્તિ છડે ચોક કરે છે, એટલે Silence is consent એ ન્યાયે "રૂઢધર્મ"ની હારમાં આવી ગઇ છે.

ભાઇ, અત્યારે આપણી આ સ્થિતિ છે, ત્યારે તને નથી લાગતું કે આચાર વિચારના આગળના આપણી કોમના નિયમોનો સમુળગો નાશ થયો છે? તો પછી બીજી વાત એ છે કે આ સૃષ્ટિમાં દરેક ચીજ અમુક નિયમને વશ વર્તે છે. જે જે ચીજ અગર વ્યક્તિ નિયમમાં ન રહે તેનો નાશ અવશ્ય થાય છે. જો આપણી કોમનું કોમ તરીકેનું વ્યક્તિત્વ કાયમ રાખવું હોય તો (અને નવાઇ જેવું તો એ છે કે દરેકે દરેક વ્યક્તિ આ બાબતમાં આગ્રહી છે) આપણે આવી સ્થિતિનો ઉપાય કરવો જોઇએ અને તે પણ જલદી.

મને સારા નિયમો વ્યાજબી લાગ્યા છે તે હું નીચે તારી જાણ અને પસંદગી માટે આપું છું.

૧ જે કોઇ વ્યક્તિ ચોરી, દારૂ કે વ્યભિચાર અને જુગાર કરે એટલે કે કરે છે એવું સંપૂર્ણપણે સાબીત થાય તો તે વ્યક્તિ નાતબહાર મુકાય અને શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત કરે તોજ નાતમાં લેવાય. પણ જો તેજ વ્યક્તિ ફરીવાર ઉપર લખેલ ચારમાંથી ગમે તે ગુનોહ કરે અને સાબીત થાય તો, નાતબહાર થાય પણ પાછો નાતમાં નજ લઇ શકાય.

૨, બ્રાહ્મણના હાથનું રાંધેલું ખાય તેનો વાંધો નહિ. પણ ત્યાર પછી સાદું પ્રાયશ્ચિત કરવું. અપવાસ કે એવું કાંઇ.

૩. જે ચીજ તાવડામાં તળાણી તેમાં પાણી નથી રહેતું એમ ગણી બ્રાહ્મણની બનાવેલી હોય તોપણ ખાવામાં વાંધો ન• ગણવો જોઇએ; કારણ "તળ્યું તાવ્યું સ્વર્ગે જઇ આવ્યું". એમ આ ચીજ ને "અછૂતી" ન ગણવી જોઇએ.

૪. પરદેશ—પછી દુનીયામાં ગમે ત્યાં જાય તોપણ તે પ્રાયશ્ચિત કરીને નાતમાં આવી શકે છે. હિંદુસ્થાનની બહાર, પછી ગમે ત્યાં જાય, બર્મા, અફગાનીસ્થાન, યુરોપ, અમેરીકા, ખુદ વીલાયત, કે

આફ્રીકા જાય તોપણ બધાને પ્રાયશ્ચિત સરખુંજ, કરાવવું. આ પ્રાયશ્ચિતમાં ખાસ ધ્યાન રાખવાનું કે ખર્ચ ઘણું ન થવું જોઇએ પણ ધર્મક્રિયા બરાબર થવી જોઇએ.

ઉપર જણાવેલ ચાર નિયમો છે તે છુટછાટના નિયમો છે અને નહિ કે "આમ કરવુંજ". મતલબ કે જો કોઇએ અયોગ્ય આચરણ કર્યું હોય તો તેને ફરી નાતમાં લઇ શકાય અને તે માણુસ પણુ અછુટકે અયોગ્ય આચરણ કરતો હોય તો તેને હમેશને માટે નાત બહાર ન રહેવું પડે.

અત્યારે જો આટલી છૂટ અપાય તો મને લાગે છેકે અત્યારે જે જે વ્યક્તિઓને અછૂટકે અગર અનહદ લાલચને લઇને અયોગ્ય આહાર વિહાર કરવો પડે છે અને તે વાત છુપી રાખવાની કોશીશ કરવી પડેછે અને તેથીજ આત્માની જે અધોગતિ થાયછે, તે અટકશે. કારણુ કે ખરૂં પુછો તો નાતની રૂઢી વિરૂદ્ધ જો કાંઇ આચરણુ થાય તેમાં ઇશ્વરી ગુનોહ નથી પણુ નાતનો ગુનોહ છે; પણુ જો તે આચરણુ કર્યા પછી નાતની બીકે છુપું રાખવું પડે અગર છુપી રીતે કરવું પડે તો તે ઇશ્વરી ગુનોહ થાય છે માટે જે કામ છડેચોક કરવામાં આવે છે તેને માટે ઇશ્વર ગુનેગાર ગણતો નથી, શિવાય કે તે આચરણુ નીતિશાસ્ત્રથી વિરૂદ્ધ હોય. અને છડેચોક કરે તો પછી છુપુ રાખવાની જરૂર ન હોવાથી આત્માની અધોગતિ થતી અટકે છે.

ઉપર જણાવેલી બાબત મારા મનમાં અનેક દિવસો થયાં ઘોળાયા કરતી હતી તેથી તને લખી છે. જો તને વ્યાજબી લાગે તો અને જરૂર જણાય તો આ કાગળ "નાગરિક"માં છપાવીશ તો મને વાંધો નથી.

આ કાગળ બંધ કરૂં તે પહેલાં હું ઇશ્વરની પ્રાથના કરૂં છું કે આપણી જ્ઞાતિને ઇશ્વર સદ્‌બુધ્ધિ આપે અને આ ગુચવાડાભર્યા પણુ મહત્વના સવાલનો ફડચો ડહાપણુથી આણે.

સ્નેહાધીન
'જયંતિલાલ.'

## તરંગમાળા.

[ અમને મળતા લેખો જે અમે અવકાશના અભાવે સમગ્ર નથી છાપી શકતા, તેમાંના ઉત્તમ વિચારોને અહિં સ્થાન આપવા ધાર્યું છે. અહિં પ્રદર્શિત થતા વિચારો સાથે અમે સંમતજ છીએ એમ માનવાની ભૂલ કોઇએ ન કરવી.—તંત્રી. ]

### આપણી નાગરની જ્ઞાતિ વિશે થોડા વિચાર.

વર્ણાશ્રમ.

ગાંધીજીએ એક વખત કહેલું કે "ચાતુર્વર્ણ્ય વ્યવસાય[1] ઉપર છે." આ ઉપરથી ચાર વર્ણ બસ છે એમ જો કબુલ કરીએ તો તેજ નિયમના આધારે ચારથી વધારે વર્ણ થવા માટેના તત્ત્વને પોષણ મળે છે. મૂળ જ્યારે સમાજ અમુક સ્થિતિમાં હતો ત્યારે ચાર વર્ણ બસ હતા. પણ જેમ જેમ સમાજ વિકાસ પામતો ગયો તેમ તેમ વ્યવસાય પણ વધતો ગયો અને તેને અંગે વર્ણમાં વધારો થતો ગયો. કદાચ એમ કબુલ કરી શકશું કે એ નિયમ જોડે અણઘટતી છૂટ લેવાણી છે. દાખલા તરીકે નાગરોના છભાગ, બ્રાહ્મણોના ઘણા ભાગ, વાણીયાના પણ ઘણા ભાગ વગેરે. [2]આવા ભાગો જો એકત્ર થાય

---

૧. Calling.

૨. આવા ભાગો વ્યવસાય કરતાં આચાર વિચારનાં શુધ્ધા શુધ્ધપણાં ઉપર પડેલા છે અને તેટલા પુરતા સાવ નિંદ્ય તો નજ કહેવાય. શું યુરોપી જાતોમાં આવા ભાગ નથી? ફેર એટલોજ કે યુરોપમાં આચારમાં સુધારો થતાં, સદ્ગૃહ વ્યક્તિ ઉચ્ચ કક્ષામાં આવી શકે છે. જ્યારે આપણાંમાં તેમ થઇ શકતું નથી. તેનાં બંધન સ્થિતિસ્થાપક છે—આપણાં કડકડ છે—બરડ છે. પણ આપણો સનાતન ધર્મજ એવો છે. બીજા ધર્મો વિધર્મીને પોતાના ધર્મની દીક્ષા દઇ શકે. આપણા ધર્મને એ મંજુર નથી. આ ડહાપણભરેલું છે કે નહિં તે કાંઇ કહી શકાય નહિઃ પણ પરિણામ તો આપણે જોઇએ છીએ સનાતન ધર્મીઓની ક્ષીણતા.

તો કાંઇ ખોટું નહિં. આવા ભાગો પાડતાં વ્યવસાયનું તત્ત્વ કોરે મૂકાઇ ગયું છે અને હકકનું તત્ત્વ આગળ તરી આવ્યું છે એમ કહીએ તો ખોટું નહિં. જેમકે વડનગરા નાગરો કહેશે કે અમે તો વિસળનગરા નાગરો કરતાં 'ઊંચા' છીએ. પણ આના ઉપરથી કાંઇ એમ સાબીત નથી થતું કે અત્યારે પણ આગળના ચારજ વર્ણ પુરાં થઇ રહેશે. તેમ કરતાં પણ આપણે સ્વીકારેલા નિયમની જોડે અજુગતી રીતે વર્તીએ છીએ અને પરંપરાને તોડીએ છીએ. સ્વીકારેલાં નિયમ એવો છે કે જ્યારે સમાજ મર્યાદિત હતો ત્યારે પણ તે કામ આવ્યો અને જ્યારે સમાજ વિકાસ પામ્યો ત્યારે પણ તે કામ આવ્યો. 'વ્યવસાય નકકી કરનાર તે વર્ણ' એવો અર્થ વર્ણનો લઇએ તો જેમ જેમ વ્યવસાય વધતો જાય તેમ તેમ વર્ણ પણ વધવા જોઇએ, અને તેથી ચાર વર્ણ બસ નથી. અને "ચાતુર્વર્ણ્ય એજ વર્ણ અને બીજી નાતો અને પેટા નાતો" એવો અર્થ કરીએ તો પણ અમુક નાતો તો જરૂરીજ જણાશે. પેટા નાતો કરી, તત્ત્વની સાથે અણઘટતી છૂટ લીધી એ વાત વ્યાજબી છે અને તેટલા માટે, તેને દૂર કરવા પ્રયત્ન કરવો એ પ્રશસનીય કહેવાય.

<u>અસ્પૃશ્યતા.</u>

ગાંધીજીએ, અસ્પૃશ્યતાને દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા જોડે સરખાવી, જેમ પાછલી રીતો અયોગ્ય અને દૂર કરવા લાયક છે તેમ અસ્પૃશ્યતા પણ ત્યાજ્ય છે એમ કહ્યું હતું. પણ દેવદાસીઓની પ્રથા, શરૂઆતથીજ દૂષિત ઠરાવવામાં આવી છે. કોઇ દિવસ સમાજનાં આવશ્યક અંગ તરીકે સ્વીકારવામાં નથી આવી. જ્યારે અસ્પૃશ્યતા તો "ઘણે ભાગે મુળ શુભ ઇરાદાથી શરૂ થયેલી પ્રવૃત્તિ" હતી. "અને કાળે કરીને એક કઠણ નિર્ઘૃણ પ્રથા બની ગઇ." આના ઉપરથી જોઇ શકાશે કે આ પ્રથામાં સડો પાછળથી પેઠેલો છે. એટલે મુળથી એ હિન્દુ ધર્મનો મેલ નહિ, મલિનતા તો પાછળથી લાગી. એટલે આપણે કાંઇ કરવા જેવું હોય તો તે મલિનતા દૂર કરવાનું છે. તેમ કરવા માટે અંત્યજો તરફ તિરસ્કારની દ્રષ્ટિ ન રાખવી જોઇએ. વળી

હાલનો જમાનો જોતાં આપણે તેઓને અડતાં તો વાંધો નજ હોવો જોઇએ. એટલે નહિ કે સામા ચાલીને અડવું, પણ સ્પર્શાસ્પર્શનો બાધ કાઢી નાખવો જોઇએ. છેવટે જે અંત્યજ સાફસુફ. હોય તેનો સ્પર્શ છચોક કરતાં તો નજ અચકાવું જોઇએ.

રોટીવ્યવહાર.

રોટીવ્યવહાર પ્રમાણમાં મહત્વનો સવાલ ગણાય. જેમ જે હિન્દુ ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે તે હિન્દુ ધર્મને ખોટા રૂપમાં રજુ કરે છે, તેમ જે હિન્દુ ફક્ત પોતે બીજાની હારે ખાય છે એવી ડંફાસ મારવાના કારણે બીજાની જોડે જમવાની હા પાડે છે તે પણ હિન્દુ ધર્મને ખોટાં રૂપમાં રજુ કરે છે. કોઇકને વિચાર થશે, પણ તપાસ કરશે તો આવા યે ઘણા નીકળશે. આપણે કોઇ અન્ય વર્ણના સંબંધીને ત્યાં બેઠા હઇએ. પાસે નાગરનું ઘર છે. પાણી પીવાની ઇચ્છા થઇ. તે વખતે નાગરને ઘેરથી પાણી મગાવવા આપણો મિત્ર ઉઠે છતાં આપણે એમ કહીએ કે "મારે કોઇ પણ જાતનો વાંધો નથી તમારે ત્યાંનું પાણી ઘણી ખુશીથી ચાલશી", એ કેટલું અજુગતું ? આનું પરિણામ એ આવ્યું છે કે જ્યાં ત્યાં, "ફલાણો તો અમારૂં ખાય છે અને તમે નહિં ?" આવા દાખલા રૂપે આપણે બનીએ છીએ. અને જો આપણે પણ તેનું ખાધું તો તરત તેના દાખલાઓની ટીપમાં આપણું નામ પણ સામેલ થઇ જાય છે. જમાનો એવો આવી ગયો છે કે સર્વ વસ્તુ સંભાળથી અને વિચારથી કરવી જોઇએ. અત્યારે એકલા આગળનાજ વિચારોને માન આપી ઊભા રહીએ તો ચાલે તેમ નથી. પલટાએલા દેશકાળ પરત્વે ખ્યાલ કરવો જોઇએ. તેથી એટલી છુટ લઇએ તો વાંધો ન કહેવાય કે બીજો કોઇ પણ ઉપાય પાસે ન હોય તો બીજાનું ખાવામાં વાંધો ન ગણવો જોઇએ. દાખલા તરીકે, કોઇ એવા સ્થળમાં જઇ ચડયા કે જ્યાં નાગરની વસ્તી નથી તો ત્યાં જેની સાથે આપણે સંબંધ હોય તેને ત્યાં કાંઇ વાંધો ન લાગે તો અને મન રાજીખુશીથી માનતું હોય તો જમવામાં કોઇ પણ જાતનો અંતરાય ન રાખવો જોઇએ.

પરદેશગમન.

ઉપલા સવાલોના જવાબમાંજ પરદેશગમનનો જવાબ ગર્ભિત રીતે સમાયલો છેજ. જે સ્પર્શ્યાસ્પર્શ્ય અને ભક્ષ્યાભક્ષ્ય દુર થાય તો પછી, પરદેશાટનની તો સહજ છુટ મળી જાય, કારણ બહાર જવામાં એ બેજ અડચણ રૂપ થઇ પડે છે. અને તેને લઇ નાતબ્હાર થવું પડે છે. બીજી રીતે અત્યારે કેળવણી વિજ્ઞાન વગેરેનો અત્યંત પ્રચાર થવાથી, પશ્ચિમના દેશો ખુબ આગળ વધી ગયા છે. એટલે ત્યાંની વિદ્યા સંપાદન કરવા આપણે ત્યાં જવાની જરૂર રહે છે. વળી આપણે ફક્ત યુરોપ જનારાનેજ નાતબ્હાર મુકીએ છીએ અને નહિં કે આફ્રિકા, જાપાન વગેરે દેશોમાં જનારને. આ કેવું પોકળ અને હાસ્યાસ્પદ ભાસે છે! કાઇ ચોરી છુપીથી જાય તેનું કાંઇ નહિં! ખરેખર ધર્મને નામે આપણે આપણા ઉપરજ ધાડ પાડતા નથી તો બીજું શું છે?

હરિલાલ રંગીલદાસ માંકડ.

( ૨ )

માનવતાનો વિકાસ અને આજની કેળવણી.

માનવતાના વિકાસનું વિશ્લેષણ-analysis-કરિયે તો આમ થાય.

૧ શારીરિક વિકાશઃ જે વગર,

(અ) જગતનું સુખ લુંટાતું નથી, (આ) બળવાન અને નિરોગી પ્રજા ઉત્પન્ન કરી શકાતી નથી, (ઇ) આત્મરક્ષણ થઇ શકતું નથી, અને ટુંકામાં જેના વગર માનવજીવન નકામું છે.

૨ હૃદયના વિકાશઃ જે વગર,

(અ) ઇર્ષ્યા, લોભ, મોહ વગેરેનો વિનાશ થઇ શકતો નથી (આ) પ્રેમ, દામ્પત્ય, વાત્સલ્ય, કૌટુમ્બીક, દેશ, માનવસમાજ, વિશ્વ-બ્રહ્માંડ, આનંદ વગેરેના ભાવો મળતા નથી,

૩ મનનો વિકાશ જે વગર,

(અ) ખોટા સંકલ્પ વિકલ્પો દાબી શકાતા નથી, (આ) ઇંદ્રિય પર નિગ્રહ થતો નથી.

૪ બુધ્ધિનો વિકાશ: જેના લોઢાની પેઠે ત્રણ વિભાગ પડે છે.

(અ) ભણતર–જેના વગર માણસોને, પંડિતો મુર્ખ કહે છે. (આ) ગણતર–જેના વગર માણસોને, દુનિયા મુર્ખ કહે છે. (ઇ) વિવેકબુધ્ધિ–જે સારાસાર, સત્યાસત્ય જાણી શકે છે.

૫ અંતઃકરણનો વિકાશઃ જે વગર,

દુષ્ટમાં દુષ્ટ કાર્ય થાય છે.

૬ આત્માનો વિકાશઃ જે વગર,

(અ) મનુષ્ય સાધારણ સ્થિતિમાં પડયો રહે છે, (આ) આન્તર્જીવન કે બાહ્યજીવન નિયમિત નથી રહેતાં, (ઇ) પરમાત્પપદ પ્રાપ્ત થતું નથી.

આ બધામાં આપણી આજની કેળવણી, માત્ર બુધ્ધિના વિકાસનો, ભણતર નામે અંશ આપે છે. આપણે શું જ્ઞાન, જ્ઞાનની ખાતર મેળવીએ છીએ? કદી નહિં. જ્યારે આપણને માટે જ્ઞાનના ઉદ્દેશથી કેળવણીની સંસ્થાઓ ચાલતી નથી, ત્યારે આપણે જ્ઞાનને જ્ઞાનનું નામ આપવું ખોટું છે. અત્યારે આપણે ઇતિહાસ અને ભૂગોળ ગોખવા અને ભૂલી જવા માટે ભણીએ છીએ. જીવનમાં રસ, આનંદ વધારવા માટે નહિં, પણ ખોઇ નાખવા માટેજ કેમ જાણે આપણને પાઠશાળામાં મોકલવામાં ન આવતા હોય! એમાંથી આનંદ લેવાનો છે એ તો આપણે જ્યારે ભણીને ભુલી ગયા હોઇએ ત્યારેજ સમજાય છે.

એક વિદ્યાર્થી.

આ સંસ્થાની તા. ૩૧-૩-૨૫ આખર સુદી રૂ. ૮૪૮૧૪-૦-૬ હતી, અને તે સરકારી જામીનગીરી વાળી સીકયુરીટીમાં, ચાર ટ્રસ્ટીઓને નામે રોકવામાં આવેલ છે.

આ સંસ્થાનો વહીવટ કરવા માટે, પ્રેસીડન્ટ, વાઇસ પ્રેસીડન્ટ, ચાર ટ્રસ્ટીઓ, બે સેક્રેટરીઓ પેટ્રનો, અને સભાના મેમ્બરોએ ચુંટી કાઢેલા આઠ મેમ્બરોની, એક મેનેજીંગ કમિટિ દર ત્રણ વર્ષે, ચુંટણી થી, નીમવામાં આવે છે. ટ્રસ્ટીઓ અને પેટ્રનો, લાઇફ મેમ્બર હોવાથી અને પ્રેસીડન્ટ શ્રી. રા. રા. પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા, લાઇફ પ્રેસીડન્ટ હોવાથી તેમની ચુંટણી થતી નથી.

આપેલી સહાય અને પરિણામ.

ફંડની સ્થાપનાની શરૂઆતથી તા. ૩૧-૩-૨૫ સુધીમાં, ૩૫ નિરાશ્રિત કુટુંબોને મદદ કરવામાં આવેલી. તેમાં સંતતિ વગરની ૬ વિધવા સ્ત્રી, સંતતિવાળી ૧૬ વિધવા સ્ત્રી, સંતતિ વિનાના ૮ પુરૂષો, અને માબાપ વિનાનાં સગીર છોકરા છોકરીનાં ૫ કુટુંબનો સમાવેશ થાય છે.

નિરાશ્રિતની વ્યાખ્યામાં ન આવી શકે તેવા વિદ્યાર્થીઓને મદદ આપવાનું ધોરણ અખત્યાર કરવામાં આવતાં, તેવી મદદ મેળવનારા વિદ્યાર્થીઓમાંથી ૭ વિદ્યાર્થી ગ્રેજ્યુએટ થઇ ગયેલા છે, ૨ વિદ્યાર્થીઓ મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ અંડરગ્રેજ્યુએટ

ફંડની સ્થાપના, આમ જો કે સં. ૧૯૫૪માં થઇ, તોપણ જ્ઞાતિબંધુઓને યથાશક્તિ સહાયભૂત થવું એ સ્વધર્મ છે, અને તેને માટે સામાજીક સંસ્થા ઉભી કરવી એજ આપણો પુરૂષાર્થ છે એવી ભાવનાનાં બીજાંકુરો તો, તે પહેલાં લગભગ ત્રીશ વર્ષ ઉપર જ્ઞાતિના એ યુગના મહાશયોનાં મનમાં સ્ફુરી રહેલાં હતાં; અને તે ઉપસ્થિત કરવા સં. ૧૯૨૭માં લેખીત ઠરાવ વગેરે થયા હતા. એ વખતે જો કે વિશેષ પ્રવૃત્તિ થઇ ન્હોતી, તોપણ જે વિચારો સ્ફુરાયમાન થયા, તેને પરિણામે સં. ૧૯૪૧ની સાલની મકરસંક્રાન્તિના પુણ્યદિવસે અત્યા-

બીજાં ચાર ફંડ.

નાગરનિરાશ્રિતફંડ સાથે, બીજાં ચાર ફંડનો વહીવટ, અને વ્યવસ્થા, કાર્યવાહકકમિટિદ્વારા કરવામાં આવે છે:

૧. રા. રા. છોટાલાલ પ્રીતમલાલ વસાવડા કેળવણીટ્રસ્ટફંડ.

૨. રા. રા. ગોવિંદરાય રૂપશંકર કીકાણી, હસ્તે રા. રા. પ્રભુદાસ ગોવિંદરાય ટ્રસ્ટફંડ.

૩. પ્રસંગોચિત આશ્રયફંડ.

૪. શ્યામપ્રસાદ અને જયાલક્ષ્મી ઝાલા કેળવણીફંડ.

[ આવી આપણી સંસ્થાઓના ઇતિહાસ અને કાર્યપ્રદેશથી જાણીતા થવામાં રહેલા ફાયદા ગણાવવા પડે તેમ નથી. જે શહેર કે ગામમાં આપણી આવી સંસ્થાઓ હોય તેના ચાલકો જો અમને આ રીતે, તે તે સંસ્થાની હકીકત લખી મોકલશે તો અમારૂં કાર્ય જરૂર સરળ થશે અને તેને સરળ કરવામાં હકીકત મોકલનાર જરૂર યશોભાગી બનશે—તંત્રી. ]

ગુલાબરાય ગોવિંદરામ દેશાઇ.

# "નાગરોની પ્રાચીન
અને
# આધુનિક પરિસ્થિતિ"

૧. આપણા પૂર્વજો વડનગરમાં રહેતા હતા તે વખતે અમુક કાળપર્યંત શુધ્ધ બ્રાહ્મણજીવન ગાળીને રહેતા હતા એટલે કે તપસ્વી અને ત્યાગાત્મક જીવન ગાળતા હતા ઉપરાંત ઇતર બ્રાહ્મણોની સાથે ભોજન વ્યવહારજ નહી પરંતુ કન્યા લેવા દેવાનો વ્યવહાર પણ રાખતા હતા એ મતલબની શાહદત આપણો પ્રાચીન ઇતિહાસ આપે છે. ત્યારબાદ સંયોગોમાં ફેરફાર થતાં, ભર્તૃહરીએ આપણા વ્યવહાર અને આચારનું નીયમન કરવા માટે અમુક પ્રબંધ રચ્યો તે વખતથી બ્રાહ્મણોની સાથે કન્યા આપવા લેવાનો વ્યવહાર મોકુફ થયો પરંતુ ભોજનવ્યવહાર મોકુફ કરવાનો એ પ્રબંધનો પણ આશય હોય એમ જણાતું નથી. આપણે જ્યારે દાન લેવાની અને યજ્ઞ કરવાની વૃત્તિ છોડી દીધી ત્યારે આપણે અયાચક બન્યા અને તેમ હોઇ આપણી આજીવિકા આપણે ક્ષાત્રવૃત્તિથી, ઉત્કૃષ્ટ સેવાવૃત્તિથી અગટ વૈશ્યવૃત્તિથી પણ સંપાદન કરવાની પ્રથા શરૂ કરી. અત્યાર સુધી અયાચકત્વને આપણે નાગરો તરીકે આપણું મુખ્ય અને આવશ્યક લક્ષણ ગણ્યું છે. સબબ એ જાળવી રાખવું એ આપણો ખાસ ધર્મ છે.

૨. ઉરોપકત અયાચકત્વને આબાદ ટકાવી રાખવા માટે આપણે જમનાની સાથે ચાલી, ઉત્તમ કેળવણી સંપાદન કરી આપણી આર્થિક સ્થિતિ સુરક્ષીત રાખવી એ પણ આપણી ખાસ ફરજ ગણાય. આપણા પુર્વજોએ જુદાં જુદાં ક્ષેત્રોમાં વિદ્યા સંપાદન કરી, બાહોશ

અને કાર્યદક્ષ મુત્સદ્દી તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી એટલુંજ નહી પરંતુ જે વખતે લશ્કરી બળને પૈસાની દેશને જરૂર હતી તે વખતે ક્ષાત્રકળામાં પણ એમણે નિપુણતા સંપાદન કરી અક્ષય્ય કીર્ત્તિ મેળવી હતી; અને સાથેસાથ સાહિત્ય, તત્વજ્ઞાન, ધર્મશાસ્ત્ર વગેરે વિષયોનું પણ આપણા પૂર્વજોએ ઘણું સંગીન જ્ઞાન મેળવ્યું હતું. તેમજ એ ક્ષેત્રમાં પણ તેઓએ વિદ્વત્તા ભરેલાં પુસ્તકો લખી નામના મેળવી હતી. મતલબ નાગર એટલે અયાચક, નિપુણ મુત્સદ્દી અને ધીરવીર લડવૈયો એવી છાપ આપણે મેળવી હતી અને અર્વાચીન સમયમાં પણ આપણા પુર્વજો તરફથી વારસામા ઉતરી આવેલ મુત્સદ્દીગીરીની છાપ તો આપણે છેક હમણાં સુધી જાળવી રાખી હતી. અને હજી પણ એ તદન ભુંસી નાખી નથી પણ હવે એ છેક ઝાંખી થતી જાય છે એ ચોકકસ છે.

૩ રાજ્યોની સાથે આપણો સંબંધ નષ્ટપ્રાય: થઇ ગયો છે એટલે રાજ્યસંસ્થાનોમાં આપણું પ્રાચીન સ્થાન મેળવવાની મુશ્કેલીઓ બહુ વધી પડી છે. પરંતુ જો આપણે આપણું અયાચકત્વનું અસાધારણ લક્ષણ જાળવી રાખવુ હોય તો આપણે પહેલાં જેમ રાજ્યના અધિકારી સેવક બનતા હતા તેમ હવે આપણે બુધ્ધિનું બળ બરાબર જમાવી પ્રજાના સ્વયંસેવક બનવાનું પણ શીખવું જોઇએ. આપણામાં, રાજા છબીલારામ બહાદુર અને એમના કુટુંબીઓ તથા ત્યાર પછીના વખતમાં પણ અમુક જીવાત્માઓ એવા થઇ ગયા છે કે જેઓએ રાજ્યના નોકર છતાં રાજ્યના તરફથી જ્યાં પ્રજાના ઉપર ગેર ઇન્સાફનો પ્રસંગ પ્રાપ્ત થતો હતો ત્યાં પ્રજાનું હિત સાધવામાં પણ ઓછી તત્પરતા બતાવી નહોતી. જજીઆ વેરો માફ કરાવવામાં મુગલ બાદશાહો ઉપર પોતાનો કાબુ ચલાવી અથાગ પ્રયાસ કરી રાજા છબીલારામ બહાદુરે જે ફતેહ મેળવી છે એ બાબત ઇતિહાસ શાહદત આપે છે, અને એ સિવાય બીજા દાખલાઓ પણ છે. છતાં વિસ્તારભયથી અહીં તે ટાંકી બતાવવાનું ઉચિત નહિ ગણાય. અલબત્ત એટલી વાત ખરી કે નાગર રહીને નાગરિક તરીકેનું કર્ત્તવ્ય અત્યારના જમાનામાં બજાવવામાં આપણને આપણી પ્રચલિત રૂઢ,

અંગો એટલે કે પવિત્ર જીવન, નીતિમય જીવન અને ઇષ્ટોપાસના એ અંગોને બાધ ન આવવા દેતાં આપણે અત્યારે પણ પ્રજાકીય જીવન ગાળી શકીએ અને પ્રજાના સેવકો સેવા શબ્દના ઉચ્ચ અર્થમાં બની શકીએ. બનવું જોઇએ એમ આ સેવકનો નમ્ર પણ દૃઢ મત છે.

૪. આપણા દેશને હવે સ્વરક્ષણને માટે લશ્કરી તાલીમ પણ દરેક કોમના યુવકોને આપી જેઓ ખાસ અધિકારી માલૂમ પડશે તેમને લશ્કરના મોટા મોટા હોદાઓ માટે પણ તૈયાર કરવા પડશે. હાલમાં સ્કીન કમીટી બેઠી છે એની તપાસને પરિણામે આપણાજ દેશમાં લશ્કરી તાલીમ આપવા માટે એક નમુનાદાર કોલેજ કહાડવાનો પ્રબંધ કદાચ રચાશે તો તેમાં દાખલ થવા માટે આપણા યુવકોએ અત્યારથીજ શરીરને વ્યાયામ આપી, બ્રહ્મચર્ય પાળી, વીર્યસંચય કરી, યોગ્ય બની, અવકાશ મેળવવો જોઇએ. આપણા યુવકોએ, એ ક્ષેત્રમાં આપણા પૂર્વજોએ જેવી નામના મેળવી હતી, તેવી મેળવવા માટે ઈંતેજાર રહેવું જોઇશે અને તેમ થાય તોજ નાગરત્વની વિશિષ્ટતા જાળવી શકાય. નાગરમાં હિમ્મત, ધીરજ, સહિષ્ણુતા, સ્વાર્પણ કરવાની શક્તિ વગેરે ગુણો હોવાજ જોઇએ: છતાં આપણામાં એ ગુણો જે સ્વરૂપમા અને પ્રમાણમાં વિકસિત થવા જોઇએ તેટલા પ્રમાણમાં વિકસિત થતા જોવામાં આવતા નથી. આપણો પ્રાચીન ઇતિહાસ અને આપણા પુર્વજોનાં જીવનચરિત્રો આપણા યુવકોને જરૂર વાંચવાં જોઇએ. આપણી બ્હેનોને પણ એવાં પુસ્તકો વંચાવી પોતાના બાળકોમાં ઉત્તમ સંસ્કારો એઓ સમર્પતાં થાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી જોઇએ.

૫. અત્યારે આપણે કેળવણીથી તદ્દન વંચિત નથી રહેતા એ વાત ખરી છે; પરંતુ આપણે બીજી કોમોની સાથે જીંદગીની શરતમાં સમાન કક્ષામાં રહી શકીએ એવો યોગ પણ બનવો દુર્ઘટ થતો જાય છે. તો પછી આગળ જેમ આપણે એ શરતમા સૌથી આગળ નીકળી જતા હતા તેમ બનવાની તો ઉમેદજ શીરીતે રાખવી? આપણામાં ઉત્તમોત્તમ વૈજ્ઞાનિકો, અર્થશાસ્ત્રીઓ, રાજ્યનૈતિક પુરૂષો વર્તમાન

કારો સારી સંખ્યામાં શામાટે તૈયાર ન થાય? જરૂર થાય: પરંતુ સંઘબળ જમાવી એ દિશા સ્ફુટ કરવા તરફ આપણું જ્ઞાતિ તરીકે લક્ષ જેવું જોઇએ તેવું નથી. આપણામાં હજી જ્ઞાતીય ભાવના જેવી જોઇએ તેવી શુધ્ધ અને સચોટ તેમજ વિપુળ જોવામાં આવતી નથી. એને લઇનેજ આપણે આ જમાનામાં "संहतिः कार्यसाधिका" એ સૂત્રનો અમલ કરી આપણા યુવકોનાં જીવન આદર્શ અને ઉત્તમ બનાવવામાં સફળ થતા નથી. પરિષદ્ ભરવાથી બીજું કાંઇ નહી પણ આપણી ભાવના ઉપરોકત ભીસાલની જમાવવામાં આપણે પ્રયત્નશીલ થઇએ તો પણ આપણે પ્રથમ પગથીઆ તરીકે યોગ્ય સફળતા મેળવી ગણાય.

૬. આપણી બ્હેનો આપણા સ્થાનિક વિભાગોમાં તેમજ કરાંચી, મુંબઇ, રંગુન જેવા સ્થળો જ્યાં આપણી નવી વસાહત હોઇને તે સ્થળો આપણી નવી વિલાયત જેવાં છે ત્યાં ત્યાં સમુહાત્મક જીવન ગાળી આપણા ધર્મના વિચાર અને શરીરને બને એટલાં સુરક્ષિત રાખવાનો પ્રયાસ કરે તો આપણને બહુ લાભ થાય. પણ એવે સ્થળે વસતી આપણી બ્હેનોને નવરાશના વખતમાં પોતાના જીવનને ઉન્નત બનાવવા માટે જે જાતનાં શિક્ષણની જરૂર છે તે આપવા તરફ આપણું લક્ષ જતું નથી. તેથી એઓ આપણા સંસારને સ્વર્ગીય બનાવવા માટે પોતાની નૈસર્ગિક, પરંપરાપ્રાપ્ત સંસ્કારિતા સિવાય વિશેષ સંસ્કારિતા અને પ્રાચીન જીવનના ઝરણાને વધારે શુદ્ધ અને સરળ રીતે વ્હેતાં રાખેઃ અને છતાં નવજીવનનાં ઝરણાના અમૃતનું પણ યોગ્ય રીતે પાન કરતાં રહે અને એ બન્ને ઝરણાઓના પ્રવાહોનું મિશ્રણ કરી એ મિશ્રિત જલ આપણા ઉછરતા બાળકોને પાઇ એની તૃપ્તિને પોષે તો આપણું ભવિષ્ય ઘણું ઉજ્જવળ યશસ્વી તેમજ પ્રાચીન કાળના ગૌરવને જાળવી રાખે એવી રીતે નવા જમાનાના રંગોથી રંગી શકાય તેવું થાય. આપણા ઉછરતા કુમારોને જો આપણી સ્ત્રીઓ સુશિક્ષિત હોય તો ભાવિ સંસ્કૃતિ તેમજ અન્ય પરિસ્થિતિને બરાબર પહોંચી વળી એમનું જીવન

૭. આપણા યુવકોને સંગીન કેળવણી આપી વિદ્યાના અનેક ક્ષેત્રોમાં એઓ વિચરતા થાય એ વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરવા માટે આપણા તમામ વિભાગના નાગરોમાં નાગરત્વની ખરી ભાવના પ્રકટ થવી જોઇએ. અને એમ થાય ત્યારેજ સૌ મળીને આપણી જ્ઞાતિની ભાવિ ઉન્નતિના ઉત્તજક બની શકે. અત્યારે આપણામાં એવી ધગશ બહુજ ઓછી જોવામા આવેછે એટલુંજ નહી પરંતુ એકત્ર થઇ જ્ઞાતિની ઉન્નતિ સાધવા માટે પ્રયાસ કરવામાં પણ અનેક જાતના ભ્રમવિભ્રમો આપણને એ માર્ગે ગતિ કરતાં અટકાવી નાખે છે, અને તેથી આપણે કરવા ધારેલ કાર્ય, હિંમતથી આગળ વધારવાની હોંશ અને ઉત્સાહ અમુક વ્યકિતઓને હોય છતાં એઓને બીજાઓનો નિરાશાવાદ પાછા પાડી દે છે. એકઠા થવામાજ પાપ અથવા અનિષ્ટ પરિણામ શા માટે કલ્પવામાં આવેછે એ સમજાતું નથી. પરમાત્મા સૌમાંથી હૃદયનું દૌર્બલ્ય દૂર કરે, સૌને પ્રયત્નશીલ થવા માટે પ્રોત્સાહન આપે એમ આ લેખક અંતઃકરણ પૂર્વક યાચેછે.

૮. એક કાળ એવો હતો કે પૂર્વજોને રાજ્યકીય ક્ષેત્રોમાં તેમજ સામાજીક ક્ષેત્રોમાં જબરદસ્ત પ્રતિસ્પર્ધીઓ સાથે ઝુઝવાના અનેક પ્રસંગો પ્રાપ્ત થયા હતા; છતાં તેઓ ઢીલા પડી જતા નહોતા પરંતુ મુશ્કેલીઓની સાથે કાર્યદક્ષતાથી ટકકર ઝીલતા હતા અને અંતે ફતેહ મેળવતા હતા. જ્યારે અત્યારે મુશ્કેલીઓ ન હોય છતાં એના ભૂતથી આપણે ભડકીએ છીએ. એનું મુખ્ય કારણ આ લેખકને આપણામાં ઇષ્ટોપાસનની શકિત અને વૃત્તિ ઘણી શિથિલ થઇ ગઇ છે એજ જણાય છે. મનુષ્ય યત્ન કરે અને ઇશ્વરની પણ કૃપા મેળવતો રહે મતલબ એની કૃપા સદોદિત જામી રહે એવું ચારિત્ર્ય અને એવી ભાવના રાખે તેમજ એની સેવા અનન્ય ભાવથી કરે તો પ્રયત્નને સફળ કરવામાં એ કૃપા અવશ્ય સહાયક બને પણ અત્યારે તો ઇષ્ટ દેવને આપણે ખરી રીતે કહીએ તો વિસારીજ દીધો છે બલ્કે ઉપર ઉપરથીજ એનું સ્મરણ કરીએ છીએ. એટલે આપણા પુર્વજોને જે કમાણી અણીને વખતે અણમોલી થઇ પડતી હતી તે કમાણી આપણને વારસામાં મળી હતી છતાં ગુમાવી દીધી છે અને નવી મુડી મેળવવાની તો વાતજ કયાં છે?

૯. બાહ્ય તેમજ અંતઃશૌચથી જીવનની પવિત્રતા, કેળવણી, શરીરને ધર્મનું સાધન સમજી સુરક્ષિત સુઘડ અને સુદૃઢ બનાવવું, બુદ્ધિનો વિકાશ અનેક ક્ષેત્રોમાં વિચરવાની યોગ્યતા મેળવવા માટે કરવો, આપણી હાજતો ઓછી કરીને સાદું જીવન ગાળીને પણ સમગ્રની ઉન્નતિ માટે દ્રવ્યનો સંચય કરી યોજનાઓ ઘડવી, લાયક યુવક અને યુવતીઓને ઉત્તમોત્તમ અને આદર્શ જીવાત્માઓ બનાવવા દરેકને અમુક જાતની કેળવણી તો આપવીજ અને સંઘબળ જમાવી નાગર તરીકેનું વિશિષ્ટ જીવન ગાળતાં છતાં નાગરિક તરીકે પણ વધવું એ બધી કુંચીઓ જ્યાં સુધી આપણે ઉપયોગમાં લાવશું નહી ત્યાં સુધી આપણી અવનતિ રૂપી તિજોરીનાં તાળાં ખુલશે નહી અને આપણું અધઃપતન અટકશે નહી. આપણામાં અત્યારે પણ દરેક ક્ષેત્રમાં થોડી થોડી વ્યક્તિઓ એવી છે કે જેને માટે આપણે ગર્વ ધરાવી શકીએ પણ સમગ્ર રીતે વિચાર કરતાં એ સંખ્યા ઘણી ઓછી છે અને આપણા ભૂતકાળના ગૌરવ અને ઐશ્વર્યની દ્રષ્ટિએ જોતાં તથા એ કસોટીએ કસતાં બહુજ જુજ છે એમ વગર સંકોચે કહી શકાય શ્રીહાટકેશ આપણને સુબુધ્ધિ આપે અને કુંભકર્ણની નિદ્રામાંથી જગાડી પાછા જીવનના સંગ્રામમાં આગળ ધસતા કરે. અસ્તુ.

જયાશંકર પ્રાણશંકર ઢેબર.

# ભર્તૃયજ્ઞની શોધ.

કાઠિયાવાડ અને ગુજરાતની આપણી વડનગરાનાગરજ્ઞાતિનો એક ચોક્કસ ભાગ, હાલમાં તન, મન અને ધનથી નાગરપરિષદ્ ભરવા માટે, પ્રયત્ન કરે છે, અને પરિષદ્દ્વારા પોતાનું જ્ઞાતિગૌરવ, કહો કે ખરૂં નાગરત્વ, જલવાઈ રહે તેવું યોગ્ય બંધારણ બાંધવા ચાહેછે. આ મનોરથ શ્રી ઇષ્ટદેવ હાટકેશ્વર સત્વર પાર પાડે એમ દરેક નાગર જરૂર ઇચ્છશે; કારણ સ્થિતિસંજોગોની ઘટના એવી તો ગુંચવાડા ભરેલી થતી જાય છે કે "નહિં રહે નાગર નામ" ભવિષ્યવાણી ખરી પડવાનો સમય દ્રષ્ટિમર્યાદામાં ધુરકી રહ્યો જણાય છે. "આપણી સાંપ્રત વિચારણીય સ્થિતિ" નામના વિષય ઉપર શ્રીયુત અંબાલાલ જાનીએ, થોડા મહિના પહેલાં, મુંબઇ વડનગરાનાગરમંડળના વાર્ષિક સંમેલન પ્રસંગે આપેલાં ભાષણમાં ઘણી વિચારવાજોગ હકીકત આપી છે. તે પ્રમાણે પ્રાચીનકાળનું આપણું મુનિજીવન બદલાઇ, હાલ વૃષલજીવન થઇ પડયું છે. શ્રીયુત જાનીએ સૂચવ્યું છે કે ઇ. સ. ૩૪૭–૪૯ ના અરસામાં માલવરાજાની સહાયતાથી, વડનગર ફરીથી હસ્તગત કરી, પ્રભાવદત્ત વા ભર્તૃયજ્ઞે આપણી જ્ઞાતિની સુવ્યવસ્થા કરવાને યોગ્ય પ્રબંધો કર્યા હતા, તેમજ વિવેકમર્યાદાઓ બાંધી હતી. તે હકીકત નાગરખંડના અધ્યાય ૧૯૮ થી ૨૦૧ માં મળી આવેછે, હાલનો સંક્રાન્તિકાલ પણ એવોજ છે. તેથી જો આપણી જ્ઞાતિની સુવ્યવસ્થા અને ઉજ્જવળ ગૌરવ જાળવવાની અપેક્ષા હોય તો તેવા સ્મૃતિકાર મહાન ભર્તૃયજ્ઞ જેવી કોઇ વિભૂતિરૂપ ગુરૂવ્યકિત કે વ્યકિતઓ આપણે શોધી કાઢી તે દ્વારા

દેશ, કાલ, અને પાત્રને ઉચિત ધર્મ, વિચાર, વ્યવહાર અને સામાજીક નીતિરીતિના પ્રબંધો બાંધવા જોઇએ. આવી ભર્તૃયજ્ઞના અવતાર રૂપી વ્યકિતઓનું સ્થાન લેવા માટે શ્રીયુત જાની આપણા જ્ઞાતિ સંભાવિત મહાજનોને આહ્વાહન કરે છે. પરંતુ આપણાં દુર્ભાગ્યે આપણે જાણી શકીએ છીએ કે આ સમયમાં કોઇ પણ વ્યકિત કે વ્યકિતઓને ભર્તૃયજ્ઞનું સ્થાન અને અધિકાર આપવાને સામાન્ય રીતે આપણે એકમત થઇ શકશું નહિં. "હું કોણ અને તું કોણ"નું ઝેરી વાતાવરણ આપણી ચોમેર ફરી વળેલું છે. આપણે અનુભવીએ છીએ કે જે પૂજ્ય બુદ્ધિ અને સંભાવના આપણા વડીલોને માટે–ગુરૂવર્ગને માટે–હતી અને જે સ્થાનમહાત્મ્યની પુજા આપણે અનન્ય શ્રદ્ધા અને ભકિતથી કરતા હતા તે સર્વ નષ્ટ ભ્રષ્ટ થઇ ગયું છે. હવે તો "નર્મદાના જેટલા કંકર તેટલા શંકર" એ કહેણી પ્રમાણે આપણે જણે જણ પોતે પોતાના ભર્તૃયજ્ઞ છીએ આવી પરિસ્થિતિમાં આપણે કસાયેલા હોઇ, આપણી જ્ઞાતિ માટે, આપણે કોઇ પણ પ્રબંધ, ભર્તૃયજ્ઞની પેઠે, ચોકકસ પણે બાંધી શકશું નહિં; કારણ કે જ્ઞાતિસમૂહ તરીકે સંઘબળ નષ્ટ થયું છે. એટલે તે હેતુથી પરિષદ ભરવાનું કામ, મારા અદના મત પ્રમાણે, એક વ્યર્થ સાહસ જણાય છે. અને તેવાં કામ માટે ભર્તૃયજ્ઞની શોધ કરવી તે મૃગજળની શોધ કરવા જેવો ફોકટ પ્રયાસ લાગે છે.

પરંતુ જ્ઞાતિજનોની પરિષદનું સાર્થક બીજી દિશામાં કરી શકાય તેમ છે. જીવનકલહનાં યુદ્ધમાં, આપણી જ્ઞાતિવ્યકિતઓને કેવા અને કેટલી સહાય આપણો જ્ઞાતિસમુહ પહોંચાડી શકે તે વિચારી યોગ્ય યોજનાઓ કરવા માટે, જો પરિષદ બોલાવવામાં આવે તો જ્ઞાતિશ્રેયનું કાર્ય થઇ શકશે. માનસિક અને શારીરિક કેળવણી ઉત્તમ પ્રકારની આપણા જ્ઞાતિજનોને મળી શકે તેમની આરોગ્યતાનું સંરક્ષણ થાય, પરિણામે શરીર સંપત્તિ સાથે નીતિબળ સંવૃધ્ધિ પામે, અને આપણી ખ્યાતિ અને પ્રતિષ્ઠા ઉમદા નાગરિકજન તરીકે ચોફેર ફેલાય, તેમ કરવા માટે આપણે પ્રયત્નશીલ થવું જોઇએ આપણો મહામંત્ર, મુદ્રાલેખ,

સંપ્યા તે તો સાંતીડું, કોદાળી ખટ કર્મ,
કડ બાંધીને કામ કરો તો રહેશે ઘરનો ધર્મ.

અર્થ શાસ્ત્રનો નિયમ— Demand and Supply આપણે હરેક કાર્યમાં વીસરી જવો ન જોઇએ. અને સમયાનુસાર જે કરવું યોગ્ય હોય તે કરવાને પુરતા પ્રયાસ કરવા જોઇએ.

નાગરત્વઘાતક ખરૂં વિષ તો, આપણું હાલનું વાતાવરણ છે તે વિકારો નાબુદ કરવા માટે રામબાણ ઔષધ શોધી કાઢવું જોઇએ. અમરનામ તુલસીદાસના માર્મિક વચનોનું સ્મરણ અને મનન બરાબર કરતા રહેવું જોઇએ.

करत कुसंग चहत कुशल कटो कटांकी रीत.

# સમકાલીન સાહિત્યમાં આપણે.

સ્રી કેળવણી.

૧.

ગંગાપ્રવાહ અથવા સ્વ. સૌ. કુસુમમંજરીનો લેખસંગ્રહ: લેખક, સ્વ. સૌ. કુસુમમંજરી. પ્રકાશકો, સૌ. અવન્તિકા તથા સૌ. વસન્તિકા, રાજમહેલ રોડ, વડોદરા પૃ. ૫૨+૨૫૫.

દરેક જાતની પ્રવૃત્તિની શરૂઆતમાં થયેલા પ્રયત્ન પાછળથી બાળખેલ જેવા ઘણી વાર લાગે છે, પણ તે પ્રયત્નરૂપી પાયા ઉપર આખી પ્રવૃત્તિ ચણાયેલી હોય છે તે વાત ઘણીવાર ભૂલી જવાય છે. સ્ત્રી કેળવણીનો પ્રશ્ન નિકટ છે અને સામાજીક સંકટો જ્યારે સુધારકોને નડે ત્યારે જે થોડું કામ થાય તેની પણ અસર થાય છેજ. વેગવંત જમાનામાં, તેજહીણ પ્રયત્નોની દરકાર કોઇ નકરે એ સત્ય પણ જે જમાનામાં વેગજ નહોય, પડેલ ધરેડમાંજ જે જમાનો ચાલ્યો જતો હોય, તે જમાનામાં ચીલાથી બીજો માર્ગ ગ્રહણ કરવાનો ઉપદેશ માટે ગમે તેવો નિર્બળ પ્રયત્ન થાય તોપણ તેની અસર જરૂર થાય.

સ્વ. સૌ. કુસુમમંજરીએ કરેલું કાર્ય કંઇક ઉપલી કક્ષામાં આવે. તેમના લેખસંગ્રહમાં વિદ્વદ્યોગ્ય કાંઇજ નથી, અતિ રસિક કવિઓને આનંદ આપે તેવું પણ કાંઇજ નથી, અતિ ઉંડાણ પણ નથી; છતાં તે લખાણોની કિંમત નથી એમ નહિં. સ્ત્રીઓને સુધારવા જ્યારે સ્રીઓજ બ્હાર પડે ત્યારે ઘણું સફળ થવાય. અને સ્વ. સૌ. કુસુમ મંજરીએ સાધારણ ભાષામાં, જે અતિ સામાન્ય વિષયોને. બારીકીથી ચર્ચ્યા છે તેમાં કેટલીક સફળતાછે એમાં ના ન પડાય વ્યવહારોપયોગી ખાસ સૂચનાઓ તેમણે ઠીક આપી છે. વ્યવહારિક ખર્ચ ઓછું કરવાના ઉપાયો, 'ભરતગુંથણ' અને 'પાકશાસ્ત્ર' ઉપરના લેખ જરૂર ઉપયોગી છે. ઉપરાંત જે બે વાર્તાઓ આ લેખ સંગ્રહમાં છે તે, જોકે કળાનાં દ્રષ્ટિબિન્દુએ તપાસવા લાયકજ નથી, છતાં તેમાં રહેલ સાધારણ વસ્તુને સાધારણ ઘરગુથ્થુ ભાષામાં વ્યકત કરવાની શૈલીથી દરેક નાગર સ્ત્રીએ વાંચવા લાયકછે. ટુંકામાં સાધારણ આપણાં ઘરસંસારમાં કંઇક અંશે સફળ સુધારો કરે તેવી આ ચોપડી આપણી સ્ત્રીઓમાં વંચાય તો સારૂં.

બાકી પ્રકાશકોએ જો છાપવામાં શુદ્ધિ અને વધારે કાળજી રાખી હોત તો આની કિમ્મત જરૂર વધત 'અઉદયોગી,' 'ગ્રહોદયોગ,' જેવી જોડણી તથા વાર્તાની અંદર જ્યાં બંવાદ ચાલતો હોય ત્યાં પણ બોલનાર દીઠ જૂદી લીંટીની શરૂઆત કર્યાં વગર સળંગ લખી જવાની રીત જો બીજી વખત સુધરે તોજ ઠીક.

## ૨. જયદેવનો રસાભાસ.

શ્રીગીતગોવિન્દ અને શ્રીકૃષ્ણગીતાંજલીઃ યોજક, વૈદ્યશાસ્ત્રી દામોદર કાનજી પંડિત પ્રકાશક, બુકસેલર મોહનલાલ મનસુખરામ શાહ વડોદરા. ૧–૦–૦ પૃ. ૭૦+૯૬.

સંસ્કૃત ભાષામાં કેટલાંક કાવ્યો, માર્ગસૂચક સ્થંભ જેમ વગડામાં એકલવાયા ઉભા હોય, તેમ ભાત પાડે છે. જયદેવનું ગીતગોવિન્દ, એ જાતનું એકજ કાવ્ય, તે જાતનાં રસસાહિત્યનું આમ એકલવાયું પ્રતિનિધિ છે. તેનો રસ સફળતાથી બીજી ભાષામાં કેમ ઉતારવો ને સમજવું તે એક કળા છે; અને રા. રા. કેશવલાલભાઈએ જ્યારથી તે દિશામાં પ્રયત્ન કર્યો ત્યારથી બીજા પ્રયત્નો ફીકકાજ લાગવાના.

ઉપર લખેલાં પુસ્તકની, તુટી ગયેલ બાઇન્ડીંગ વાળી એક નકલ અમને અવલોકનાર્થે મળીછે. ઉપર કહ્યું તેમ મુળના રસનું પૂર્ણ ભાન કરાવે તેવું ભાષાંતર તો આ નથીજ. મુળ સંસ્કૃત આપી, કંઇક સ્હેલી ભાષામાં તેનું ભાષાંતર આપ્યું છે. આથી સાધારણ જનસમાજને જયદેવનો બહુજ ઝાંખો ખ્યાલ આવે ખરો; પરંતુ મુળનો રસ ઝીલવાની અશક્તિ ઉપરાત આમા જે ભાષાંતરની અંદર અચોકકસતા છે તે મોટા દોષ રૂપ ગણાય.

પુસ્તકના બીજા ભાગમાં કર્તાએ બનાવેલ છૂટક કૃષ્ણકીર્તનનાં પદો છે, જે અતિચર્વિત ભાષામાં આગળના કવિઓની પુનરૂક્તિજ છે. અતિ ભાવિકોને તેમાં રસ પડે તો ઇશ્વર જાણે.

# નોંધ

## આભાર

આ ત્રૈમાસિકના પ્રથમ અંકને ઘણાયે સહૃદય વિદ્વાનોએ માયાથી અભિનન્દન આપ્યાં છે તેમનો અમે આભાર માનિયે છિયે. ગુજરાતમાં સમાજશાસ્ત્રનો બહુવિધ અભ્યાસ જોઇએ તેટલો થતો ન હોવાથી બહુ ઉંચા પ્રકારના લેખો મેળવવાની મુશ્કીલી ધારવા કરતાં પણ મ્હોટી નીવડી છે; છતાં જે મિત્રોએ આ બે અંક માટે લેખો તૈયાર કર્યા છે તેમનો ઉપકાર આ પત્રના પ્રકાશકો તરફથી તેમજ વાંચક વર્ગ તરફથી અમે માનિયે છિએ.

## ખુલાસો

ગયા અંકમાં પ્રકટ થયેલા એક તારથી એક ગેરસમજ ઉત્પન્ન થવા પામીછે કે એમાં દર્શાવેલ અભિપ્રાય આ પત્રનો છે. કહેવાની જરૂર નથી કે આ વ્યકિતગત અભિપ્રાયજ છે. અને આ પત્રને તેમજ અમારાં મંડળને તેની સાથે સંબંધ નથી. અમને આ વિષયમાં એક વેરાવળથી અને અન્ય બંધુતે ધારેસલામ (આફ્રિકા) થી આવેલ બે પત્રોમાં આ ગેરસમજુતી દૂર કરનાર નુકતેચિની છે તે તરફ અમારા વાંચકોનું ધ્યાન ખેચિયે છિયે.

## અમારા લેખો

ગયા અંક કરતાં આ વખતે લેખોની વિશેષ વિવિધતા જોવામાં આવશે. આ લેખો ધ્યાન પૂર્વક અભ્યાસીની દ્રષ્ટિએ વાંચનાર અવશ્ય નવું જાણવા પામશે. છતાં લેખોને નિષ્પક્ષપાત નજરે તપાસવા સહુને વિનંતિ છે. આ લેખોની પૂર્તિ રૂપે નીચેની હકીકત ઉપયોગી થઇ પડશે

(૧) લગ્નસંબંધ અને વ્યકિતત્વ.

આ લેખ ગુજરાતના એક ઉગતા વિદ્વાનની કલમની પ્રસાદી છે. ઇલાકાની એક કૉલેજના સ્ટાફ ઉપર એઓ બિરાજે છે અને જુનાંનું

સમર્થન નવાંની દ્રષ્ટિએ કરવાનો શોખ રાખેછે એ આ લેખ ઉપરથી સમજાશે. પણ આ લેખમાં એક મુદ્દો તરી આવેછે કે આન્તરજાતીય (Inter marriages) માં જેમ જાતિસંઘટ્ટન clash of Races ની અસર પ્રજોત્પાદનશક્તિ ઉપર વિરૂદ્ધ છે તેમજ સંસ્કૃતિ સંઘટ્ટન Clash of cultures ની પણ તેવીજ અસર છે આ માનનીય લેખ વાંચી ઘણાય એવાં અનુમાન ઉપર દોડી જશે કે હિન્દુ ધર્મના વર્ણોમાં આન્તર્લગ્ન નુકશાનકારક હોવાનો આ લેખક મત દર્શાવે છે. પૂર્વે દરેક વર્ણમાં એવાં લગ્ન થતાં, અને એ લગ્નની પ્રજાને વારસા વગેરે નો પ્રબન્ધ પણ હતો એ સ્મૃતિઓમાં સુસ્પષ્ટ છે. ત્યારે સહુ વર્ણો આર્ય કે આર્ય કે સ્માર્ત સંસ્કૃતિથી રંગેલા હતા એટલે આ વર્ણાન્તર્લગ્નોના ગેર ફાયદા નહિ થતા હોય. ત્યાર પછી અંધાધુંધીના વખતમાં કોઇ વર્ણ સંસ્કૃતિને જેમ તેમ ટકાવી રહ્યો તો કોઇ એકદમ અસંસ્કૃત દશામાં આવી પડયો એવી છિન્ન ભિન્ન અવસ્થામાં વર્ણાન્તર લગ્નો બંધ પડયા. આજે સહુ વર્ણો સમાન ભૂમિકા ઉપર છે. બ્રાહ્મણ શૂદ્ર બની રહ્યો છે શૂદ્ર ઉત્તમ શિક્ષણ લઇ દઇ શકે છે, વૈશ્યો ઉંચા પ્રકારના મુત્સદ્દિ નીવડયા છે અને સંસ્કૃતિની સપાટી ફરી બધા માટે એકજ આવી રહી છે. આ સપાટી તળીયાંથી બહુ ઉપર નથી એ વાત પણ ભુલાવી ન જોઇએ, પશ્ચિમના સંસ્કાર અને પુર્વ માટેનું અભિમાન આ સપાટી ઉંચી લાવવા મથે છે, અને એ ઉન્નતિના પ્રયત્નો સઘળી કોમો સરખી ઉત્સુકતાએ કરી રહ્યા છે, બલ્કે ઉંચી કોમો મિથ્યા અભિમાનમાં આ પ્રયત્નમાં મન્દાદર છે. આજે ફરીસ્મૃતિ કાળ પેઠેજ (Same level and kind of culture) સંસ્કૃતિની જાત અને સપાટી બધા વર્ણોની એક હોવાથી આજના હિન્દુસમાજની અન્દરનાં વર્ણાન્તર્લગ્નો સમાજશાસ્ત્રની દ્રષ્ટિએ સફ્લ કે વિફ્લ લેખાય એ પ્રશ્નનો પ્રસ્તુત લેખ મોઘમ રીતે જવાબ આપે છે કે ધાર્મિક (Cultural) કે જાતીય (Racial) ફરકજ વર્ણાન્તર્લગ્નને બાધક થઇ પડે કેવળ માની લીધેલા વર્ણો અને વાડાઓ વચ્ચેનાં લગ્ન નહિ.

(૨) હોળી.

ભાઇ પ્રેમરાય ગુજરાતને સાવ અજાણ્યા નથી. એમનો લેખ હંમેશ પેઠે સર્વદેશી દષ્ટિથી લખાયો છે. હોળી વિષે સમાજશાસ્ત્રની

દ્રષ્ટિએ ચર્ચા કરી સુધારાની ખરી દિશા દેખાડનાર આવા લેખોની જરૂર છે. જુના સંપ્રદાયને ઉતારી પાડનારને આ લેખમાં ઘણુંજ શીખવાનું મળશે. આ વિષયમાં આખી માનવતાની રસમ એક પ્રકારની જણાય છે એ આ લેખનો મુદ્દો છે. સ્પેન્સર અને ગિલેં નામના બે મનુષ્યશાસ્ત્રીઓ (anthropologists) એમના એ પુસ્તકમાં (Northerntribes of centtal australia p. 136 અન્ય પ્રજાઓમાં આવાજ પ્રકારના ઉત્સવનું વર્ણન કરે છે, હિન્દુસ્થાનનો ખેડુવર્ગ અને પછાત વર્ગ આ ઉત્સવ જે રીતે ઉજવે છે તેનું વર્ણન કરતાં ડાલ્ટન લખે છે "આ વર્ગોમાં સહુથી મ્હોટો ઉત્સવ માઘપર્વનો હોય છે. ત્યારે કોઠીઓ દાણાંથી ફાટ ફાટ હોય છે અને લોકો મદોન્મત્ત બને છે, કારણ કાપણીનો વખત એ વર્ષભરની જહેમતનો અને ચિન્તાના અંતનો વખત છે. પુનમે આ ઉત્સવ રંગે ચડે છે. ધર્મ ફરજ, શરમ કોરે મુકાય છે. સ્ત્રીઓ અને જુવાનીને ડોલે ચ્હડતી છોકરીઓ સ્વચ્છન્દ બની જાય છે, ધાર્મિક હોમ હવન વીગેરે ખલાસ થયા પછી ખાણીપીણી ઉડે છે, ઘરગથ્થુ દારૂ જે બનાવવામાં દરેક છોકરીઓ કુશલ હોય છે, ને છુટથી પીવાય છે, પછી જુવાનિયાંઓ વડીલોને છુટથી ગાળો ભાંડે છે; વડીલો સ્હામે ગાળ ભાંડે છે, સ્ત્રીઓ મરજાદા મુકી પશુ પેઠે વર્તાવ કરે છે, અને ઘોળે દીવસે મેદનીમાં પણ મરછ પડે તેમ વર્તાવ કરે છે. આ ઉત્સવ પર રાત્રીનો અંધારપછેડો પડતાં શીલ સાચવવાની કોઇ દરકાર કરતું નથી—જોકે આ ઉત્સવ દર્મ્યાન બંધાયલો સંબંધ ઘણીએ વાર લગ્ન રૂપે પરિણમે છે, હીન્દુસ્થાનની નીચી કોમો અન્યથા બધી રીતે નીતીમાન, સ્ત્રી તરફ માયાળુ અને નરમ હોય છે તેમનામાં સમયને બળે આ ફેરફાર પુરના મોજા પેઠે આવે છે અને બેચાર દહાડે શમી જાય છે."

ભાઇ પ્રેમરાય કહેવાતી ઉંચી કોમોની આ વિષયમાં અધમતા ઉપર ધ્યાન ખેંચે છે એ કડવું સત્ય ગળેઉતારવાની જરૂર છે, એમણે

ઉત્તમ સંસ્કારના ઉપાયો વર્ણવ્યા છે એ આ વિષયમાં સુધારો ઇચ્છનારે મનન કરવા જેવા છે.

(૩) ન્યાતબ્હાર.

આ પણ સર્વદેશી નજરે લખાયેલો લેખ છે. સર્પદષ્ટ આંગળી કાપી નાંખવાથી શરીરનો બચાવ થાય છે એ મુદ્દે ન્યાતબ્હાર મુકવાનો રિવાજ ન્યાતને સમાજને કે રાજ્યને ઇષ્ટ છે. આજ વિષયને ઉદ્દેશી એક વેરાવળથી અને એક ધારેસલામથી પત્ર અમને છાપવા માટે મળ્યા છે. બેયમાં જુદી જુદી નજરે ચર્ચા થઇ છે પણ આ લેખ અને બેય પત્રો જ્ઞાતિના હાલના બંધારણમાં ફેરફાર થવા જોઇએ એ સૂચના એકમતે કરે છે, નજદીક અને દૂરના બધા જ્ઞાતિજનો આજ વિચાર દર્શાવે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. આપણા અન્ય ભાઇયોને કહેવાની જરૂર નથી કે વિપરીત સંજોગોમાં પરદેશ ખેડનારાઓના સાહસને પરિણામેજ જ્ઞાતિ રસાતલ જતાં અટકી છે એનો વિચાર કરી એમની અગવડોને વિચારપૂર્વક દૂર કરવાથીજ ન્યાય સચવાશે. આ લેખને અન્તે સૂચવેલાં બંધારણ વિષેના અભિપ્રાય ટૂંકમાં જણાવવાને સહુને આમન્ત્રણ આપિયે છિયે.

(૪) હિસ્ટેરિયા

આ લેખ વિષે ભલામણ હોયજ નહિ. ઘેર ઘેર લોહી ચૂસતાં આ દર્દ વિષે જેટલી માહિતી ફેલાય તેટલી ઓછી છે. નિર્બલ પુરૂષ વર્ગ અને અધખીલ્યાં મનનો સ્ત્રીવર્ગ એનો ઘર ઘરનું પ્રદર્શન છે. અમે આ ભાઇને વિનન્તિ કરિયે છિયે કે આ પ્રમાણે સંસારના રોજના કડવા ખાટા અનુભવોને વિજ્ઞાનની દ્રષ્ટિએ ચર્ચનારા લેખો અમને મોકલે અને આવા અનુભવો વિરલ બનાવવાની અમારી હોંશને ક્રિયારૂપ અર્પે. આ વિષયમાં એક પ્રખ્યાત તબીબ વિલ્યમ જે. રૉબિન્સન નીચે પ્રમાણે લખે છે "છેલ્લાં થોડાં વર્ષો દરમીયાન હિસ્ટેરિયા વિષેના આપણા વિચારોમાં મ્હોટો ફેરફાર થયો છે, અને હવે આપણે જાણિયે

છિયે કે હિસ્ટેરિયાના બધાં નહિ તો ઘણાખરા કેસ જીન્સી (રા. પ્રેમરાયનો આ શબ્દ અમે સ્વીકાર્યો છે) હાજતને ન શમાવવાથી યા અસંતોષકારક રીતે અધુરી રાખવાથી પેદા થાય છે. ઘણીયેવાર લગ્ન પહેલાં જે છોકરી બહુ હિસ્ટેરિકલ હોય છે તે લગ્ન પછી હાજત શમી જવાથી તુરતજ સારી થઇ જાય છે જ્યારે કેટલીયે વાર તન્દુરસ્ત અને મજબૂત છોકરીઓ જો એવા માણસને પરણે જે નિર્બળ હોય કે એને બહુ અણગમતો હોય કે અન્ય રીતે એની હાજત પૂરી ન કરી શકતો હોય તો એમને હિસ્ટેરિયા લાગૂ પડે છે. હિસ્ટેરિયા આનુવંશિક ન હોવા છતાં પ્રશ્ન તો છેજ કે હિસ્ટેરિકલ સ્ત્રી તન્દુરસ્ત માતા થઇ શકે કે કેમ? માટે જો આખા કુટુમ્બમાં હિસ્ટેરિયાના ઘણા દર્દીઓ હોય તો એ કુટુમ્બની છોકરી સાથે વિવાહ કરવો સલ્લાહકારક નથી; નિદાન વિવાહ થાય તો પણ જ્યાં સુધી વહુની શરીરસંપત્તિ બહુજ તન્દુરસ્ત ન થાય ત્યાં સુધી સંતાનોત્પત્તિ અટકાવવાની બ્રહ્મચર્યથી નહિ પણ પ્રત્યાધાન contraception પદ્ધતિથી) ખાસ અગત્ય છે, જોકે કોઇ કોઇ દર્દીઓને એકાદ બાલકનો જન્મજ ઉત્તમ ઉપચાર રૂપ થઇ પડે છે. મતલબ દરેક દર્દીનો ઇતિહાસ અને બંધારણ જોઇ ઉપાય યોજવો જોઇએ અને આ વિષયમાં માનસશાસ્ત્ર (Pycology) અને માનસપૃથક્કરણશાસ્ત્ર (Psychoanalysis)ની સહાય લેવી જોઇએ." (Eugenies and Marriage by w. g Robinson M. D.)

## લેખકો પ્રત્યે

આ અને પાછલા અંકમાં પ્રકટ કરેલા લેખો ઉપરથી અમ્હે કયા પ્રકારનુ વાંચન પુરૂ પાડવા ઇચ્છિયે છિયે એ સમજી શકાશે. જુનાં પિષ્ટપેષણ કે નકામી ચર્ચાને બદલે જે વાંચવાથી વાંચક વિચાર કરતો થાય, અભ્યાસ રસિક થાય અને સત્યની કદર કરતાં શીખે એવા લેખોની ઉણપ પુરી પાડવા અમારી ઇચ્છા છે, આપણે કોણ હતા

# 'નાગરિક'

(ત્રૈમાસિક)

તંત્રીમંડળ.

રા. રા. ચન્દ્રશંકર અમૃતલાલ બુચ...મુખ્ય તંત્રી.

" " જયાશંકર આણુશંકર ઢેબર

" " ગૌરીશંકર ઝવેરીલાલ અંજારીયા.

" " ડોલરરાય રંગીલદાસ માંકડ... મંત્રી.

## ઉદ્દેશો.

૧. ધાર્મિક, નૈતિક, સામાજીક, જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગર જ્ઞાતિને લગતા વિષયો ચર્ચવા.

૨. સતત અભ્યાસ અને શોધકવૃત્તિથી. જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુમંયોગ કરવો.

૩. નાગરજ્ઞાતિના જૂદા જૂદાં સ્થળોને લગતા સમાચારો, હકીકતો વગેરે, દૂર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિદ્ધ કરવા.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે, અમે વિદ્વાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનવીએ છીએ.

સુધારો:—ગયા અંકમાં હિમ્મતલાલ દયાશંકર પ્રાઇઝ છપાયું છે તેને બદલે હિમ્મતલાલ દેવશંકર વાંચવું.

---

આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ, કરાંચી તરૂણ-સાગર પ્રેસમાં છાપ્યું અને ડોલરરાય રંગીલદાસ માંકડ, ર. રમાનાથ ભુવન રણછોડ લાઇન કરાંચીમાંથી શ્રીકરાંચીવડનગરાનાગર મંડળ તરફથી પ્રસિદ્ધ કર્યું.

# અ નુ ક્ર મ

પુસ્તક ૧: જ્યેષ્ઠ,
:અંક ૩: ૧૯૮૨:




'નાગરિક' ત્રૈમાસિક. વાર્ષિક લવાજમ અઢી રૂપિયા, પરદેશની પાંચ શિલીંગ, સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.

ડોલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી, નાગરિક, ૨, રમાનાથભુવન,
રણછોડ લાઇન્સ, કરાંચી,


**સૂચના:** આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યક્તિગત મતોની પ્રમાણેજ નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું.–તંત્રી.

॥ श्रीहाटकेश्वरो जयति ॥

# નાગરિક.

(ત્રૈમાસિક)

પુસ્તક પહેલું
અંક ત્રીજો

સુદ, ૭, જ્યેષ્ઠ.
૧૯૮૨.

## रुद्राध्यायः ।

अथ तृतीयोऽनुवाकः।

नमः सहमानाय निव्याधिन आव्याधिनीनां पतये नमः ॥१॥

(અપરાધીને) સહન કરનારને, હંમેશ વિરોધીઓનો નાશ કરનારને અને સેનાના પતિને નમસ્કાર ૧.

नमः ककुभाय निषङ्गिणे स्तेनानां पतये नमः ॥२॥

દિશા જેવા વિશાળને, હાથમાં ખડગ વાળાને, અને ચોરોના પતિને નમસ્કાર ૨.

नमो निषङ्गिण इपुधिमते तस्कराणां पतये नमः ॥३॥

ખડગવાળા, બાણના ભાથાવાળા અને તસ્કરોના પતિને નમસ્કાર ૩.

---

૧ અહિંઆં રૂદ્રને ચોરોના પતિ કહ્યા છે નું કારણ, તેને ચોર વગેરેના શરીરમાં જીવ અને ઇશ્વર એવાં બે રૂપે રહે છે એમ સાયણ આપે છે. અને ચોરો વગેરેનાં પાપને નષ્ટ કરી તેમનું તે પાલન કરે છે એ સમજુતી ભટ્ટ ભાસ્કર આપે છે.

મુળ અર્થ. આમ છતાં બરાબર સમજાતો હોય એમ નથી લાગતું. આપણી વૈદિક સાહિત્ય પછીનાં સાહિત્યમાં, જ્યારે રૂદ્રને શિવનું સ્વરૂપ આપવામાં આવ્યું ત્યારે ચોરો, શંકરના પુત્ર કાર્તિકેયને પોતાના ઇષ્ટદેવ ગણતા એમ માનવાને કારણ મળે છે. જુઓ.

शर्विलकः–नमो वरदाय कुमार कार्तिकेयाय । मृच्छ. પૃ. ८६. निर्णय सा.

नमो वञ्चते परिवञ्चते स्तायूनां पतये नमः ॥४॥

છેતરપીંડીવાળા, કપટવાળા અને છાના ચોરોના પતિને નમસ્કાર ૪.

नमो निचेरवे परिचरायाऽरण्यानां पतये नमः ॥५॥

સદા (કપટબુદ્ધિથી) ચાલતા અને અરણ્યના સ્વામીને નમસ્કાર ૫

नमः सृकाविभ्यो जिघांसद्भयो मुष्णतां पतये नमः ॥६॥

વજ્રવાળાને, મારવાની ઇચ્છાવાળાને, અને ચોરી કરનારના પતિને નમસ્કાર ૬

नमोऽसिमद्भयो नक्तं चरद्भयः प्रकृन्तानां पतये नमः ॥७॥

અસિવાળાને, નિશાચરને, અને જોરથી કાપીનાખનારના પતિને નમસ્કાર ૭

नम उष्णीषिणे गिरिचराय कुलुञ्चानां पतये नमः ॥८॥

પાઘડીવાળાને, પર્વતમાં ફરનારને, અને ભૂમીનું હરણ કરનારના પતિને નમસ્કાર ૮.

नमः इषुमद्भयो धन्वाविभ्यश्च वो नमः ॥९॥

બાણ અને ધનુષ્ય વાળા તમને નમસ્કાર ૯.

नम आतन्वानेभ्यः प्रतिदधानेभ्यश्च वो नमः ॥१०॥

ધનુષ્યની દોરીને સજ્જ કરનાર અને ઉપર બાણ ચડાવનાર તમને નમસ્કાર ૧૦.

नम आयच्छद्भयो विसृजद्भयश्च वो नमः ॥११॥

દોરી ખેંચનાર અને બાણ છોડનાર તમને નમસ્કાર ૧૧.

नमोऽस्यद्भयो विध्यद्भयश्च वो नमः ॥१२॥

બાણ ફેંકનાર અને લક્ષ્ય વીંધનાર તમને નમસ્કાર ૧૨.

नम आसीनेभ्यः शयानेभ्यश्च वो नमः ॥१३॥

બેઠેલા અને સૂતેલા તમને નમસ્કાર ૧૩.

नमः स्वपद्भयो जाग्रद्भयश्च वो नमः ॥१४॥

સૂતેલા અને જાગતા તમને નમસ્કાર ૧૪.

नमस्तिष्ठद्भ्यो धावद्भ्यश्च वो नमः ॥१५॥

ઊભેલા અને દોડતા તમને નમસ્કાર ૧૫

नमः सभाभ्यः सभापतिभ्यश्च वो नमः ॥१६॥

સંઘરૂપ અને સંઘસ્વામી રૂપ તમને નમસ્કાર ૧૬.

नमो अश्वेभ्योऽश्वपतिभ्यश्च वो नमः ॥१७॥

અશ્વરૂપ અને અશ્વપતિરૂપ તમને નમસ્કાર ૧૭.

इति तृतीयोऽनुवाकः

---

अथ चतुर्थोऽनुवाकः ।

नम आव्याधिनीभ्यो विविध्यन्तीभ्यश्च वो नमः इति ॥१॥

તમારી બધી બાજુથી વિનાશ કરવાને શક્તિવાન, સેનાને નમસ્કાર જુદી જુદી જાતનો નાશ કરવાને શક્તિવાનને પણ નમસ્કાર ૧.

नम उगणाभ्यस्तृंहतीभ्यश्च वो नमः इति ॥२॥

તમારી મોટા જથ્થાવાળી સેનાને નમસ્કાર, તૃંહતી વગેરે ઉગ્ર દેવતાઓને પણ નમસ્કાર ૨.

नमो गृत्सेभ्यो गृत्सपतिभ्यश्च वो नमः इति ॥३॥

નિપુણને૧ નમસ્કાર તેમજ નિપુણના સ્વામીને નમસ્કાર ૩.

नमो व्रातेभ्यो व्रातपतिभ्यश्च वो नमः इति ॥४॥

જાતિઓને નમસ્કાર. જાતિઓ પતિને પણ નમસ્કાર ૪.

नमो गणेभ्यो गणपतिभ्यश्च वो नमः इति ॥५॥

અનુચર ગણને નમસ્કાર વળી ગણના પતિને પણ નમસ્કાર ૫.

---

૧ સાયણ ગૃત્સનો અર્થ વિષયલંપટ કરે છે.

૨. રુદ્રાધ્યાયના જુદાજુદા અનુવાકમાં રુદ્રને લગાડેલ વિશેષણોની સાર્થકતા કે નિર્થકતા વિશે તથા રુદ્રાધ્યાયને લગતા બીજા પ્રશ્નો વિશે આખો રુદ્રાધ્યાય આવ્યા પછી, અમે એક સ્વતંત્ર નિબંધમાં ચર્ચા કરવાના છીએ.

नमो विरुपेभ्यो विश्वरुपेभ्योश्च वो नमः इति ॥६॥

તમારા વિકૃત તેમજ બહુ રૂપોને નમસ્કાર. ૬.

नमो महद्भ्यः क्षुल्लकेभ्यश्च वो नमः इति ॥७॥

મહાન અને ક્ષુલ્લક એવા તમને નમસ્કાર ૭.

नमो रथिभ्येऽ रथिभ्यश्च वो नमः इति ॥८॥

રથમાં બેઠેલા અને ન બેઠેલા એવા તમને નમસ્કાર ૮.

नमो रथेभ्यो रथपतिभ्यश्च वो नमः इति ॥९॥

રથને અને રથના પતિ એવા તમને નમસ્કાર. ૯.

नमः सेनाभ्यः सेनानिभ्यश्च वो नमः इति ॥१०॥

સેનાને અને સેનાનાયક તમને નમસ્કાર. ૧૦.

नमः क्ष-तृभ्यः संगृहीतृभ्यश्च वो नमः इति ॥११॥

રથ ચલાવનાર અને ઊભો રાખનાર તમને નમસ્કાર ૧૧.

नम स्तक्षभ्यो रथकारेभ्यश्च वो नमः इति ॥१२॥

શીલ્પીને અને રથકાર તમને નમસ્કાર ૧૨.

नमः कुलालेभ्य कर्मारेभ्यश्च वो नमः इति ॥१३॥

કુંભાર અને લુહાર એવા તમને નમસ્કાર. ૧૩.

नमः पुञ्जिष्टेभ्यो निषादेभ्यश्च वो नमः इति ॥१४॥

શાકુનિકોને ( પક્ષીના મારકોને ) અને માછીમાર એવા તમને નમસ્કાર. ૧૪.

नम इषुकृद्भ्यो धन्वकृद्भ्यश्च वो नमः इति ॥१५॥

બાણ બનાવનારને અને ધનુષ્ય બનાવનાર તમને નમસ્કાર ૧૫..

नमो मृगयुभ्यः श्वनिभ्यश्च वो नमः इति ॥१६॥

શિકારીને અને શિકારી કુતરાના પાલક તમને નમસ્કાર ૧૬.

नम श्वभ्यः श्वपतिभ्यश्च वो नमः इति ॥१७॥

શ્વાનને અને શ્વાનના સ્વામી તમને નમસ્કાર. ૧૭.

इति चतुर्थोऽनुवाकः ।

'માર્કંડેય.'

# લગ્નસંબંધ અને વ્યક્તિત્વ.

લગ્ન સંબંધથી સ્ત્રી પુરૂષનો જે સંયોગ થાય, તેને અમુક જાતનાં વ્યક્તિત્વનો અંતર આવશ્યક છે અને અમુક જાતનાં વ્યક્તિત્વનો અંતર આવશ્યક નથી એમ ઉપર જોવાયું. જાતીય (racial) અને ધાર્મિક અંતર આ સંયોગ સહી શકતો નથી, અને તે વ્યક્તિત્વમાં અંતર હોયતો પ્રજોત્પાદનમાં પરિણામ ઉલટું આવે છે તે બતાવે છે કે ઉચ્ચ કેળવણી પામેલ સ્ત્રી પુરૂષના સંયોગથી પ્રજોત્પાદન શક્તિમાં ઊણપ લાગે છે તેનું કારણ બીજું છે.

આ કારણ કોઇપણ જાતનાં વ્યક્તિત્વનો અંતર હોવોજ જોઇએ ને હોય એમ લાગે છે. પણ તે વ્યક્તિત્વ કયી જાતનું તે નિશ્ચિત કરતાં પહેલાં આપણે થોડીક બીજી બાબત તપાસવી પડશી.

ગર્ભમાં રહેલ બાળક ઉપર આનુવંશિક (hereditary) અસર થાય છે એમ જે મત છે તેમાં ઘણો વિદ્વાનોમાં ભેદ છે. આ ભેદ સમજવામાં આપણે જરા ઊંડા જવું પડશે. ૧ વીઝમેન (Weis man) ના મત પ્રમાણે દરેક વ્યક્તિમાં બે જાતના પદાર્થો છે—

---

૧ આ સંબંધી નિરૂક્તમાં તો નીચેનો વિચાર નોંધવા લાયક છે.

**यदा हि स्त्री गुणान् गृह्णाति गुणाश्चास्या गृह्यन्तेऽथ गर्भो भवति।**

"જ્યારે સ્ત્રી (પુરૂષનાં) પ્રાણતત્વો –life germs—ગ્રહણ કરે છે અને તેનાં પ્રાણજંતુઓ પણ લેવાય છે, ત્યારે ગર્ભ થાય છે."

**निरुक्त. १०, २३.**

જંતુતત્વો (germ plasm) જે આનુવંશિક છે અને સોમેટો-તત્વો (somato plasm), જે વ્યકિતગતજ છે. હવે આમાંનાં જંતુતત્વ ઉપર જો આસપાસના સંયોગોથી અસર થતી હોયતો જ્યાં સારા સંયોગો હોય ત્યાં સારી પ્રજા ઉત્પન્ન થાય ને જ્યાં ખરાબ સંયોગો હોય ત્યાં ખરાબ પ્રજા ઉત્પન્ન થાય. આ બાબતમાં જંતુતત્વો ઉપર બાહ્ય સંયોગોની અસર બહુજ ઓછી થાય છે એમ કેટલીક બાબતો ઉપરથી તેણે સાબીત કર્યું છે. આમ આ જંતુતત્વોનું જીવન વ્યક્તિથી સ્વતંત્ર છે. હવે જો આ જતુતત્વો જો બાહ્ય સંયોગોથી સ્વતંત્ર હોય તો, કોઇપણ પ્રજા ખરાબ સંયોગોમાં રહેવા છતાં, પ્રાણીશાસ્ત્રના એક મણકા તરીકે તો આગળજ વધશે. *પરંતુ આવું હમેશ માલુમ નથી પડતું. ઘણીયે જાતો અને પ્રજાઓ, પોતાના શારીરિક ને માનસિક વિકાસમાં એક વખત આગળ પડતી હોય તે બીજે વખતે નીચે ઉતરેલી ઇતિહાસ બતાવે છે. ત્યારે આનું કારણ શું ?

જંતુતત્વો ઉપર બાહ્ય સંયોગો (જેમાં આ ચાર ખાસ છે. (૧) ધા વગેરેની અસર +(૨) ઉપયોગને અનુપયોગ (૩) વાતાવરણની અસર (૪) ખોરાક અને રોગની અસર) અસર નથી કરતા તો પણ બીજા

---

* એવું સાબીત થયું છે કે જેમ પરણેલ સ્ત્રી પુરૂષનું વય નાનું તેમ પ્રજોત્પાદન શકિત વધુ. આ બાબતમાં નીચેના આંકડાઓ અગત્યના છે.

| પુરૂષનું વય. | સરાસરી સંતાનની સંખ્યા | | નાલાયક સંતાનની સંખ્યા. સરાસરી | |
|---|---|---|---|---|
| | વહુ પતિથી નાની. | વહુ પતિથી મોટી. | વહુ નાની. | વહુ મોટી. |
| ૨૨–૨૫ | ૫.૫ | ૪.૬ | ૪.૫ | ૪.૬ |
| ૨૬–૨૯ | ૫.૨ | ૪.૪ | ૪.૭ | ૪.૯ |

આના ઉપરથી જોઇ શકશે કે આ સંતાન શાસ્ત્ર (Eugenics)માં, આપણે ખાસ ધ્યાન રાખવાનું એ છે કે લગ્નનું સુપરિણામ, સંતાન જન્મની સંખ્યા ઉપર આધાર રાખે છે. પ્રજામાં શકિત અને વિકાસની આપણે અપેક્ષા રાખતા હઇએ તો લાયક સંતાન જન્મ ઉપર આપણે વધુ ભાર મુકવો જોઇએ.

+ વીઝમેનને, આ ચોથી વાતની કંઇક પણ જંતુતત્વો ઉપર થાય છે એમ લાગ્યું છે.

સંયોગો એવા પણ છે કે જે અસર કરે છે. તે માનસિક સંયોગો છે. માનસિક સંયોગોની અસર જંતુતત્વો ઉપર થાવીજ જોઇએ. તેને નીચેની વાતથી પુષ્ટિ મળે છે. ઉપર આપણે ફ્રાન્સમાં સ્ત્રી પુરૂષોની પ્રજોત્પાદન શકિતની ઉણપનું કારણ તેમાં જાતીય અંતર ઘણો છે એમ કહ્યું છે. હવે આ બે જાતો વચ્ચે માનસિક વિરોધ જબરો છે અને તેથીજ તેવા સંયોગની અસર પ્રજોત્પાદન શકિત ઉપર હાનિ કારક થાય, રા. ચેટર્ટન હીલ આ સંબંધમાં લખે છે કે " Now just as there is a physical difference between the two types in France, there is a psychological disharmony. And when two persons, having such mental disharmony are wedded, the result would be that they would never completely comprehend one another. Where complete psychological heterogenity exists-nay complete psychological antago-nism-estrange ment must speedily ensue." આમ જો માનસિક વિરોધથી પ્રજોત્પાદન શકિત ઘટતી હોય તો તેથી જંતુ તત્વો નબળાં પડે એટલું તો જરૂર. અને એજ બતાવેછે કે ગમે તેમ હોય પણ માનસિક સંયોગોની અસર જંતુતત્વો ઉપર થાયછેજ.

પરંતુ ફ્રાન્સમાં જે માનસિક વિરોધની વાત કરી તે બે જાતિના માનસની ખીલવણીમાં હોય તેવા વિરોધની વાત થઇ એ જાતનો વિરોધ દંપતિમાં ન હોવો જોઇએ એ ખરૂંજ પરંતુ બીજી જાતનો માનસિક ખીલવણીનો વિરોધ ( માનસિક વિરોધ નહિ ) કે જેના બે માર્ગો જુદા હોવા છતાં અંતે ભેગા મળી સુખદ પરીણામ આપનાર હોય છે, તે પરણેલ સ્ત્રી પુરૂષ વચ્ચે હોવો આવશ્યક છે માનસિક વિકાસનો બધો આધાર, બાળપણથી માંડી પુખ્ત ઉંમર સુધી બાહ્ય સંયોગો ઉપર છે ઘરનું વાતાવરણ તેમજ બહારની સોબત અને શાળા વગેરેમાં થતા માનસિક ખીલવણીના પ્રકારો, આપણે લક્ષમાં રાખવા જોઇએ. અને સ્ત્રી અને પુરૂષનું જીવન સંવાદી બને એમ જો આપણે ઇચ્છતા હોઇએ તો, જેટલો સ્ત્રી પુરૂષની શારીરિક રચનામાં તફાવત

સાસુજી કહેશે કે "નહિ એમજ હતું. વહુ ખોટું બોલે છે." તે વખતે પણ વહુથી બહાર આવીને મોઢા મોઢ સાચું ચોખ્ખું થવાય નહિ. તેતો વળી ઠેઠ રાતે જ્ઞાન થાય. આમ ગેર સમજનો પાર આવેજ નહિ કારણ કે સાસુ, વહુ, ને વર, ભેગાં મળીને વાતનો નીકાલ લાવી શકેજ નહિ, અને ઘણે ભાગે, વાતનો નીકાલ નઆવે એમાંજ સાસુનો લાભ સમાયેલો હોય છે તેથી તેણી લાજનો રીવાજ પોતાનું ચાલે તો કોઇ દીવસ બંધ નજ કરવા દે. સસરો પણ "મારી વહુ (સાસુજી) કોઇ દી ખોટુ બોલેજ નહિ" એવાં ખોટાં અભીમાનથી કરીને સાસુએ કહેલી વહુની વિરૂધ્ધની વાતો સાચી માને અને વહુને વઢે ને તેના ઉપર નારાજી દેખાડે. આ વખતે પણ બીચારી વહુ બધું મનમાં સમજતી હોય, કેહેવાનું મન થતું હોય પણ કોને કહે ! આ બધું લાજને પરિણામે.

લાજ નહોયતો સાસુનો મગદુર નથી કે વહુની વિરૂદ્ધ જરાએ વાંકુ બોલી શકે અને કદાચ બોલે તો વહુ તરતજ તેની ભૂલ સુધારે.

આ લખવાનો મારો હેતુ એવો નથી કે સાસુ હમેશાં ખોટું બોલે; પણ એ, સાસુ વહુનો સંબંધ એવો છે કે એક બીજાનું કાપ્યા વગર ચાલેજ નહિ. તેવીજ રીતે વહુ જો પોતાના વરને મોઢે સાસુનું વાકું બોલેતો તે પણ સાસુને ખબર ન પડે અને શરમના રીવાજને કરીને ખરૂં શું હતું એમ વરથી સાસુને પુછી ન શકાય.

એ રિવાજની એક એવી " એટીકેટ " (પેટા કાયદો) છે (હમણાં તો ઓછી પડી ગઇ છે) કે જે સ્ત્રી રસ્તામાં પોતાનું છોકરૂં તેડીને ચાલતી હોય અને સામેથી પોતાનાં સાસરાનું સગું કે સંબંધી, લાજ કાઢવા જેવું આવતું હોયતો તરતજ તેને દેખીને પોતાનાં છોકરાંને તેજ ઘડીએ, તેજ ઠેકાણે (રસ્તા વચે) તે સ્ત્રીએ મુકીને પડખું વાળી લાજ કાઢીને ઉભા રહેવું જોઇએ પછી ભલે ઢોર ઢાંખર બચાને કચરી નાખે તેવી પરિસ્થિતિ હોય.

લાજ અને શરમને મારે સ્ત્રીઓથી પુરૂષના દેખતાં ખાસ કરીને સાસરાંનાં મોટેરાં સગાં દેખતાં ઝાડે કે પેશાબે પણ જવાય નહિ. ઘણીયે વાર એવું બને છે કે સ્ત્રી વર્ગ અંદર ઓરડામાં હોય,

પુરૂષ વર્ગ બહાર ઓશરીમાં હોય, અને પાઈખાનું બહાર ફળીઆમાં હોય, તે વખતે જો કોઇ વહુવારૂને હાજત લાગે તો જઇ શકાયજ નહિ. પછી ભલે તેનું ગમે તેવું બુરૂ પરિણામ આવે.

જ્યારે કોઇને હદથી જ્યાદા શરમ કરવાની ટેવ પડે છે ત્યારે તેનામાં પુરતી ચાલાકી કે તેનાં મોઢાં ઉપર આત્મવિશ્વાસનાં તેજની છાપ પડતી નથી. વળી સ્વભાવ પણ અતિ નમ્ર અને બુદ્ધિ પણ ગુલામના જેવી થઇ જાય છે. લાજને લઇને અન્યાય સહન કરવો તે સ્વભાવિક મનોદશા થઇ જાય છે, અને જ્યારે બીજા ઉપર પોતાના જેવી વીટંબણા પડતી હોય ત્યારે તેના ઉપર દયા નથી આવતી પણ ઉલટું એમ થઇ જાય છે કે ' એમાં શું ? એતો વહુવારૂને એમજ હોય. કાંઇ નવાઇ નથી થતી. "

ઉપર જણાવ્યા તેવા અને બીજા અનેક પ્રસંગો એ લાજનો રિવાજ હોવાથી વહુ વારૂને તથા વરને હડહડનો અન્યાય કરવામાં આવે છે અને તેઓ મુંગે મોઢે સહન કરે છે આ જો કે દેખીતી નહિ જેવી વાત છે પણ હિંદુ સંસાર ઉપર સાસુ વહુનાં ભરામણાંના રીવાજ તે અંગે મોટી અસર થાય અને દુઃખ અને કંકાસનું મુળ કારણ થઇ પડી છે; કેમકે હમેશાં ગેરસમજ થવાથી દુઃખ અને કંકાસ થાય છે અને જ્યાં મોઢાં મોઢ કાંઇપણ ખુલાસો કરવાની અશકયતા હોય ત્યાં તો ગેરસમજ થાયજ.

હવે આ રિવાજની તરફેણમાં લોકો શું કરે છે તે સાંભળો અમુક લોકો કહે છે કે લાજનો રીવાજ છે તેથી વ્યભિચાર ઓછો થાય છે. આ વાત તદન ગલત છે. અત્યારે ઉચ વર્ણના હિંદુ અને મુસલમાનો (બધાએ)માં લાજ (પડદો)નો રીવાજ છે છતાં એમાંથી કોઇએ એમ નહિ કહે કે અમારામાં બીજી કોમો કરતાં વ્યભિચાર ઘણો દરજ્જે ઓછો છે. અમુક કોમમાં વ્યભિચાર છે કે નહિ તેની ખબર દરેક વ્યકિતને પડી શકતી નથી. એતો જો એ વિદ્યામાં પ્રવીણ હોય તેજ જાણે અને જો તેજ દાખલા પુરાવાથી કહેતોજ બીજાને ખબર પડે. મને એવાઓ પાસેથી ખબર મળી છે કે નાગર બ્રાહ્મણ, વાણીયા, ભાટીયા, લુવાણા, વોરા, ખોજા, પઠાણ, મકરાણી, મોગલ, રાજપુતો, બીબીઓ, વીગેરેમાં આપણા ધારવા કરતાં વધારે વ્યભિચાર

છે. અન્ય કોમ કે જેમાં ઝાઝુ ઓઝલ જેવું નથી તેમાં પણ કાંઇ ઉપલી કોમ કરતાં વિશેષ વ્યભિચાર છે એમ મારી તપાસમાં નથી આવ્યું. (હું માનસિક કેળવણી અને સમાજમાંની પરિસ્થિતિના પ્રમાણ ધ્યાનમાં રાખીને હું છું.) તેમ હું કાંઇ લાજ કાઢી નાખવી એટલે કાંઇ પારસી કે યુરોપીયનના જેટલીજ છુટ લેવાનું કહેતો નથી. તેઓની કોમના બગાડા (આપણી માન્યતા પ્રમાણે) સાથે આપણે સરખામણી કરવાની જરૂરજ નહોય.

ઉલટાનું હું તો એમ માનું છુ કે લાજ અને પડદો હોવાથી માણસો માનસિક વ્યભિચાર વધારે કરે છે અને જેટલો માનસિક વ્યભિચાર વધારે તેટલો તેના પ્રમાણમાં શારીરીક પણ વધારે હોય એમ માનવામાં ખોટું નથી કેમકે દરેક કાર્યમાં "વિચાર" મુખ્ય ભાગ ભજવે છે.

કેટલાકનું કહેવું છે કે સ્ત્રીઓ લાજ કાઢે છે તેથી તેઓમાં મોહકતા આવે છે અને તેથી સંસાર સુખનો ખરો લહાવો અને મીઠાશ મળે છે કે જે બીજી સ્થિતિમાં મળતો નથી. પણ આવી દલીલતો ભેજાં વગરનાજ કરે છે એટલે તેનો જવાબ દેવા જેટલીએ જરૂર નથી. કેમકે જ્યારે તેઓને બીજી સ્થિતિનો અનુભવજ નથી. એટલે તેઓને શું ખબર પડે સાકરનો સ્વાદ ગધેડા કયાંથી જાણે ?

બીજી પણ તે રિવાજની તરફેણમાં નાની અને ઓછી અગત્યની દલીલો છે. જેવીકે "સ્ત્રીઓ સામે બોલતાં શીખે, સ્ત્રીઓ વંઠી જાય, વગેરે પણ તે બધી દલીલો સહેજ વિચાર કરતાં નકામી જણાશે.

ત્યારે મારે તે રિવાજ વિરૂદ્ધમાં એક વાત એમ કહેવાની છે કે તે રિવાજ શાસ્ત્રની વિરૂદ્ધ છે (આ જગ્યાએ શ્રોતા જનોએ મોટો હર્ષનાદ કર્યો હતો અને તાળીઓનો વરસાદ વરસાવ્યો હતો એવું મારા સાંભળવામાં આવ્યું.) જે ચીજ શાસ્ત્રની વિરૂદ્ધ હોય એટલે કે, જે ચીજ કરવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી આપી છતાં તે, ચીજ જેમ, આપણે કરીએ છીએ ને જેમ બાધ નથી ગણાતો તેમ, તેજ ચીજ (રિવાજ) પાછી મુકી દઇએ નો શાસ્ત્રની વિરૂદ્ધ કરીએ છીએ એમ ગણાયજ નહિ.

વળી બીજી મારી દલીલ એ છે કે આગળ વર્ણવેલી દુઃખદ ઘટનાઓનું મુળ આ રિવાજછે અને તે આપણુને નુકશાન કરી રહ્યો છે તેથી પણ કાઢી નાખવો જોઇએ.

જે સ્ત્રી લાજ કાઢે છે તે પોતે પણ પહેલાં લાજ કાઢવા યોગ્ય પુરૂષનું મોઢું જોઇ પછીજ લાજ કાઢી શકે અને તે પુરૂષને તેણી એટલો બધો ઓળખતી હોવાની જરૂર છે કે એકજ નજરે ઓળખી કાઢે અને તોજ જલદી લાજ કાઢી શકે. એટલે સ્ત્રીઓ તો પર પુરૂષનું મોઢું જુએ છે; એટલુંજ નહિ પણ લાજ કાઢવા યોગ્ય દરેક પુરૂષના ચહેરા સારી રીતે, જોઇ ઓળખી યાદ રાખે છે કે જેથી લાજ કાઢવી સુગમ પડે. એટલે " પર પુરૂષનું મોઢું જોવું નહિ " એ દલીલ ભાંગી પડે છે. બીજી તરફ પુરૂષ પણ તે સ્ત્રીને અમુક વખતે ઓળખતાં શીખે છે એટલેકે જેટલી ઝડપથી સ્ત્રી લાજ કાઢે છે તેટલીજ ઝડપથી પુરૂષ પણ તેનું મોઢું જોઇ લેછે અને એકદમ ઓળખેછે જ્યારે તે સ્ત્રી ગામની કે ઘરનીજ હોય તો તો જોવાના ઘણા પ્રસંગો મળે છે અને પછીતો પુરૂષ બરાબર ઓળખે છે આ વાતની ખાત્રી દરેક પુરૂષ મનમાં પુરતો હશે. કોઇ અપવાદ હશે તો તે પુરૂષ ટુંકી નજર (Shorp sighted) ને હશે તોજ; શિવાય કોઇ બાકી નહિ. એટલુંજ નહિ પણ ઉલટાંનું લાજ કાઢવા યોગ્ય પુરૂષ, લાજ કાઢતી સ્ત્રીઓના મોઢાં જોઇ લેવાની મનમા ચીવટ રાખે છે. આ વાત, કદાચ પુરૂષો જાહેરમાં કબુલ નહિ કરે પણ હું છાતી ઠોકીને કહું છું કે આ છેલ્લી વાત સાવ સાચી છે અને તેને એકે અપવાદ નહિ હોય. એટલે " બીજા પુરૂષો મોઢું ન જુએ " એ દલીલ પણ તુટી જાયછે.

કદાચ કોઇ એમ કહેકે મોઢાં ભલેને જોઇ જાય પણ લાજના રીવાજથી મોઢા મોઢ વાતતો નથાય ? તોને મારે કબુલ કરવું જાઇએ કે તે ખરી વાત, પણ તેમતો આંહી કે વિલાયતમાં, અજાણી સ્ત્રી સાથે કયાં વાત કરી શકાય છે ? જ્યાં દક્ષીણ કે ગુજરાતમાં લાજ નથી કાઢતાં અગર જ્યાં અન્ય વરણોમાં લાજ નહી જેવીછે ત્યાં પણ કોણ વાત કરે છે ? અગર તો અન્ય વરણોમાં લાજનો રીવાજ છે ત્યાં સસરા સાથે જરૂર જોગી વાત કરવામાં લાજ કયાં આડી આવે છે (તેઓ લાજમાંથી

લાજનો રીવાજ કાઢી નાખીયે તો વાત કરવાની છુટ મળે તે દલીલ પણ અનુભવથી ખોટી ઠરે છે. બાકી તો એવા દાખલા અનેક છે કે લાજનાં નાતરાં વાળાં સ્ત્રી પુરૂષોને આડો વ્યવહાર છે. તો તે કેમ બન્યું ?

પણ આતો બધી મારી સાદી અને બીજા નંબરની દલીલો થઇ. મારી મુખ્ય દલીલતો એ છે કે "સ્ત્રીઓને, આમ વર્તોને તેમ વર્તો" એમ ફરજ પાડનારા તમે, પુરૂષો, કોણ? દરેક વ્યક્તિને પોતાના આત્માની અને શરીરની ઉન્નતિ કરવાની પ્રવૃતિ કરવાની છુટ હોવીજ જોઇએ. તે છુટ પડાવી લેનાર રાક્ષસો કહેવાય. સ્ત્રીઓ પણ તમારા જેવુંજ મનુષ્ય પ્રાણી છે, તેને પણ ઇશ્વરેજ બનાવ્યું છે અને તે ઇશ્વરનેજ જવાબદાર છે, તે પણ ધર્મ સાચવવા પુરૂષો જેટલીજ બલ્કે તેથી પણ ઘણી વધારે ઉત્સુક હોય છે, તેને પણ સ્વતંત્રતા વહાલી છે. જેમ પુરૂષોને પોતાનો ધર્મ (એક પતિન વ્રત પાળવા વગેરે) સમજાવીનેજ "બસ" ગણવામાં આવ્યું છે અને તે ધર્મ પળાવવા માટે કોઇ જાતની સારીરીત અટકાયત કે સજા કે દબાણ કરવામાં આવ્યું નથી અને તે ધર્મ પછી, પાળવો કે નહિ તે પુરૂષની બુદ્ધિ ઉપર છોડવામાં આવ્યું છે તે પ્રમાણે સ્ત્રીઓ માટે પણ શામાટે ન હોવું જોઇએ ? તેઓને કાંઇ પુરૂષોએ પેદા નથી કરી; અથવા જેવી રીતે તેણી પુરૂષો માટે પેદા થએલી છે એમ માનીએતો પુરૂષો પણ તેણી માટેજ પેદા થએલા છે. તેણી પણ પુરૂષોની માફક ઇશ્વરનેજ જવાબદાર છે અને હોવી જોઇએ. જેટલે દરજ્જે પુરૂષ પોતાની પરણેતરને જવાબદાર હોઇશકે તેટલેજ દરજ્જે તેણી પણ પોતાના પતિને જવાબદાર હોઇ શકે—જરાએ વધારે નહિ.

ભાઇઓ ! જે વ્યક્તિ પોતાની મરજીથી કાંઇપણ લીધા વગર પુરૂષોના તાબામાં પોતાને મુકે છે તેના ઉપર અવિશ્વાસથી જોવું તે શું પુરૂષના પુરૂષતત્વને છાજે ? એક અબળા કે જે ખરેખર અબળા (શરીરમાં નિર્બળ) છે તેને તાબામાં રાખવાથી પુરૂષોની શું બહાદુરી? બહાદુરી તો, તોજ. કહેવાય કે કોઇ પુરૂષ કે સિંહને તાબામાં રાખી તેના પાસે પોતાની મરજી પડે તેમ વર્તાવો. આતો બિચારી સ્ત્રી-શરીરે નિર્બળ (ઇશ્વર તરફથીજ) તેમાં વળી તેના મનને અનેક બોધ-

બંધનોથી નિર્બળ—અવિકસિત—રાખેલું. આ ઉપરાંત પુરૂષો પોતાના સ્વાર્થ માટે જન્મથીજ તાબેદારી—ગુલામગીરીનું શિક્ષણ આપે અને તે પણ ઇશ્વરને નામે ! પછી આવી વ્યક્તિને તાબામાં રાખવી એતો નરી અધમતાજ ગણાય.

માટે બેહેનો અને ભાઇઓ, હું આપ સર્વને વિનવીને કહું છું કે ઇશ્વરનો ડર રાખો અને આવો જુલમ બંધ કરો તેઓ પોતેજ જેટલી શરમ રાખવા માગે તેટલીજ ભલે રાખે. ઇશ્વરે તેઓનું શરીર—મન—બુદ્ધિ—એવાં બનાવ્યાં છે કે જોઇતા પ્રમાણમાં તેનાથી શરમ રખાઇજ જવાય. ઇશ્વરથી ડરી ઇન્સાફ ખાતર—ઇશ્વરના નામ ખાતર—તમારી સ્ત્રીઓ ખાતર—આ રિવાજ બંધ કરો.

આ વખતે તાળીયોનો એટલો બધો ગરબડાટ

આ વખતે કાંઇક મોટો અવાજ થયો અને મારી આંખ ઉઘડી ગઇ. જોઉં છું તો હું એક ખાટલામાં સુતોછું. આમપાસ બે ત્રણ માણુસો ઉભાં છે તેમાંથી એકતો દાકતર હોય એવું જણાયું અને બીજી કોઇ નર્સ જેવી લાગી. હું બોલવા ગયો પણ ત્યાંતો મને મુંગા સુઇ જવાનું કહેવામાં આવ્યું અને જાણે કેમ હું કોઇ ભયંકર મંદવાડથી પીડાતો હોઉં થોડા દીવસ પછી બધી મને સમજણ પડી કે આ બધું મારૂં સ્વપ્નું હતું.

ગૌરીશંકર ઝવેરીલાલ.

# સંતતિ નિયમન.

આપણા સમાજમાં અને ખાસકરી આપણી જ્ઞાતિમાં આબાબતની કોઇને આવશ્યકતા જણાઇ છે કે કેમ એ કહી શકાતું નથી. પરંતુ પાશ્ચિમાત્ય તેમજ અમેરિકા વગેરે દેશોમાંઆ વિષયપર ખાસ ચર્ચા, પ્રયોગો અને પુસ્તકો રચાયાં છે અને લાંબો સમય થયાં આ વિષય પર લખવું એજ એક મહાન ગુન્હો છે એવું કહેનારા આપણામાં ઘણાઓ છે કેમકે જન્મ મરણ ઇશ્વરને હાથ એમ કહી આ બાબતનો વિચાર સરખો એ કરવાનું પાપ સમજાય છે. પરંતુ એટલુંજ ભુલી જવાય છે કે એ "જન્મ મરણ" એટલે એની છેલ્લી પળ. નહીં કે પેદા થવું અને મરણ પામવું. અમુક વૃક્ષને ઉગાડવું કે ન ઉગાડવું, કેવી રીતે ઉગાડવું, વધારે ફળદ્રુપ કેમ બનાવવું વિગેરે બાબતો જેમ બાગબાનની મરજી અને જ્ઞાન પર આધાર રાખે છે તેવીજ રીતે સંતતિ પેદા કરવી કે કેમ કેટલી હદ સુધી, કેવા સંજોગોમાં અને કેટલે સમયને આંતરે કરવી, એ સઘળીવાત સંતતિ પેદા કરનારને સ્વાધિન છે આ વિષયે અત્યારે દુનીઆના આગળ વધેલા દેશોના લોકોનું જેટલું ધ્યાન ખેંચ્યું છે તેનાથી લાખમા ભાગનું'એ ધ્યાન આ દેશના લોકોનું નથી ખેંચ્યું.

તેજ કારણથી ત્યાંની સઘળી શાળાઓમાં બાળકોને ન્હાન પણથીજ *વનસ્પતિ શાસ્ત્રનાં શિક્ષણમાં રસ લેતાં કરાય છે* અને મોટી ઉમરના છોકરાઓ અને છોકરીઓને સાથે એકજ વર્ગમાં આ વિષયપર નિષ્ણાત પંડિતો દ્વારા તરેહ વાર જ્ઞાન અપાય છે, ચર્ચા ચલાવાય છે અને પ્રત્યક્ષ પ્રયોગો કરાવાય છે. એ સઘળા શિક્ષણનો હેતુ તેઓની પરણેલી જીંદગીનાં સુખની વૃદ્ધિમાં બર આવે છે.

આખા દેશની અને આપણા સમાજની અત્યારે સ્થિતિ જોતાં એમ લાગે છે કે આપણાં બાળકોને પણ આવીજ તાલીમ મળે અને આપોઆપ એનું ફળ એની જીંદગીમાં આવે. પરંતુ આ સ્થિતિ ઉત્પન્ન કરવા માત્ર આપણે શાળાઓ ઉપર આધાર રાખીને બેસી રહેશું તો પરિણામ ધાર્યા મુજબનું, સંતોષ કારક, અને થોડા સમયમાંજ નહિ આવે. આપણે ઉમરે પુગેલાંઓ પણ એ વિષયમાં રસ લઇ કંઇ પ્રત્યક્ષ કાર્ય કરીશું તોજ ઇષ્ટ પ્રાપ્તિ સહજ થશે.

આપણા એક સારણ કુટુમ્બની સ્થિતિજ તપાસીએ. ઘરમાં એક માણસ ૫૦ રૂપીઆ બલકે કોઇક ઠેકાણે ૨૫ સરકારી લાવનાર તથા ઘરમાં પાંચ માણસ ખાનાર પણ એટલેથીજ બસ નથી. પ્રતિવર્ષ કુટુમ્બમાં નાનાં બાળકોની વૃદ્ધિ તેમના મંદવાડ, તેમની માતાનું કૃશ થતું શરીર, મોટાં છોકરાંઓની ઉચ્ચ કેળવણીનો બોજો. કન્યાઓનાં લગ્ન સબંધી વિટંબના, ઉમરે પહોંચેલાઓને કામ મેળવવાની ઓછી તક વિગેરે બાબતોથી જીવનનાં બંધારણ અને રહેણી કરણીની પ્રથામાં ફેર પડેછે—અને અંતે પુરૂં કરવાના પ્રયત્નમાં જીવન રસ વિનાનું, લુખું, હલકી કોટીનું અને સંસ્કાર વિહીન થઇ જાય છે. આ સઘળાની અસર ઓછી નથી. પછી આપણે કહીએ કે કયાં છે એ અગાઉનું નાગરત્વ ! અને કયાં છે એ પ્રાચીન મહત્તા ! આવા સંજોગોમાં એ સઘળું ગૌરવ કાયમ રહે કે કેમ એ શંકાસ્પદ છે અગાઉના સમયમાં જ્યારે અત્યંત સોંઘારત હતી, રામરાજ્ય હતું. પરતંત્રતાની ઘોસરી ન હોતી, ખાવા પીવાનાં દ્રવ્યો પુષ્કળ હતાં અને અનાજનો પરદેશમાં નિકાસ ન હોતો તેવા ધન્ય દિવસોમાં પણ આપણા સ્મૃતિકારોએ સંતતિ નિયમના કેટલાક કાયદા પાળવાના કહ્યા હતા અને મનુસ્મૃતિ માં તો એક જગ્યા પર છે કે ગૃહસ્થ તરીકેની ૨૫ વર્ષની જીંદગીમાં વધારેમાં વધારે ૧૦ સંતતિ ઉત્પન્ન કરવી, આ હદ તો અતિશય કામની ઇચ્છા વાળાઓને માટેજ હશે એમ અનુમાન થાય છે. કેમકે લાંબે સમયે સંતાન ઉત્પન્ન કરવાથી પ્રભાવશાળી, તંદુરસ્ત અને ઓજસવાળી પ્રજા ઉત્પન્ન થાય છે કે જે જ્ઞાતિ અને દેશના ગૌરવને જાળવવાને શકિતમંત થાય છે એ પણ ત્યાંજ દર્શાવાયું છે. દશ માંદલાં, અશક્ત, વ્યાધિગ્રસ્ત, ઓછી બુદ્ધિવાળાં બાળકો કરતાં ત્રણ સમર્થ, તન્દુરસ્ત, કુશાગ્ર બુદ્ધિના બાળકો

કુટુમ્બનો અને દેશનો સારો ઉદ્ધાર કરી શકે એ નિશંક છે. વળી તે ત્રણનાં ભરણ પોષણ અને કેળવણી વિગેરેમાં પહોંચી વળવાને પણ માબાપોથી પૂરતી સંભાળ લેવાનું બની શકે, ઉચ્ચ જીવન પ્રથા Standard of life તે ટકાવી શકાય અને એ પ્રજામાં ગુમાવેલાં નુર અને ગૌરવની આશા ભરી દ્રષ્ટિ રાખી શકાય.

અમેરિકા અને પશ્ચિમના દેશોમાં આ વિષય પર પુષ્કળ સાહિત્યાં પણ લખાયુ છે અને કંઇ નજીવા પ્રયત્નો હિંદુસ્તાનમાં પણ એ દિશામાં થયા છે પરંતુ હજી અહીંના લોકોમાં અરે! ઉચ્ચ કહેવાતી જ્ઞાતિઓમાં પણ આ પ્રશ્નની અગત્યતા તરફ કોઇનું લક્ષ દોરાયું જણાતું નથી તો પછી આ બાબતમાં યોગ્ય યોજનાઓ હાથ લેવાની તો વાતજ શી પુછવી. આજને કાલ જ્યાં જુઓ ત્યાં કોમેકોમની, અને જાતની ઉચ્ચ અને નીચ, ચડતા અને ઉતરતા—તમાંમ વર્ગના લોકોની પારેષદો, સમાજો અને મંડળોનાં સંમેલન થઇ રહેલાં છે. વખત અને નાણાનો વ્યય ચાલુ છે અને આર્થિક અવનતીની ફરીયાદ, શારીરિક સંપતિના સત્યાનાશનો પોકાર અને ધર્મના ધ્વંશનો આર્તનાદ ચોફેર સંભળાય છે પરંતુ આ દુઃખોનું એક ખરૂં અને મુળ કારણ તે સંતતિ ઉત્પન કરવાના નિયમોનો ભંગ એવાત બરાબર સમજવા સમજાવવામાં આવતી નથી—વર્ણાશ્રમ ધર્મ પ્રમાણેના બ્રહ્મચાર્યાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમના પાલનનો આપણે છેક ત્યાગ કરી દીધો. તેના કડવાં ફળોનો વિપાક આપણે હાલ ભોગવી રહેલા છીએ—અને આત્મ વિનાશને પંથે કેટલીએક મજલો આગળ વધી ગયા એછી. ઇશ્વર આપણ સર્વને આ વિપત્તિ પંથે જતાં બંધ પાડી સંપત્તિના સન્માર્ગે જવાનું સામર્થ્ય આપો એવી પ્રાર્થના છે—

आपदः कथितः पंन्था इन्द्रियाणामसयंमः
तज्जयो सम्पयांमार्ग येनेइष्टंतेन गम्यताम् ॥

માનશંકર પીતાંબરદાસ મ્હેતા.

# રાજા છબીલારામ બહાદૂર,

અથવા

# નાગરવીરસસક.

## ૭ આગ્રાની સુબેદારી

એપ્રિલ ઇ. સ. ૧૭૧૩

સૈયદ અબદલાખાને દિલ્હીમાં ચલાવેલી રાજનીતિ અને મુસલમાન સરદારોની ખટપટના ઇતિહાસ સાથે પ્રસ્તુત વિષયને કંઇ સાક્ષાત સંબંધ નહોવાથી એટલુંજ વકતવ્ય બસ છે કે તેણે જહાંદાર શાહના પક્ષકારોમાં ત્રાસ વર્તાવી દીધો. વજીર ઝુલ્ફીકરખાને આ પ્રસંગે પોતાના પિતાના ઉપદેશથી આશ્રયે આવીને રહેલા પોતાના સ્વામીને દગો દઇ અબદુલ્લાખાનને સોંપી દીધો, પરંતુ તેથી તેને પોતાને કંઇપણ લાભ નથતાં તેના પણ તેવાજ હાલ થયા. ફરૂખસીયર દીલ્હીમાં આવ્યો કે તુરત તેના હુકમથી બન્ને સ્વામી સેવકોને નિર્દયતાથી મારી નાંખવામાં આવ્યા, શાહજાદા અમોઝુદીનને પકડીને તેની આંખો ફોડી નાંખવામાં આવી. તે સઘળા સમયાન્તરમાં એટલે તા. ૧૧ જાન્યુઆરીથી તા ૨૧મી જાન્યુઆરી ઇ. સ ૧૭૧૩ સુધીમા ફરૂખસીયર આગ્રામાં હતો. પ્રજાની પ્રીતિ મેળવવાને મારે તેણે પ્રથમ જુમ્મા મસીદમાં નીમાજ પઢી અને તે પ્રસંગે હિંદુસ્તાનના બાદશાહ તરીકે પોતાનું નામ દાખલ કર્યું, રાજા છબીલારામના આગ્રહથી હિંદુ પ્રજા અને હિંદુરાજાઓમાં અકારો થઇ પડેલો જિજિયા વેરો કાઢી નાંખ-

વાનું જાહેરનામું બહાર પાડ્યું. * અને તેઓને પોતાને કરેલી સેવા બદલ ખાલસાની દીવાનીની એટલે બાદશાહીના મુલ્કીમ સરસુબાની જગ્યા આપવાનું વચન આપ્યું. † તે સાથે તેઓને પાંચ હજાર સ્વારના મનસબદારનો અધિકાર અને રાજા 'બહાદુરનો ઇલ્કાબ તો તુરત આપી દીધો §

જ્યાં શસ્ત્રથી રાજમુકુટના વિનિમયનો નિર્ણય થાય, ત્યાં આખી રાજ્યવ્યવસ્થામાં ઉથલ પાથલ થઇ જાય તેમા શું આશ્ચર્ય? પરાભુત હકદારના પક્ષકારોનું તો નિકંદનજ કાઢી નાંખવામાં આવતું હતું, અને યોગ્ય હોય કે ન હોય તો પણ પોતાના સ્વજન, પરિજન અને મિત્રોમાં પ્રતિપક્ષી અધિકારીઓના અધિકારો, જાગીરો અને સંપતિ વેહેંચી દેવામાં આવતી હતી. શત્રુઓથી નિષ્કંટક થતાંજ સૈયદ અબદુલ્લાખાને પ્રથમ અધિકારોનુ લ્હાણું કરવાનું કામ હાથમાં લીધું દિલ્હીના બાદશાહી ખાતાની તેમજ પ્રાંતોના સુબાઓની નિમણુંકો કરી દઇ એક યાદી તૈયાર કરી. આ યાદી પ્રમાણે લુત્ફુલ્લખાન સદિકને ખાલસાની દીવાનીની અને સૈયદ અજમદખાનને સદર–ઉસ–સદર એટલે ધર્માદા ખાતાના ઉપરિ અધિકારીની જગ્યાએ ગોઠવવામાં આવ્યા હતા. તેજ પ્રમાણે છબીલારામને આગ્રાની સુબેદારી આપવામાં આવી હતી. ફરૂખસીયર તા. ૧૨ ફેબ્રુઆરી ઈ. સ. ૧૭૧૩ને રોજ દિલ્હીમા આવ્યો કે તુરત સૈયદ અબદુલાખાન પ્રતિ વૈમનસ્યનું પ્રથમ બીજ રોપાયાનું કારણ તે નિમણુકાની યાદી થઇ પડી, બાદશાહે બીજી ઉપરી નિમણુંકો મંજુર રાખી, પરંતુ ખાલસાની દીવાનીની અને સદર–ઉસ–સદરની નિમણુંકો માટે વાંધો બતાવ્યો. પ્રથમ તો સૈયદ ઘણો દૃઢ રહ્યો, પરંતુ બીજા અમીરોએ વચમાં પડી કજીઓ પતાવ્યો. સદર–ઉસ–સદરની જગ્યા બાદશાહના ગુરૂ અફઝલખાનને આપવાનું કબુલ કર્યું, પરંતુ ખાલસાની દીવાનીની જગ્યા તો લુત્ફુલ્લખાનને આપવાનો અત્યંત

* Later Mughals, Vol. I P. 246
† Ibid Vol. I P. 283
§ ખફાસી–ઉસ્લુર્ફ ૨ા.પુ. ૨ પૃ. ૩૨૮
‡ Ibid Vo . P. 262.

આગ્રહ કરવાથી રાજા છબીલારામને છેવટે આગ્રાના સુબા તરીકે ગોઠવવામાં આવ્યા * આ બાબતનું બાદશાહે જે ફરમાન પત્ર કાઢયું હતું, તે અસલ પત્ર હોલાંડના એક ડચ ગૃહસ્થના કબજામાંથી મળી આવ્યું છે. તે પત્રની એક બાજુએ ફરૂખસીયરની રાજસભાનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. તે ફરમાન પત્ર અલ્હાબાદના ઇતિહાસ સંશોધન મંડળ તરફથી પ્રસિધ્ધ થતા ઇ. સ. ૧૯૨૨ના માસિક પત્રમાં મંડળના પ્રમુખની ટિપણી સાથે પ્રકટ કરવામાં આવ્યું છે. તેના ઇંગ્રેજી ભાષાંતર ઉપરથી અત્રે અનુવાદ આપવામા આવે છે. ‡

## ૮ ફરમાન પત્ર.

મુશ્લાઘ્ય અને અભિનય રાજા છબીલારામ બહાદુર. જેઓ અમારા અનુરકત સેવક છે, જેઓ અમારી કૃપા અને કરૂણાનું યોગ્ય આસ્પદ છે, જેઓ અમારા નિરવધિ અનુગ્રહોને પાત્ર છે અને જેઓ અમારી માયા અને ઉદારતાની આશા રાખે છે. તેઓને અમે જણ-વીએ છીએ કે-આ પ્રસંગે તેઓના જેવા અમારી ઉપર નિશ્ચળ શ્રદ્ધા અને નિર્મળ ભકિત રાખનાર સેવકને અમારા સાંનિધ્યમાં રાખવા, તે અમને હિતકર અને ઉચિત લાગે છે. રાજ્યના હિતખાતર, તેઓના જેવા સામ્રાજ્યનું શ્રેય ઇચ્છનાર અમારા વિજયક્ષેત્રની મર્યાદામાં હોય, તેજ આવશ્યક છે. તેટલા માટે અમારા સાચા સ્વામી નિષ્ટ સેવક છબીલારામને અમે ખિલાફતના નિવાસસ્થાન અકબરાબાદ (આગ્રા) ની સુબેદારી અર્પણ કરીએ છીએ. જેવું આ અમારૂં ઉદાર ફરમાન પત્ર તેઓને મળે કે તુરત અલ્હાબાદની સુબેદારી અને આખું ખાતું રાજા

* Ibid Vol, I P. 284, બાદશાહને સૈયદો સાથે આ વાંધો એપ્રિલ ઇ. સ. ૧૭૧૩માં પડ્યો હતો ( પૃ. ૨૧૨) તે ઉપરથી આગ્રાની સુબેદારીની નિમણુંક પણ તેજ માસમાં થયાનું જણાય છે.

‡ The Struggle between Farrukh Siyar and Jahandar Shah byLalaSitaram.P.36-37-38. ફરમાનપત્ર ઉપરથી જણાય છે કે આગ્રેથી બાદશાહે દિલ્હી જતાંછબીલારામને અલ્હાબાદના સુબાની કામ ચલાઉ નિમણુંક આપી હતી. તે કામ ચલાઉ નિમણુંકનો ફેબ્રુઆરીથી એપ્રીલ સુધી એટલે માત્ર બેમાસનો લાભ લીધો હતો.

ગિરિધર બહાદૂરને સોંપીને તેઓએ બની શકે તેટલી ઝડપથી યમુનાનદીની આ બાજુએ આવી પહોંચવું, અને અમારી સર્વગ્રાહી આજ્ઞાઓ અમલમાં લાવવાને માટે અમને રિપોર્ટ કરી મોકલવો. અમારી કૃપા અને ઉદારતાના ચિન્હ તરીકે અમારા માંગલિક મહોત્સવ પ્રસંગે અમે તેઓને ખાસ પોશાક મોકલવાની મેહેરબાની કરીએ છીએ. અનેક હિતકર સેવાઓ કરવાથી અમારા વિશ્વાસ અને અનુગ્રહોને પાત્ર થઇ ચૂકેલા ઇતિકાદખાન બહાદૂરને અમે ફરમાવીએ છીએ કે– અમારી ઐશ્વર્યવાન્ અને તેજસ્વી હજુર અને રાજા છબીલારામ બહાદૂર વચ્ચેનો અમારી આજ્ઞાનુસાર સઘળો પત્ર વ્યવહાર તેઓએ ચલાવવો. અમે અમારા અદ્વિતીય સ્વામી ભક્ત સેવકને પણ ફરમાવીએ છીએ કે– અમારા તરફથી આવતા સઘળા પત્રોના પ્રત્યુત્તરો તેઓએ ઇતિકાદખાન બહાદૂર મારફત રવાને કરવા. અમારી અંતઃકરણ પુર્વક ઇચ્છા છે કે–અમારા ખાસ પત્રો અમે અમારા ખાસ બાદશાહી અંગરક્ષકો સાથે મોકલશું, અને તેવા સઘળા પત્રોનો પત્રવ્યવહાર ઉપર્યુકત ખાન બહાદૂર તેમજ અમારા વિશ્વાસુ નોકર અમીનુદ્દીનખાને ચલાવવો. રાજા છબીલારામને અમે ફરીથી જણાવીએ છીએ કે તેઓના ઉપર અમારી જે કૃપાદષ્ટિ છે તેમાં નિરંતર વૃદ્ધિ થતી રહેશે.

૯ આગ્રાથી અલ્હાબાદ.

(અકટોમ્બર ઇ. સ. ૧૭૧૩.)

રાજા છબીલારામ ઉપર બાદશાહનો અપુર્વ પ્રેમ જોઇને, સૈયદ અબદુલ્લાખાનના હૃદયમાં તેઓનો પ્રતિ દુર્ભાવ ઉત્પન્ન થયો, અને હરકોઇ રીતે તેઓને તેજો હીન કરવાનો લાગ શોધવા લાગ્યો. તેવામાં એક સરસ નિમિત્ત તેને મળી આવ્યું. સેંકડો વર્ષોથી યમુના નદીની દક્ષિણે દિલ્હીથી આગ્રા સુધી અને આગ્રાથી ચંબલ નદી સુધી એક અતિ બળવાન્ પણ અર્ધ શિક્ષિત જાટ નામની જાતિ વસતી હતી. જાટલોકો આસપાસના પ્રદેશમાં લુટફાટ કરીને પોતાનો નિર્વાહ કરતા હતા. બાદશાહ શાહજહાંના વખતથી તેઓનો ત્રાસ અસહ્ય થઇ પડયો હતો. બાદશાહ ઔરંગજબને પોતાને તેઓની પાછળ લશ્કર લઇને ચઢવું પડયું હતું. તે પ્રસંગે તેઓના મુખી ગોકુળ અને તેના સાથીઓની કતલ કરી પુરતો દાબ બેસાડયો હતો. છતાં તેઓનું જોર

બિલકુલ નરમ પડ્યું ન હતું. ગોકુળનો પૌત્ર ચુડામણ ઘણો હિમતવાન, સમયસૂચક અને બહાદૂર હતો. બહાદૂરશાહ અને તેના ભાઇ આઝમ શાહ વચ્ચે જાજઉનું યુદ્ધ થયું; ત્યારે છેવટને દિવસે તેણે આઝમશાહની છાવણીમાં લુંટ ચલાવી હતી. બહાદૂરશાહને તેની સાથે સંધિ કરવી પડી હતી અને તેને ૧૫૦૦ જાટ અને ૫૦૦ સ્વારનો મનસબ દાર બનાવ્યો હતો. અને રજપુતો તથા સીખોની સામે લડાઇ કરવામા બાદશાહે તેને મોકલાવ્યો હતો. બહાદૂરશાહના મરણ પછી લાહોરના યુદ્ધમાં પણ તે જહાંદારશાહના પક્ષમાં સામેલ હતો. છતાં જહાંદારશાહ અને ફરૂખસીયર વચ્ચે આગ્રાનું યુધ્ધ થયુ, ત્યારે તેણે બન્ને પક્ષોની છાવણી બાહુ નિર્દયતાથી લુંટી લીધી હતી. સૈયદ અબદુલાખાનની સલાહથી બાદશાહે તે ચુડામણ અને તેના માથાઓનું નિકંદન કાઢી નાંખવાનો રાજા છબીલારામ ઉપર હુકમ લખી મોકલ્યો. છબીલારામને આગ્રે આવે હજુ એકાદ બે માસ થયા હતા, તેઓની પાસે જોઇએ તેટલું લશ્કર તેમજ બીજાં સાધનો ન હતાં, છતાં બાદશાહના હુકમને માન આપી. તેઓ એકદમ ચુડામણની પાછળ પડયા તેમજ બાદશાહને મદદ મોકલવા માટે અરજ પત્ર લખી મોકલ્યો. સૈયદ અબદુલાખાને બની શકે તેટલી ઢીલ કરીને બિલકુલ મદદ મોકલી નહિ, તેથી છબીલારામનો પ્રયત્ન નિષ્ફળ ગયો. સૈયદ તે સંધિનો લાભ લઇને ઇ. સ. ૧૭૧૩ ના અકટોમ્બર માસમા તેઓની આગ્રેથી અલ્હાબાદ બદલી કરાવી અને તેઓની જગ્યો સમસમ-ઉદ દૌલાખાનને આપી*

### જિજિયા વેરો અને તેનો સમૂલ ઉચ્છેદ
(તા. ૨૫ નવેંબર ઇ. સ. ૧૭૨૦)

ઉપર કહેવામાં આવ્યું છે તેમ રાજા છબીલારામ જ્યારે આગ્રા મુકામે બાદશાહ ફરૂખસીયરની સાથે હતા ત્યારે રજપુત રાજાઓનો અને હિંદુ પ્રજાનો પ્રેમ તેમજ વિશ્વાસ સંપાદન કરવાના હેતુથી બાદશાહને અત્યાગ્રહ કરી, તેઓએ જિજિયા વેરો માફ કરાવ્યો હતો. પરંતુ શુંભ નિશુંભની સેનાની રકતબીજની પેઠે અથવા ગ્રીક પુરા-

*Later Mughals, Vol I P. 323 તથા ખસારી-ઉલ ઉમરા પ. ૨. પા. ૩૩૮

ણુના હાઇડ્રા નામના રાક્ષસની પેઠે તેનો ગમે તેટલી વાર વધ કરવામાં આવતાં છતાં, તે પુનઃ પુનઃ સજીવન થતો હતો. જિજિયા વેરો શા માટે એટલો બધો અકારો થઇ પડયો હતો, તેનું કાંઇ પણ વિવેચન કર્યા વિના તેનો ખરો ખ્યાલ આવી શકે નહિ. મુસલમાની ધર્મ શાસ્ત્ર પ્રમાણે વિજીત પ્રજાને ઝીમી એટલે ગુલામ ગણવામાં આવતી હતી. કોઇ પણ નગર કે ગ્રામ જીતાય કે તુરત તેની આખી પ્રજાને મુસલમાની ધર્મનો અંગીકાર કરવોજ જોઇએ નહરે તો તેઓની સંપતિ લુંટી લેવાને પાત્ર ગણાતી હતી, સ્ત્રી, પુરૂષો, છોકરાં, સર્વે ગુલામોની સ્થિતિમાં હોઇને વેચાવાને યોગ્ય ગણાતાં હતાં. શિક્ષામાંથી બચવાનો માત્ર એકજ ઉપાય હતો, અને તે એજ હતો કે તેઓએ માનભંગ થઇને વિજેતાની ગુલામ ગીરી સ્વીકારવી, અને નિર્વિઘ્ન રહેવા દેવાના બદલામાં તેઓએ જિજિયા વેરો એટલે હડીયા વેરો અથવા મુંડકા વેરો આપવાની કબુલત આપવી ઇ. સ. ૭૧૨માં મહમદ કાસીમે સિંધ દેશ જીતી લીધો, ત્યારે તેણે પ્રથમ ત્યાંની પ્રજા ઉપર આ કર નાંખ્યો હતો. આ કરનું લેવાણ કરવાને માટે ગરીબ, મધ્યમ અને ધનવાન– એવા ત્રણ વર્ગો પાડવામાં આવ્યા હતા ૨૦૦ દિહમિ અથવા આજને હીસાબે રૂ. ૧૨૫૦–૦–૦ સુધીની મિલ્કત વાળો ગરીબ, ૨૦૦થી ૧૦૦૦૦ દિહમિ સુધી એટલે આજને હીસાબે રૂ. ૧૨૫૦થી રૂ. ૬૨૫૦૦ સુધીની મિલ્કત વાળો મધ્યમ અને તદુપરાંત કિમ્મતની મિલ્કત વાળો ધનવાન ગણાતો હતો પ્રત્યેક ગરીબ પુરૂષ પાસેથી દરવર્ષે ૧૨ દિહમિ અથવા નવ બંગાળી મણ ઘઉંની કિમ્મત એટલે આજને હીસાબ રૂ ૭૫–૦–૦ લેવાતા હતા. મધ્યમ વર્ગ પાસેથી ૨૪ દિહમિ અથવા રૂ. ૬ ૨/૩ અથવા અઢાર મણ ઘઉંની કિમ્મત એટલે આજને હીસાબે રૂ. ૧૫૦–૦–૦ લેવાતા હતા, અને ધનવાનો પાસેથી ૪૮ દિહમિ અથવા રૂ. ૧૩ ૧/૩ અથવા છત્રીશ મણ ઘઉંની કિમ્મત એટલે આજને હીસાબે રૂ. ૩૦૦–૦–૦ લેવાતા હતા. આ કર ૧૪ વર્ષ અથવા તેથી અધિક વર્ષની ઉમર વાળા પ્રત્યેક પુરૂષ ઉપર નાંખવામાં આવ્યો હતો. યદ્યાપિ આંધળા, પાંગળા, લુલા વગેરે શાશ્વત અશકત પુરૂષોને આવેરામાંથી મુકત કરવામાં આવ્યા હતા. સ્ત્રીઓ અને ગુલામો પાસેથી તે વેરો

લેવામાં આવતો નહોતો, તેજ પ્રમાણે સરકારી અમલદારોને પણ તેની માફી આપવામાં આવતી હતી; છતાં વેરો વસુલ કરનાર કાજીઓનું લશ્કર પ્રજા ઉપર તુટી પડી, ગમે તેટલો અનર્થ કરવામાં કચાશ રાખતું નહતું. મોટામાં મોટો અમીર હોય, લાખો રૂપીઆનો વ્યાપારી હોય કે અગ્નિહોત્રી બ્રાહ્મણ હોય, પણ તેને જાતે કાજીની કચેરીમાં હાજર થઇ, કાજીના ચરણસ્પર્શ કરી વેરાની રકમ તેના ચરણમાં મુકવી પડતી હતી. મહમદ કાસીમે તે વેરાની બ્રાહ્મણો. સાધુઓ અને સન્યાસીઓને માફી આપી હતી; પરંતુ તે નીતિનો અમલ લાંબી મુદત સુધી ચાલ્યો નહોતો. * દિલ્હીની બાદશાહીમાં અલ્લાઉદ્દીન ખુનીએ ઇ. સ. ૧૩૦૦માં મહમદ કાસીમને પગલે ચાલીને તે વેરો દાખલ કર્યો. પરંતુ ત્યાર પછી ઇ. સ. ૧૩૫૫માં ફીરોજશાહ તઘલખે તેનાથી બની શકે તેટલી સખ્તી કરી અને બ્રાહ્મણો, સાધુઓ, અને સન્નાસીઓ પાસેથી પણ તે વેરો લેવાનું શરૂ કર્યું, ત્યાર પછી અકબર બાદશાહે હિંદુઓને સ્વપક્ષમાં લેવાના હેતુથી તે વેરો ઇ. સ. ૧૫૭૯માં કાઢી નાંખ્યો. પરંતુ ધર્મોન્મત્ત થઇ ગયેલા ઔરંગઝેબે હિંદુઓને રંજાડીને મુસલમાન બનાવવાની ઇચ્છાથી ઇ. સ. ૧૬૭૯માં તે વેરો ફરી દાખલ કર્યો, અને પુરી સખ્તાઇથી તેનો અમલ કરવા માંડયો. તેમ છતાં રાવણ જેવા ઔરંગઝેબનો તે મનોરથ સફળ થયો નહિ. ધર્મના ઝનુનથી અને રાજસત્તાના લોભથી તેણે આખી બાદશાહી દાવાનલમાં ફેંકી દીધી. રાજા છબીલારામે ને સઘળી ઐતિહાસિક વિટંબનાઓ ફરૂખસીયરને સમજાવી હોય, તેમ જણાય છે બાદશાહીમાં શાંતિનું વાતાવરણ જિજિયાના ઉચ્છેદથીજ ઉપસ્થિત થઇ શકે, તેમ હતું, એમ જ્યારે બાદશાહને પ્રતીતિ થઇ ત્યારે એટલે ઇ. સ. ૧૭૧૩ના જાન્યુઆરીમાં તેણે કોઇ પણ મુસલમાન અધિકારીઓને પુછ્યા વિના તે પિશાચનો દેશનિકાલ કર્યો * એ રીતે રાજા છબીલારામે આખી હિંદુપ્રજાનો અંતરનો આશીર્વાદ પ્રાપ્ત કર્યો. પરંતુ રાજા

* History of Aurangzib by Jadu Nath Sarkar M. A. Vol. III P. 305-318. વધારે વિસ્તાર માટે જુઓ. Encyclopaedia of Islam Vol. i P. 1051-1052

* Later Mughals vol 1 p. 283,

છબીલારામ જેવા દીર્ઘદ્રષ્ટિવાન અને કાર્યદક્ષ રાજપુરૂષને સૈયદ ભાઇઓએ બાદશાહની સંગતિમાંથી દૂર કરાવ્યા, ખટપટો અને ષડયંત્રોથી રાજકાર્યભારના ગણેશ મંડાયા. સૈયદોએ ધર્મંડમાં ને ધર્મંડમાં પોતાનાં બળ ઉપર વિશ્વાસ રાખી જેટલાં કાર્યો કર્યાં, તેનાં કડવાં ફળો તેઓને પોતાનેજ ચાખવા પડયાં. રજપુતો, જાટો, અને સીખોએ બળવા ઉઠાવ્યા; પોતાના વિશ્વાસુ અમલદારો પણ ફરી બેઠા. તોપણ જ્યાં સુધી રાજા રત્નચંદ્રને તેઓ દીવાનના પદ ઉપર રાખી શકયા, ત્યાં સુધી આર્થિક સ્થિતિ સુવ્યવસ્થિત રહી શકી. પરંતુ બાદશાહ પોતેજ તે સૈયદોનો ઉન્માદ અને દાબ સહન કરી શકયો નહિ. સૈયદોની સત્તા તોડવાના હેતુથી તેણે સૈયદના કટ્ટા વિદ્વેષી, ઔરંગઝેબના જુલ્મી વજીર ઇનાયત–ઉલ્લાખાનને દીવાનની જગ્યા આપી. ઇનાયત–ઉલ્લાખાન કંઇ સૈયદોથી ઉતરે તેવો નહોતો. હિંદુઓનો તે પુર્વભવનો વેરી હતો અને તેણેજ ઔરંગઝેબ બાદશાહને જિજિયા વેરો નાંખવાની સલાહ આપી હતી. આ વખતે ફરી તેને લાગ મળ્યો; ફરૂખસીયર જેવા હૃદય દુર્બલ બાદશાહને વશ કરવો, તે કંઇ કઠિન ન હતું. તેની સલાહથી બાદશાહે ઇ સ. ૧૭૧૭ ના એપ્રિલ માસમાં તે કર ફરીથી દાખલ કર્યો, † પરંતુ બાદશાહને લોહીથી ખરડાએલા તે કરધનનો ઉપભોગ કરવાનો સમય આવ્યોજ નહિ. પ્રપંચોનાં વમળો અને અંતર્વમળોમાં તે ડોલાં ખાવા લાગ્યો, જોધપુરના મહારાજા અજિતસિંહે સૈયદોના દબાણથી પોતાની પુત્રી બાદશાહને પરણાવી હતી. તેઓ પણ સયદોના પક્ષમા ભળી ગયા. જે જે અમીરોને તે પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરતો હતો, તેઓ પણ સૈયદોને શરણ હતા. બાદશાહને પકડીને કેદ કરવા માટે તે ભાઇઓ દક્ષિણમાંથી મરાઠાનું લશ્કર બોલાવ્યા વિના રહ્યા નહિ. પ્રસિધ ચુડામણ જાટની પણ તેઓને ઓસયાળી ભોગવવી પડી છેવટે મહારાજા અજિતસિંહ પણ તેઓએ ગુંથેલા ષડયંત્રમાં સામેલ થયા, બાદશાહનો મહેલ ઘેરી લીધો. કેટલાક વફાદાર અમીરો બળવો ઉઠાવી બાદશાહની મદદે દોડયા. દિલ્હીની આખી પ્રજા સૈયદોના હરામી પણાને છડેચોક નિંદવા લાગી અને તેણે બળવાનું સ્વરૂપ પકડયું.

† Idid, p. 334

મામલો આવી રીતે કથળી ગયેલો જોઇને સૈયદોએ ફરૂખસીયરના કાકાના દીકરા રફી-ઉદ્‌-દરજાતને અંતઃપુરમાંથી પકડી મંગાવ્યો અને બની શકે તેટલી ત્વરાથી દરબાર ભરીને તે વીશ વર્ષના વ્યાધિ-ગ્રસ્ત યુવકને સૈયદોએ અને મહારાજા અજિતસિંહે દિલ્હીના મયુરાસન ઉપર બેસારી હિંદુસ્થાનનો બાદશાહ બનાવી દીધો (તા. ૨૮ ફેબ્રુ-આરી ૧૭૧૯). § તેમ છતાં ઉશ્કેરાઇ ગયેલી પ્રજા બિલકુલ શાંત થઇ નહિ, ફરૂખસીયરના પક્ષના જે અમીરોએ બળવો ઉઠાવ્યો હતો, તેઓ લેશ માત્ર નિરાશ થયા નહિ. આવી પરિસ્થિતિમાં પ્રજામાં શાંતિનું વાતાવરણ ફેલાવવાની પ્રથમ આવશ્યકતા હતી. તે પ્રસંગનો લાભ લઇને મહારાજા અજિતસિંહ, કોટાના રાજા ભીમસિંહ અને રાજા રત્નચંદ્રે જિજિયો કાઢી નાંખવાની માગણી કરી. સૈયદોને તે માગણી સ્વીકાર્યા વિના છુટકો નહોતો તુરત રાજસભામાં જિજિયો કાઢી નાંખવાનું જાહેરનામું વાંચી સંભળાવ્યું. (તા. ૨૮ ફેબ્રુઆરી ઇ. સ. ૧૭૧૯) † સૈયદોએ સમયને અનુસરીને જિજિયા વેરો કાઢી નાંખવાનું વચન આપ્યું, પરંતુ તેનો અમલ કરવાની તેઓને ફુરસદ ક્યાં હતી ? જે ફરૂખસીયર માટે તેઓએ આગ્રાના યુધ્ધમાં પોતાના પ્રાણો અર્પણ કર્યા હતા, તેજ ફરૂખસીયરને તેઓએ અંતઃ પુરમાંથી પકડી મગાવ્યો, વડાભ્રાતા અબદલાખાને પોતેજ તેની આંખો ફોડી નાંખી (તા ૨૮-૨-૧૭૧૯) અને તેને કારાગૃહમાં પુરાવી દીધો, કારા-ગૃહમાં પણ તેના ઉપર અત્યાચાર કરવામાં ખામી રાખી નહિ, છેવટે તા. ૨૮-૪-૧૭૧૯ને રોજ મારા મોકલી તેને મરાવી નાંખ્યો. ફરૂખ-સીયરના પક્ષના જે અમીરોએ ખુલ્લી રીતે તેને સહાય્ય કરવા પ્રય-ત્ન કર્યો હતો તેઓને પકડી મગાવ્યા, તેઓનો સંહાર કરી નાખી, તેઓની સંપતિ લુટી લીધી, બાદશાહનો ખાનગી ખજાનો વડાભાઇએ હાથ કર્યો અને તે તેણે એકલાએ સ્વાહા કર્યો. ભેટા ભાઇથી તે સાંખી શકાયું નહિ, ડાહ્યા દીવાન રત્નચંદની સલાહ સ્વીકારી અને પ્રતિપક્ષી અમીરોની જગ્યાઓ અને જાગીરો સૈયદ હુસેનઅલીખાનના ખુશામદી-આઓને વેંહચી આપી. એ રીતે દિલ્હીમાં ઉઠેલા બળવાનું સાંત્વન કર્યું.

§ Later Mughals Vol I, P. 389.

† Ibid. P. 405.

જોધપુરના મહારાજા અજિતસિંહ પ્રજામાં બહુ અકારા થઇ પડયા, જ્યારે જ્યારે પ્રજાજનોના દ્રષ્ટિ પથમાં તેઓ આવતા ત્યારે તેઓને "જમાઇ ખોર ! જમાઇ ખોર !" જેવા શબ્દોથી સૌ વધાવી લેતા હતા. તેઓએ પણ કંટાળીને રૂખસદ લીધી. પરંતુ ફરૂખસીયરની દુર્દશા કરવાના બદલામાં તેઓને ગુજરાતની સુબાગીરી આપવામાં આવી. મહારાજા જયસિંહ સવાઇને તો પ્રથમથીજ વળાવી દીધા હતા. નીજામ-ઉલ-મુલ્કે આ ષડયંત્રમાં કંઇ પણ સક્રિય ભાગ લીધો ન હતો, છતાં તેની અંતરની ભાવના તો . ફરૂખસીયર પ્રતિજ હતી. તે કારણથી તેને માળવાનો સુબો બનાવી વિદાય કરી દીધો (તા. ૧૫-૧-૧૭૧૯)

એ રીતે બન્ને ભાઇઓની આકાંક્ષા પૂરી થઇ, પરંતુ તેની કિમ્મતમાં તેઓની બાદશાહીના પાયા ગરબડાવી નાંખવાની જરૂર પડી. મરાઠી સેનાને વિદાય કરી, પણ તે સાથે દક્ષિણના ખાલસા પ્રાંતોની ચોથ, સરદેશ મુખી અને સ્વરાજ્યના હકોની સનદો સૈયદોએ પોતે મહારાષ્ટ્રાધિપતિ શાહુ છત્રપતિને કરી આપી (તા. ૩૦-૩-૧૭૧૯)

રાજધાનીના નગરમાં સૈયદોની સામે વક્રદ્રષ્ટિથી જોવાની કોઇમાં હિમ્મત તેઓએ રહેવા દીધી નહિ. પરંતુ બુંદીના રાજા બુધસિંહે અને અલ્હાબાદના સુબા રાજા છબીલારામ બહાદુર ફરૂખસીયરના પૂરા વફાદાર હતા, એમ તેઓના જાણવામા હતું, ફરૂખસીયરને પકડવાની ધમાલ ચાલી રહી હતી, તેવે પ્રસંગે દિલ્હીની બહારના પ્રદેશની પ્રજામાં પણ તેટલોજ અસંતોસ અને ત્રાસ ફેલાઇ રહ્યો હતો. આગ્રાના કિલ્લામા ઔરંગઝેબના પુત્ર અકબરના પુત્ર નેકુસીયરને નજર કેદ રાખવામાં આવ્યો હતો. ત્યાંનો કિલ્લેદાર નેકુસીયરના કામદાર મિત્રરામની પ્રેરણાથી બળવો ઉઠાવવાની તજવીજ કરતો હતો. તેમાં રાજા છબીલારામ છુપી રીતે મદદ આપેછે, એવી શંકા લાવી, સદર્તનની જામીનગીરી તરીકે રાજા ગિરિધર બહાદુરને દિલ્હી બોલાવ્યા અને તેઓને તુરતજ નજર કેદ કર્યા (તા. ૧૮-૨-૧૭૧૯) ત્યાર પછીનો સૈયદોનો ઇતિહાસ તે મુગલ બાદશાહીના વિનિપાતની પરંપરાનો ઇતિહાસ છે. ફરૂખસીયરને તા. ૨૮-૨-૧૭૧૯ ને રોજ પકડ્યો ત્યારથી તા. ૧૩-૧૧-૧૭૨૦ સુધી એટલે લગભગ પોણા બે વર્ષમાં તેઓએ દિલ્હીના

સામ્રાજ્યના સિંહાસન ઉપર ચાર બાદશાહોને બેસાડયા અને ત્રણ બાદશાહોને પદભ્રષ્ટ કર્યા. રજપુતાનાના રાજાઓમાં કુસંપ કરાવ્યો. મહારાજા જયસિંહ સવાઇ તથા બુંદીના રાજા બુધસિંહ બાદશાહી પક્ષમાં હતા, ત્યારે મહારાજા અજીતસિંહ, કોટાના રાજા ભીમસિંહ, અને નરવરના રાજા ગજસિંહને પોતાના પક્ષમાં ખેંચ્યા. આગ્રાનો બળવો સમાવવા સૈયદ હુસેનઅલીખાન પોતે ગયો. તેણે બળવો તો સમાવ્યો, પરંતુ જૂના કાળથી સંગ્રહી રાખેલો બાદશાહી ખજાનો શોધી કાઢી પોતાને હાથ કર્યો. આ પ્રસંગે કલહ કરવાનો મોટાભાઇનો વારો આવ્યો. પરંતુ બાદશાહ રફી-ઉદ-દર જાતે તે ભાઇઓના ત્રાસથી કંટાળી જઇ ગાદી છોડી દીધી (૪-૬-૧૭૧૯) તેની જગ્યાએ તુરત તેના ભાઇ રફી-ઉદ્ દૌલાને પકડી મગાવી ગાદીએ બેસાડી દીધો તા. (૬-૬-૧૭૧૯) બાદશાહોની ફેર બદલી કરવાના કામથી પરવાર્યા પછી સૈયદ અબદલાખાન બાદશાહને સાથે લઇને આગ્રા તરફ ગયો. માર્ગમાં ફતેહપુરની પાસે વિદ્યાપુર ગામમાં છાવણી જમાવી (તા.૨૯-૭-૧૭૧૯) આ તકનો લાભ લઇને રાજા ગિરિધર બહાદુર મહારાજા શિવાજીની જેમ યુકિત પ્રયુકિતઓ કરી દિલ્હીના કેદખાનામાંથી નાસી ગયા (૧-૮-૧૭૧૯) અને અલ્હાબાદ પહોંચી ગયા નેકુસીયર શરણે આવ્યો (૧૨-૮-૧૭૧૯) અને તેને જન્મ પર્યંત કાગગૃહમાં પુરી રાખવા દિલ્હી મોકલાવી દીધો.

મહારાજા જયસિંહે રાજા છબીલારામ અને માળવાના સુબા નીઝામ-ઉલ-મુલ્કની મદદની આશા રાખી હતી. તેમાં તેઓ નિષ્ફળ ગયા. આગ્રાના બળવા ખોરોને મદદ આપવા તેઓ સેના લઇને જતાં માર્ગમાં પોતાનીજ હદમાં મુકામ કરી પડી રહ્યા. તેઓની સાથે યુદ્ધ કરવાનું પાલવે તેમ ન હતું. સૈયદોએ તેઓને રૂપીઆ વીસ લાખ આપી, તેઓનું મન મનાવ્યું અને તેઓ સાથે સંધિ કરી. તે ઉપરાંત અમદાવાદથી સુરત સુધીના ગુજરાત પ્રાંતની તેઓને સુબાગીરી આપી અને મહારાજા અજીતસિંહને તેના બદલામાં અજમેરની સુબાગીરી વધારી આપી. એ રીતે અજમેરથી સુરતબંદર સુધી આખો પ્રદેશ રજપુત રાજાઓના હાથમાં આવ્યો. (૫-૧૧-૧૭૧૯)

દરમ્યાન વિદ્યાપુરની છાવણીમાં બાદશાહ રફી-ઉદ્-દૌલાનું મૃત્યુ થયું. (તા. ૧૭-૯-૧૭૧૯) તેની જગ્યાએ તેના પિત્રાઇ ભાઇ જહાનશાહના પુત્ર મહમદશાહને ગાદીએ બેસાડી દીધો (તા. ૨૮-૯-૧૭૧૯) રાજા બુધસિંહ અને રાજા ભીમસિંહને અંદર અંદર લડાવી માર્યા. છેવટે સૈયદોની મદદથી એક મોટા યુધ્ધમાં ભીમસિંહે રાજા બુધસિંહને હણ્યા અને તેઓની આખી સેનાનો સંહાર કરી નાંખ્યો. (તા. ૧૨-૨-૧૭૨૦),

હવે રાજા છબીલારામનો વારો આવ્યો; તેઓને પકડવા અને અલ્હાબાદનો કિલ્લો તાબે કરવા સૈયદોએ મોટું લશ્કર મોકલ્યું. રાજા છબીલારામ, તે લશ્કરને વધાવી લેવા કિલ્લામાંથી બહાર આવી મેદાન પડ્યા, તેવામાં સૈયદ અબ્દલાખાનનો વિષલિપ્ત પત્ર ખુલ્લીને વાંચવો શરૂ કરતાંજ તેઓનો સ્વર્ગ વાસ થયો. (તા. ૫-૧૧-૧૭૧૯) રાજા છબીલારામને આમ પ્રપચથી સૈયદો પોતાના માર્ગમાંથી દૂર કરી શક્યા, પરંતુ રાજા ગિરિધર બહાદુર ગાંજ્યા જાય તેવા ન હતા. પન્નાના મહારાજા છત્રસાલબુંદેલા. બુંદીના રાજા બુધસિંહ અને અલ્હાબાદ પ્રાંતના હિંદુજમીનદારોની તેઓને પુરતી સહાય્ય હતી. સૈયદોના લશ્કરી સરદારોએ કિલ્લો તાબે કરવા તન તોડ મહેનત કરી, પરંતુ જ્યારે તેઓ ફાવ્યા નહિ, ત્યારે રાજા રત્નચંદ્રને સંધિનીવિષ્ટિ કરવા મોકલ્યા રાજા રત્નચંદ્રે તેઓને અયોધ્યાની સુબાગીરી, લખનૌ ગોરખપુરની ફોજદારી તથા મીરશમસેર અને રાજા બહાદુરના ઇલકાબો, તેમજ પાંચ હજાર સ્વારની મનસબદારી અને ત્રીશ લાખ રૂપીઆ રોકડા આપવાનો ઠરાવ કર્યો. તે શરતોનો સ્વીકાર કરી રાજા ગિરિધર બહાદુર અયોધ્યે ગયા. (તા. ૧૧-૫-૧૭૨૦) *

રાજા ગિરિધર બહાદુરનો એ રીતે નીકાલ કર્યા પછી, સૈયદોને માળવાના સુબા નીઝામ-ઉલ-મુલ્કનો ઉગ્ર ભય હતો તેનો તેઓએ ઘાટ ઘડવાની બાજી રમવા માંડી પરંતુ હવે તેઓ પુર્વજન્માર્જિત પુણ્ય પરવારી બેઠા હતા. નીઝામ-ઉલ-મુલ્કને સળગાવી દેવા જે દાવ

* આ બાબતનું સવિસ્તર વર્ણન જુદા પરિચ્છેદોથી હવે પછી આપવામાં આવશે.

નળ તેઓએ પ્રકટયો, તેજ દાવા નળમાં તેઓ ઝંપલાયા અને ભસ્મા વશેષ થઇ ગયા, નીઝામ-ઉલ-મુલકનો પિત્રાઇ ભાઇ મહમદ અમીનખાન દિલ્હી દરબારમાં તેઓના પ્રતિનિધિ રૂપે રહેતો હતો. એક તરફથી તે મુગલ અમીરો અને સરદારોને પોતાના પક્ષમાં એકઠો કરતો હતો અને બીજી તરફ સૈયદોની ખટપટોથી નીઝામ-ઉલ-મુલકને પુરેપુરો વાકેફ રાખતો હતો. આ વખતે એટલે તા. ૧૪-૨૨-૧૭૨૯ને રોજ સૈયદ અબદલાખાન બાદશાહ મહમદશાહને ત્રિધાપુરમાં લઇને આગ્રામાં આવીને રહ્યો હતો. નિઝામ-ઉલ-મુલ્કે આલીગઢ અને બુરાન પુરના ફોજદારો સાથે છુપી સલાહ કરી તેઓને પોતાના પક્ષમાં લીધા અને તે બન્ને કિલ્લાઓ પોતાને કબજે કર્યા. સૈયદોએ એક તરફથી નીઝામઉલ-મુલકને ઘેરવાને દિલાવર ખાનને મોટી સેના આપી મોકલ્યો. બીજી તરફથી ઔરંગાબાદના સરસુબા આલીમ અલીખાનને દક્ષિણની આખી સેના અને મરાઠાઓનું લશ્કર લઇ મોકલાવ્યો. દિલાવર ખાન સાથે નિઝામ-ઉલ-મુલ્કે બુરાન પુર પાસે આવેલા ગામ પંઢર પાસે યુધ્ધ કર્યું, તેમાં દિલાવરખાન મરાયો અને તેની આખી સેનાનો નાશ થયો. તેને મદદ કરવાને સૈયદોએ કોટાના રાજા ભીમસિંહ અને નરવરના રાજા ગજસિંહને મોકલ્યા, તેઓના પણ તેવાજ હાલ થયા. (તા. ૧૯-૬-૧૭૨૦) ઔરંગાબાદથી સૈયદોનો ભત્રીજો આલીમ અલીખાન મોટી સેના લઇ ધસી આવતો હતો. તેની સાથે નિઝામ-ઉલ-મુલકને બલાપુર ગામ પાસે ભેટો થયો, બન્ને સેનાઓનું ભીષણ ઘર્ષણ થયું પરંતુ ભાગ્ય દેવી નિઝામ-ઉલ-મુલકને પ્રસન્ન હતી. આલીમ-અલીખાન અને તેની સમગ્ર સેનાનો વિનાશ થયો. (તા. ૯-૮-૧૭૨૦)

આગ્રા મુકામે આ ખબર પોહોંચતાંજ, બન્ને સૈયદ ભાઇઓ જેમ કાળી નાગણો છંછેડાય, તેમ છંછેડાયા. સૈયદ હુસેનઅલીનખાન પોતે નીઝામ-ઉલ-મુલકનો ગર્વ ગંજન કરવા બાદશાહને સાથે લઇને બની શકે તેટલું લશ્કર એકઠું કરી દોડયો સૈયદ અબદલાખાન ઉત્તર વિભાગની સુલેહ સાચવવા દિલ્હી તરફ સીધાવ્યો. (તા. ૧-૯-૧૭૨૦) સૈયદ હુસેનઅલીખાન ઉપસ્થિત પ્રસંગને પાછ ગયો હતો. મુગલ અમીરો સૈયદના કટ્ટા શત્રુઓ હતા, લશ્કરમાં તેઓનું તત્વ વધારે હતું. તેઓને

સંતાપવાને માટે તે બની શકે તેવા ઉપાયો યોજતો હતો, છતાં મહમદઅલીનખાન, હૈદરકુલીખાન વગેરે મુગલ અમીરો તેનું કાસળ કાઢી નાંખવાનો પ્રપંચ રચતા હતા. તા. ૮-૧૦-૧૭૨૦ ને રોજ બાદશાહની છાવણી જયપુર રાજ્યની હદમાં ટોડા ભીમ નામના ગામ પાસે હતી. સૂર્યનારાયણ મધ્યમાં આવી, વિશ્રામી રહ્યા હતા, તેવામાં સૈયદ હુસેનઅલીખાન બાદશાહને જુહાર કરવા જતો હતો, ત્યાં બાદશાહના તંબુ પાસેજ મુગલ અમીરોના ઘાતકે તેનું છરેયોક ખુન કર્યું. આખી છાવણીમાં હાહાકાર મચી રહ્યો, મહમદઅમીખાન બાદશાહને લઇને શાંતિ ફેલાવવા આવતાં સૈયદ પક્ષના અમીરો અને સૈનિકો સામે થયા. શત્રુ મિત્રની ભ્રાંતિ રહી નહિ. પરસ્પર કાપા કાપી ચાલી રહી, અંતે સૈયદ પક્ષનો નાશ થયો. સૈયદ હુસેનઅલીખાન અને તેના પક્ષકારોની મિલકત લુંટી લીધી, રાજા રત્નચંદ્રે બની શકે ત્યાં સુધી યુદ્ધ કર્યું. છેવટે તે પણ પકડાઇ ગયો, અને હસનપુરના યુદ્ધને દિવસે બાદશાહના હુકુમથી તેને ગરદન મારવામાં આવ્યો. (તા. ૧૩-૧૧-૧૭૨૦)

હુસેનઅલીખાનના ખુન થયાના સમાચાર સૈયદ અબ્દલાખાંનને સરાઇચાથ ગામ પાસે પોહુચ્યા; તેનો મિજાજ તેના હાથમાં રહ્યો નહિ. દિલ્હીના સુબેદાર સૈયદ નિઝામ-ઉદીન-અલીખાનને મહમદઅલીખાનની મિલકત જપ્ત કરવા તથા દિલ્હીના તુરંગોમાં પુરાઇ રહેલા કોઇપણ શાહજાદાને પકડી લાવીને ગાદીએ બેસાડવાનું લખ્યું. નિઝામ-ઉદીન અલીખાન તેનો કનિષ્ટ ભાઇ હતો, વડા ભાઇની આજ્ઞાનો તેણે તુરત અમલ કર્યો. રફી-ઉદ્-દરજાત અને રફી-ઉદ્-દૌલાના ત્રીજા ભાઇ ઇબ્રાહીમને ગાદીએ બેસાડયો અને મહમદશાહને પદભ્રષ્ટ કર્યાનો ઢંઢેરો પીટાવ્યો તા. ૧૫-૧૦-૧૭૨૦

બાદશાહને હવે દક્ષિણ તરફ જવાની જરૂર રહી નહિ. નીઝામ-ઉલ-મુલ્કને પોતાની હજુરમાં હાજર થવાનો હુકમ લખી મોકલ્યો અને મહમદઅમીનખાનને વઝીરની એટલે મુખ્ય પ્રધાનની જગ્યા આપી. તુરત આખા લશ્કરે અબદલાખાને ઉઠાવેલા બળવાને દાબી દેવા દિલ્હી તરફ કૂચ કરી. માર્ગમાં ભુસાવર ગામ પાસે વિશ્રામ લેવા છાવણી નાખી. (તા. ૧૧-૧૦-૧૭૨૦) આસપાસના પ્રાંતના સુબાઓને તેમજ અગણાના ફોજદારોને હાજર થવા ફરમાન પત્રો મોકલાઇ ગયાં હતાં.

રાજા ગિરિધર બહાદૂર આ પ્રસંગે બાદશાહને મદદ કરવા બની શકે તેટલું લસ્કર લઇ હાજર થયા. મહારાજા જયસિંહે પણ પોતાની રજપુત સેના મોકલી દીધી. એક તરફથી બની શકે તેટલું લસ્કર એકઠું કરી અબ્દુલ્લાખાન બાદશાહની સામે ધસ્યો આવતો હતો. બીજી તરફ બાદશાહ પોતે તેને વધાવી લેવાને આતુરતાથી આગળ વધતા હતા. તા. ૧૩-૧૧-૧૭૨૦ ને રોજ દિલ્હીથી કેટલેક દૂર યમુના નદીને કિનારે હસનપુર ગામ પાસે બન્ને લસ્કરને ભેટો થયો. સૈયદ અબ્દુલ્લાખાન અને તેના પક્ષકારો કેસરીયાં કરી ઉતરી પડયા, પરંતુ હવે પાપનો ઘડો ભરાઇ ગયો હતો, તેની આખી સેના કપાઇ ગઇ અને તે પોતે પકડાઇ ગયો. બાદશાહે તેને તુરત કારાગ્રહમાં પૂરવા માટે દિલ્હી મોકલી દીધો * બેપારી બાદશાહ બીચારો ઇબ્રાહીમ અહીંથી તહીં નાશ ભાગ કરવા લાગ્યો, તેને પણ પકડી પાડયો અને તેની પણ તેવીજ દશા કરવામાં આવી. આ વિજયથી નિષ્કંટક થઇને બાદશાહે વિજય ધોષણા કરતાં દિલ્હીમાં પ્રવેશ કર્યો (તા. ૨૨-૧૧-૧૭૨૦)

દિલ્હીમાં પ્રવેશ કરવાની સાથેજ નવા નીમાયેલા વઝીર મહમદઅમીનખાનનું પ્રથમ કર્ત્તવ્ય એ હતું કે-પ્રજામાં શાંતિ ફેલાવવી અને છિન્નભિન્ન થએલી રાજસત્તાને વ્યવસ્થિત કરી પ્રજાનો અને અમીરોનો વિશ્વાસ સંપાદન કરવો. મહમદઅમીનખાન તે ભાર ઉપાડી શકે, તેવું તેનું સામર્થ્ય ન હતું. નિઝામ-ઉલ-મુલ્ક હજુ આવી પહોંચ્યો ન હતો, તે અરસામાં જિજિયા વેરાના ત્રાસથી ત્રાહિ ! ત્રાહિ ! પોકારતી દિલ્હીની પ્રજાએ હડતાલ પાડી. તા. ૨૪-૧૧-૧૭૨૦ ને રોજ જયપુરના મહારાજા જયસિંહ સવાઇ આવી પહોંચ્યા. તા. ૨૫-૧૧-૧૭૨૦ ને રોજ બાદશાહે વિજયોત્સવ ઉજવવા એક ભવ્ય દરબાર ભર્યો. ઘણા અમીરોને અને સરદારોને શિરપાવો આપવામાં આવ્યા, તેઓની જાગીરોમાં વધારો કરી આપવામાં આવ્યો. આ પ્રસંગે જિજિયાવેરાનો સમુલ ઉચ્છેદ કરવાનો મહારાજા જયસિંહ સવાઇ અને રાજા

* બે વર્ષ પછી એટલે તા. ૧૧-૧૦-૧૭૨૨ ને રોજ નીઝામ-ઉલ-મુલ્કની વઝીરાતમાં મુગલોની ખટપટથી જે કારાગ્રહમાં તેણે બાદશાહ જહાંદરશાહ અને ફરૂખસીયરનાં ખુનો કરાવ્યાં હતાં, તે કારાગ્રહમાં તેને વિષ દઇ મારી નાખવામાં આવ્યો.

ગિરિધર બહાદૂરે લાગ સાધ્યો. મહારાજા જયસિંહે હિંદુઓની વફાદારીની પ્રતીતિ કરાવી. રાજા ગિરિધર બહાદૂરે તેઓને ટેકો આપતાં કહ્યું કે–આવેજ પ્રસંગે રાજા છબીલરામની અરજ ધ્યાનમાં લઇ બાદશાહ ફરૂખસીયરે જિજિયાવેરો કાઢી નાંખ્યો હતો હિંદુ પ્રજાનો આશીર્વાદ અને વિશ્વાસ મેળવવાનો આ અવસર બાદશાહ જવા દેશે નહિ અને અમારી અરજ ધ્યાનમા લઇને જિજિયા વેરાનું હિંદુસ્થાનમાં નામ નિશાન રેહેવા દેશે નહિ. " * જિજિયા વેરાની આખા રાજ્યમાંથી ચાર ક્રોડ રૂપીઆની ઉપજ આવતી હતી છતાં બાદશાહના મશોહકારો ચેતી ગયા અને સમયને શરણું થઇને ચાર ક્રોડ રૂપીઆની ઉપજને જતી કરવાને તેઓને જરૂર પડી. તુરત જિજિયા વેરો કાઢી નાખવાનું જાહેર કરવાંમા આવ્યું અને તેનો પુરેપુરો અમલ કરવામાં આવ્યો.

એ રીતે રાજા છબીલરામ બહાદૂરે હિંદુ પ્રજાનો આશીર્વાદ લેવાનો ઉપક્રમ કર્યો હતો, તેની પુર્ણાહુતિ કરવાનો પ્રસંગ પણ તેઓનાજ ભત્રીજા રાજા ગિરિધર બહાદૂરને પ્રાપ્ત થયો' આ અધ્ભુત રાક્ષસની ભસ્મ પણ ચેતનવતી હતી નિઝામ-ઉલ મુલ્કે પોતાની વઝીરાતમા તે ભસ્મમાંથી તે રાક્ષસને સજીવન કરવાનો એક વખ્ત ઇ.સ. ૧૭૨૩ માં અને બીજી વખત ઇ. સ. ૧૭૨૫ માં—એમ બે પ્રયત્નો કર્યા હતા. પરંતુ તે સમયે તો તેનો મનોરથ અંકુરિત પણ થઇ શક્યો નહિ. આજે તે ભસ્મનાં રજકણોમાંથી આયાતવેરો, ઘરવેરો, મીઠાવેરો વગેરે કેટલાક અસુરો ફુટી નીકળી હિંદી પ્રજાના શીર ઉપર ચઢી બેઠા છે. છતાં તે જિજિયા વેરો તો ફરી સજીવન થઇ શક્યો નહિ. ભોળી હિંદુ પ્રજાના સ્મરણ પટમાંથી તેનો શાશ્વત લોપ થયો છે, પરંતુ ઇતિહાસના પૃષ્ઠો ઉપરથી તે કદી ભુંસાઇ જશે નહિ.

* Rajah Giridhar Bahadur, governor of Oudh, added his entreaties, reminding the Emperor, how his uncle Chhabilaram had obtained the same favour from the late Farukhsiyar after his triumph over Jahandar Shah. (Shidas ' Munnavir qalam 664; Khaphi Khans ' Tarketat-us-salatin-i-bhaghtaiya, 936, 948; and Mirat-i-Waridat by Muhammad Shafi Warid, 6,7.) Later Mughals by W. Irvene, Vol. IIp. 103. •

# રા. રા. મુરબ્બી ત્રિપુરારિશંકર ત્ર્મ્બકલાલ વેદાન્તી એમની ભીષ્મ પ્રતિજ્ઞાની વિજયકથા.

થોડા દિવસની વાત ઉપર પુણ્યક્ષેત્ર નાસિકમાં આ વીરજનનો અમને પરિચય થયો. જે જ્ઞાતિનો પ્રત્યેક જણ પોતાને વિદ્વાન માને છે તેવી જ્ઞાતિમાં પણ મુરબ્બી શ્રી વિદ્વત્તા માટે પંકાયા છે એમ જાણતાં અમે તેમના વિશેષ પરિચય માટે ઉત્સુકત બન્યા અને તક મળતાં એમના જીવનના અનેક પ્રસંગોનો ઇતિહાસ જાણવા ભાગ્યશાળી થયા. એઓનું મુળ વતન કચ્છ હોવાથી આ તરફ શરૂઆતમાં સહુ એમને કચ્છી કહેતા પણ એમના વેદાન્તના અભ્યાસનો અન્ય સર્વને પરિચય થતાં એમનું ઉપનામ વેદાન્તી કાકા પડયું. ગોદાવરીના ઘાટે કોઇ બકાલણને પોતાના માલ ઉપરનું મિથ્યા મમત્વ મુકી દેવાને જ્યારે એ સમજાવતા હોય કે ચડી ગયેલા આંકડાની યાદ આપતા કણિયાના મનમાં કાલની અનન્તતા ઠસાવતા હોય કે "ભૂખથી મરી જઇયે છિયે મા બાપ" કહેતાં બાવાંઓ પાસે આત્માની અમરતા પ્રતિપાદન કરતા હોય કે ઓળખીતા પાસેથી ચાલુ ઉધાર પૈસા માગતી વખતે "સર્વમ્ ખલુ ઇદમ્ બ્રહ્મ"નો ઉચ્ચાર કરતા હોય ત્યારે એમને વેદાન્તી કહેનારની બુદ્ધિ માટે માન ઉપજ્યા વિના રહેજ નહિ

કાકાનું વય આસરે પંચાવન અને સાઠની વચ્ચે છે. ચાર વર્ષ ઉપર એમનાં બીજીવારનાં પત્ની સ્વર્ગવાસી થયાં ત્યાર પછી દક્ષિણમાં રિવાજ છે તે મુજબ એમનાં લગ્ન પીપળી સાથે કરાવ્યાં. જ્યારે મ્હોટી ઉમ્મરે ઘરભંગ થાય ત્યારે ફરી લગ્ન કરવાં અયોગ્ય

માની પીપળી સાથે વિધુરને પરણાવી દેવાના ચાલ ઉપરથી જણાય છે કે પ્રાણી અને વનસ્પતિમાં અભેદભાવ આપણા પુર્વજોને ઘણા કાળથી વિદિત હતો. અસ્તુ કાકાએ પીપળી સાથે લગ્ન કર્યા પછી મનને સંયમમાં રાખવાનો નિશ્ચય કર્યો, અને પીપળીના મોહપાશમાં પડી સંસાર માંડવાને બદલે ઘરને આશ્રમ બનાવ્યું "સંસાર શું સરસો રહે ને મન મ્હારી પાસ" એ રીતે નિર્મોહ, નિર્લેપ જીવનમા એ દંપતી જીવન ગુજારવા લાગ્યાં. ચારેક માસ આમ વીત્યા પછી ગત પત્નીના કારજ માટે દેશમાં જવાનું થયું અને વિવાહની ૠતુ હોવાથી સગાઓનો બહુ આગ્રહ થયો એટલે અને હાથે રસોઇથી કંટાળેલા વગેરે કારણોથી પીપળીનો અન્ત્ય વિધિ કરાવી ત્રીજાં લગ્ન કરી કાકાની સ્વારી નાશક પધારી. પણ દુર્દૈવ એમની સાથેજ નાશક આવેલું એટલે થોડા દિવસની વાત ઉપર ફરી ઘર ભંગ થયું. આવા દારૂણ પ્રસંગે એમને જે દુઃખ થયું તે તો અનુભવીજ જાણે. તે પ્રસગેના ઉગ્ર આવેશમાં એમણે ભીષ્મ પ્રતિજ્ઞા કરી કે હું ફરી પરણનાર નથી. આ પ્રતિજ્ઞા આ ઘડી સુધી અખન્ડ પળાઇ છે, જો કે વચ્ચે એનો ભંગ થવાનો જોગ બની આવ્યો હતો પણ મુરબ્બીના ધૈર્યથીજ આ પ્રતિજ્ઞા પાર પડી.

વાત આમ બની સુતક ઉતર્યા પ્હેલાંજ સંબંધીઓ માંહે માંહે ગુસ ગુસ કરવા લાગ્યાં હતાં. મુરબ્બી પાસે પૈસો ઠીક હોવાથી કન્યાની પણ જોગવાઇ થઇ જાય એમ લાગતું હતું. ક્યાંકથી એક બે કુંડળીઓ પણ આવી પડી અને કાકાનું મન દુઃખથી વ્યગ્ર હોવાથી મન બહેલાવવા એ બધી કુંડળીઓ તપાસવા માંડયા, જોકે મનમાંનો નિશ્ચયજ હતો કે હવે લગ્ન નજ કરવાં. પણ બારમાંને દહાડે એક ચમત્કાર થયો. પીંડદાનની વેળાએ કોઇ રીતે કાગડો પીંડસ્પર્શ કરેજ નહિ. બહુ સમજાવ્યો પણ કાગડો વાંકી ડોક કરી પીંડ સ્હામે આંખ મટમટાવ્યે જાય પણ પાસે નજ આવે. અર્ધો કલાક આમવીત્યા પછી જેતી ફોઇયે હિમ્મત પકડી કહ્યું "ભાઇ મરનારના જીવને શાતા નથી વળતી ત્હમને સુખ કરવા આવી અને હાલી નીકળી એટલે ખાનદાન ઘરનાં બચ્ચાંને ભોંડપ લાગી ગઇ છે, માટે જો એનું મન રાખો તો પીંડ સ્વીકારે," કાકાની આંખમાં રતાશ કે ભીનાશ જેવું જણાયું

- છેવટે ધીમેથી કંઇ ગણગણ્યા અને તુરતજ કાગડાએ સહર્ષ આક્રોશ પુર્વક પીંડ સ્પર્શ કર્યો. આ કારમા કલિયુગમાં આ પ્રતિના દૈવી શકિતના હજારો દાખલા દરરોજ નજરે પડવાથીજ સુધારકો અંદર જળી રહે છે, પણ ખરેખર એક આંખવાળો સનાતની કાગડો ચાર આંખવાળા સુધારક કરતાં વધારે જોઇ શકે છે એની કોણ ના કહી શકશે.

અસ્તુ. ડોસાના સબંધીઓએ કાગડાને ધન્યવાદ અર્પ્યો. આમ-જનના આનંદને નીરસ ન કરવાના ભલા હેતુથી કાકા પણ ખુશ દેખાવા લાગ્યા.

ત્યારથી કાકાના મનમા તરંગોનું પુર આવ્યું ઘડીભર લાગે કે ગત પત્નીની બરોબરી કરે એવો જોડ મળેજ નહિ. વળી લાગે કે ગુણમાં જોડ ન નીકળે તો પણ જો રૂપમા અધિક હોય તો ચલાવી લેવાય ખરૂં, ઘડીભર પ્રતિજ્ઞા તોડવા બદલ શોક લાગે તો બીજીજ ક્ષણે લાગે કે પ્રતિજ્ઞા પાળવાથી કાગડાનો વિશ્વાસઘાત કરવાનું પાપ વ્હોરવું પડે " હું બીજી સ્ત્રીને અખણ્ડ સૌભાગ્યે વળાવી એના પિંડનો સ્પર્શ કરીશ" એ વચન મળવાથીજ વિશ્વાસે કાગડાએ ગત સ્ત્રીના પિંડનો સ્પર્શ કર્યો. હવે જો હું ફરી લગ્ન ન કરૂં તો વિશ્વાસ ઘાતજ થાય. અરેરે ! વિશ્વાસઘાત કરવો અને તે પણ એક ગરીબ બિચારાં પક્ષીનો, એ અમારાં કુલનું બિરદ નહોય. કાકાએ એક દહાડો મ્હને ગદ્ ગદ્ કણ્ઠે કહ્યું. વિશ્વાસઘાત અટકાવવાને એક તો શું પણ ચાર બાયડી કરવી પડે તો પણ હરકત નથી, " કાકાએ હિમ્મતથી ઉમેર્યું.

ત્યાર પછી દેશમાં વિવાહની વાતો ચાલી, કાકા દેશ ગયા અને જ્યોતિષનો વ્હેમ બહુ છતાં જન્મોત્રી જોવા કરતાં કન્યાઓ જાતે નજરેજ જોવાનો નિશ્ચય જાહેર કર્યો. પ્હેલી કન્યા જોઇ તે નાકનેંણે બરોબર હતી પણ આગળના બે દાંત પડી ગવા હતા અને કાકાનું કહેવું એમ થયું કે નિદાન એના મ્હોં-મળાને તો દાંતનો સરવાળો બત્રીશ થવો જરૂરનો છે. ત્યાર પછીનું ઠેકાણું રૂપે બરાબર હતું પણ કન્યાની વય ફક્ત સાતજ વર્ષની હતી. કાકા કહે કે કન્યાકાળ વીતી ગયો હોય એતો અધર્મજ છે પણ છોકરી આટલી નાની હોવાની

જરૂર નહિ. એના વયમાં આવવા પ્હેલાજ કાકાને કંઇ થાય તો સુધારકોથી ભરેલી ભ્રષ્ટ થયેલી દુનિયામાં નિર્દોષ બાળકને કાને પુનર્વિવાહનો શબ્દ પડે તો પણ એમના જીવને ઉંધે માથે લટકવું પડે. તેમ કાકા કહે કે વર કન્યાના વય વચ્ચે જેમ અન્તર ઓછો તેમ પ્રીતિ અધિક એટલે સાત અને સાત અઠાં છપ્પનનો મેળ જરા મોડો જામે ત્રીજે ઠેકાણે વય માબાપ ચૌદ કહેતાંતાં ને પાડોશી સત્તર કહેતાંતાં, પણ કાકાને એનો વાંધો નહતો. એવા એવા દોષોનું પરિમાર્જન કરવાનો ઉપાય તો આપણા ઉદાર ધર્મે યોજ્યોજ છે. સુવર્ણદાન આવે ત્યાં સંકલ્પ મુકતા જઇયે અને રજતદાનમાં આધિયાના છુટા મુકયા એટલે બધા પાપ ધોવાઇ જાય એવી સગવડ આજના સુધારકો કોઇ પણ ધર્મમાં દેખાડવાને અસમર્થ છે એ અમારા સનાતન ધર્મનો વિજય કંઇ કમ નથી પણ આ ઠેકાણે જાણે જરિયાની ખાણોનોજ જમાવ હતો. દોલસાનું રતન પદરે બાંધતાં કાકાને સંકોચ થવા લાગ્યો. બાયડી કાળી હોય એટલે છોકરાં પણ કાળાંજ થવાનાં કુટુમ્બમા એકવાર કાળો રંગ પેઠો તો તેને પાછો ધોઇ ધોઇને કહાડતાં નહિં નહિં તો પણ પાંચ સાત પેઢી સહજ નીકળી જાય, અને એટલી પેઢી જોવાનો સુદિન આવે એટલી કાકાની વય ન હોતાં એ ઠેકાણું પણ તજવું પડયું.

થોડા દિવસ આમ જતા એક ઘર કાકાને નજરે ચડયું. અલ્લડપણાં કે પુખ્તપણાંની સીમા પરનું વય, બર્ફ અને સોનાની વચ્ચેનો રંગ, સ્પર્શ કરતાં સોયાની પેઠે ભોંકાય એટલી સુકી પણ નહિ અને મોભવધાવ ટાણે ધરેડી રાંઢવાં લાવવા પડે એટલી સ્થુલ પણ નહિ એવી અંગયષ્ટિ. પણ કાકાયે એનું માગું કરવાનું બીડું ઝડપ્યું, ઘડીભર એ કન્યા મળે તો એ સંભવિત બનાવવા માટે ગત સ્ત્રીના મૃત્યુ બદલ હર્ષ પણ થયો. હવે મુસ્કીલી ફકત કન્યાપક્ષનો હકાર મેળવવાની હતી.

સામ ભેદથી કાકાએ કન્યાની કુડળી મેળવી કહાડી. કાકાને જ્યોતિષનો અપાર વ્હેમ હતો. પણ વરવધુની પત્રિકા તંતેતંત અનુકૂળ બને એ સંભવિતજ નથી કયાંક ત્રુટી રહી જાય છે, કોઇ કોઇ વાર તો, બે પક્ષના ગ્રહો એવા વિરોધી હોય છે કે બેય પત્રિકાના શત્રુ ગ્રહો

એકમેક પર ચ્હડાઇ લઇ જઇ ભયંકર સમરાંગણ જમાવશે એ બ્હીકથી બે પત્રિકા પાસે પાસે રાખવામાં પણ બ્હીક લાગે છે. આવીજ એકાદ વઢવાડ પ્રસંગે મુખશ્રીમાં લપડાક પડવાથી મંગળનું મ્હોં રાતુંચોળ થયું હશે; એજ રીતે શનિની કેડમાં ઇજા પહોંચવાથી માંડ માંડ મંદ ગતિએ હાલી ચાલી શકે છે. અસ્તુ કાકાને વ્હેમ ઘણો એટલે પત્રિકા લઇને બેઠા, પણ કેમે કરી ચિત્ત લાગે નહિ. ચન્દ્રબળ જોવા જતાં કન્યાનું મુખ યાદ આવતું ઘણી મહેનતે ગ્રહ ગોઠવતાં સાર નીકળ્યો કે કાકાના ગ્રહ કન્યાને પ્રતિકૂલ હતા. પણ કાકા એમ ગભરાય એવા ન હતા, યદાકદાચિત્ કાકાના ગ્રહના બળથી વધુનો લગ્નોત્તર ઘાત થાય તો એના મરણ પછી ફરી લગ્ન નજ કરવાં એવો નિશ્ચય કાકાએ જાહેર કર્યો. અને બાકીના ગ્રહો માટે કાકાએ જપદ્વારા શાંતિ કરાવવા બ્રાહ્મણો વરાવ્યાં. તેમાં એમના ગોર જગજીવન શુકલ તોતડા હતા એટલે તો એક જપ બોલવા જાય ત્યાં તો છ છ સાત સાત જપ કરી જાય એટલે જપની સંખ્યા પણ સારી જેવી થાય એ ફાયદો. આમ ગ્રહશાંતિ થઇ, પણ કન્યાપક્ષના ચિત્તની શાંતિ કરવા કાકાએ નવી કુંડળી તૈયારી કરી, સુર્યની યોજના બેધડક ઠંડાગાર કુંભની રાશીમાં કરી. ચન્દ્રપરના શશલાના જીવની દરકાર ન કરતાં એને સિંહરાશીમાં ગોઠવ્યો. બુધ અને વૃષભનું ચોકડું ખુશાલ બેસાડી દીધું, અને મંગળની અને મેશની ટક્કર લગાવી દીધી. કુંડળી તૈયાર કરી કાકા ફક્કડ કપડાં પ્હેરી કન્યાવાળાને ત્યાં જવા નીકળ્યા. જગજીવન શુકલે પ્હેલેથી ત્યાં કહી રાખ્યું હતું કે રા. ત્રિપુરાશિંકર કન્યાનું માગુ કરવા આવવાના છે. પોતા માટે કે પોતાના દીકરા માટે એ વાત શુકલે ભરમમાંજ રાખી મુકી હતી, કાકાને કન્યાના સબંધીએ આવકાર આપ્યો થોડીવારે કુંડળીઓની અનુકુલતાની તારીફ પુરી કરી, કાકાએ કન્યાના ભણતર વિષે સવાલ પુછ્યો. કન્યા અંગ્રેજી ભણેલી છે જાણી કાકાને જરા ખેદ થયો કાકાનો દૃઢ નિશ્ચય હતો કે છોકરીઓને શિક્ષણ આપવાથી નીતિનો ભંગ થાય છે, છતાં કન્યાનું રૂપ યાદ કરી કાકા બોલ્યા.

" કંઇ હરકત નહિ, આટલાં ધોરણ શીખતાં જેટલાં વરસ લાગ્યાં એટલાં વર્ષ એ ભૂલતાં લાગશે! શીખેલાં ધોરણ ભુલી જવા માટે

મદદ રૂપે ખાનગી શિક્ષિકા રાખવા હું તૈયાર છું, એટલે પાંચ સાત વર્ષમા બધાં પુસ્તકો ભૂલી જઇ અરૂન્ધતી આદિ સતી સ્ત્રીઓની હુકમાં એ આવી જશે. અહા, રસોડું, કોઠાર અને આગણું એજ આર્યસ્ત્રીનુ ભૂગોલ છે, ઘરની ખટપટ અને પડોશીની લડવાડ એજ હિન્દુ સ્ત્રીનો ઇતિહાસ છે, પકવાન્ન બનાવતાં આવડે એજ આર્ય વધુનું ખરૂં રસાયન શાસ્ત્ર છે, અને કુ કું લગાવવું કે છુંદણાં પડાવવાં એજ આપણી સતીઓની ચિત્રકલા છે, પતિના મનની વાત જાણી લેવી એ એનું ગણિત અને ચાળવુ ખાડવું અને એક ચીજના અનેક ઉપયોગ કરવા એ એનું તર્કશાસ્ત્ર છે—"

"હું એ બધું બરોબરછે પણ અમ્હારે છોકરો જોવોછે, કાકા" 'અરે હુંજ પરણવાનો છું, આવું કન્યારત્ન નાદાન છોકરાઓને સોપાયજ કેમ ? "

બધા હસવા લાગ્યા. કાકા મુંઝાયા. પણ ફરી પોતાની વક્તૃત્વ શકિત વાપરવા માંડી.

"આ એક ઘા ને બે ટુકડા જેવી વાત નથી સારો લાંબો વિચાર કરી, શું તે ઠેરવો. મ્હારી ગત સ્ત્રીનો જીવ સદ્ગતિ પામે માટેજ હું વિવાહ કરવા તૈયાર છું આ ઉપરથી અટકળ કરો કે સ્વસ્ત્રી માટે મ્હારૂં મન કેટલું કોમળ છે, ત્હમારી દીકરી ઉપર દુર્દૈવે જો તેવોજ પ્રસંગ આવશે અને મરણ વખતે ફરીથી લગ્ન કરવાનું એ વચન માગશે તો તે પણ હું આપીશ. અને મારા તરફથી કશો ત્રાસ નહિ થાય એની ખાતરી રાખજો આપણા પરમપુજ્ય પુર્વજો કામ વાસનાની તૃપ્તિ નહિ પણ પુત્રપ્રાપ્તિ માટે વિવાહ કરતા ખરૂં પુછો તો આ વિવાહમાં મ્હને પુત્રોત્પત્તિની પણ ઇચ્છા નથી, કારણ ઇશ્વરની દયાથી મ્હને મ્હારા જે વડો એક પુત્ર છે, પણ આ લગ્નતો કેવળ પ્રીતિલગ્ન થશે, કારણ એમાં પુત્રેષણા, વાસના કે એવી નીચવૃત્તિનો સર્વથા અભાવ રહેશે; માત્ર ચોક્ખી પ્રીતિજ રહેશે. આ દેહનો દેહથી વિવાહ નથી. આતો આત્માનો આત્માથી વિવાહ છે. "હિન્દુ ધર્મ અને સુધારણા" નો વિદ્વાન લેખક કહે છે કે વિધવા સ્ત્રીઓ આપના બાલ બચ્ચાંને ઉછેરવામાં કામેચ્છા વિસરી જઇ અનેક કષ્ટમાં પણ આનન્દ માને છે. જો આ વાત સાચી હોય તો તમારી પુત્રી પણ મ્હારી પ્રથમ સ્ત્રીનાં

અચ્ચાંઓને ઉછેરવામાં તામસવૃત્તિ ભુલી જઇ મ્હારી સાથે સાત્ત્વિક પ્રેમમાં રહી શકશે. વળી બાલવૃદ્ધ વિવાહને આપણા પવિત્ર ધર્મ શાસ્ત્રો એ ક્યાંય પણ વખોડ્યો નથી,—"

કાકાએ પુષ્કળ ઉપદેશ કર્યો પણ પેલા નિગરગટ્ટ સમ્બન્ધી-યોતો વધારે હસવા લાગ્યા કોઇ કોઇ ઠેકાણે કન્યાઓ પોતે હસવા લાગી એટલે છેવટે કાકા વૈશાખ મહિનાની વાટ જોવા વગર દેશથી પાછા ફર્યા.

આ પ્રમાણે કાકાની ભીષ્મ પ્રતિજ્ઞા હજી સુધી અખંડ રહી છે.

<u>કજોડાંની કર્કશતા.</u>

એતર વચારે ખીજડી રે
તેની અવળાસવળી ડાળ રે પરણ્યો પીંગલે રે.
કોઇ કે' એનો બેટડો રે.
કોઇ કે' એનો વીર રે પરણ્યો પીંગલે રે.
નથી વીરો ને નથી બેટડો રે
સગી નણંદનો વીર રે પરણ્યો પીંગલે રે.

લોકગીત.
રઢિયાળી રાત ભા. ૨.

પણ આશ્ચર્ય જેવું તો એ છે કે, અત્યારે પણ દક્ષિણ આફ્રિકાના Bunda Bush નામના પ્રદેશમાં એજ રિવાજનું અસ્તિત્વ હોવાનો પુરાવો હમણાજ મળી આવ્યો છે. 'Like the heak of a subnurged world.' 'અમેરિકન વીકલીના તા. ૫-૧૧-૨૫ના અંકમાં પ્રખ્યાત અમેરિકન મુસાફર જે. એલ. બર્ક (કેમ્ડન, ન્યુજેરસી) નીચેની વાત પ્રસિદ્ધ કરી છે.

" ઉપર ઇસારો કરેલ રિવાજ સમજવાને આપણે પ્રથમ તો તેમના (Bunda Bush ના લોકોના) કેટલાક રિવાજ સમજવા પડશે. આફ્રિકામા—સીયર લીઓન પ્રદેશમાં—સ્ત્રીઓ પરણતી વખતેજ સાદી, અને બધી જાતના પુરા જ્ઞાનવાળી હોય છે. સ્ત્રીઓને અમુક સુચનાઓ વગર, આપણામાં બને છે તેમ, પરણાવવાનો ચાલ નથી, એટલા માટે, અમુક અમુક વખતે બુઢ્ઢી ડોસીઓ, અને પરણેલી સ્ત્રીઓ, જુવાન છોકરીઓને દૂર ઝાડીમાં લઇ જાય છે અને જીંદગી અને કુદરત વિશે જાણવા જેટલું જણાવે છે. "

" પણ આપણા ભલા પાદરીઓ, ભયંકર અનીતિ, ગાંડા ચાળા, શૃંગારિક નૃત્યો અને જડ પદાર્થોની પુજા વિશે ઘણી વખત આપણને કહે છે. કદાચ પશ્ચિમના સુધારકોને આ બાબતો અનીતિમય લાગે પણ આફ્રીકાનાં જંગલની લગભગ નગ્ન સ્ત્રીઓ, આવાં કર્મોમાં અનીતિ ભેળવવાનો વિચાર નથી રાખતી. તેમને તો આવી ક્રિયાઓ એટલે સ્ત્રી ત્વની દીક્ષા, અને આશ્ચર્યકારક સત્યોનું કથનજ લાગે છે માટેજ તેઓ પોતાનાં નૃત્યમાં જન્મ, સંવનન, લગ્ન, માતૃત્વ, મૃત્યુ વગેરે પ્રકૃતિ ક્રમના પાઠો ભજવે છે. તેઓને પોતાની જુવાન કન્યાઓને, પુસ્તકો કરતાં નાટ્ય હાવભાવોથી સમજાવવાનું વધુ પસંદ પડે છે. આ આફ્રિકન સ્ત્રીઓ જીવનનાં સત્યો નિખાલસ મને સ્વીકારે છે. "

" પણ આવે વખતે, વચમાં પડનાર પુરૂષને તો તેઓ "મૃત્યુની સ્ત્રી"ને, સોંપે છે, તે મૃત્યુ ઘણુંજ ભયંકર હોયછે—પણ તે કેટલી હદ સુધી જાય છે તેની મને તે વખતે ખબર ન્હોતી."

" બીલો, કૃશાંગ મજુર હતો. પણ સીતેર પાઉંડનો બોજો લઇને તે આખો દહાડો કામ કરતો છતાં સાંજે ઉત્સાહભર્યો રહી

ગામલોકો સાંભળી રહેતા. અમારી ટોળી, બીલો જે " પરગામન " નામના ગામમાં રહેતો ત્યાં પહોંચી. પંખા નાખેલ છાપરાંવાળાં અને ગારાની ભીંતવાળાં કેટલાંક ઘરનું ઝુંમખું તે " પરગામન. "

" ત્યાં અમને ખબર પડી કે બુઢ્ઢીઓ, યુવાન કન્યાને તે રાત્રે, Bunda Bush નામે જંગલમાં લઇ જતી હતી. મેં તો, તે સ્ત્રીઓ. ત્યાં શું કરે છે તે શોધવાનો નિશ્ચય કર્યો, તેથી તે રાત્રે, ચન્દ્ર ઉગ્યો તે પહેલાં, ગામમાંથી સરકી જઇને, સ્ત્રીઓના, અસ્ફુસિત મન્ત્રના મૃદુ અવાજને અનુસરતો હું ચાલ્યો. ન દેખાઇ શકે તેવી જગ્યાએ ડાળીઓમા, અવાજ કર્યા વગર હુ ભરાયો. મારાથી ચાળીસ ફીટ દૂર એક ચોગાનમાં, પરગામનની માતાઓ ભેગી થઇ હતી. પાષાણના બનાવેલ આમ્ય ચૂલામાં અગ્નિ બળતો હતો. એક આખું જંગલી ઘેટું ત્યાં શેકાતું હતું, પરગામનની, ઘરડામાં ઘરડી કરચલી વળી ગયેલ ડોશી, અગ્નિ પછવાડેથી નીકળી. દેશ્ય ખડની બનાવેલ " હુડથી 'ઢંકાએલ માત કન્યાને તે દોરી આવી. આ ' હુડ ' ઉપર કાળા રંગથી, આંખ, કાન, નાક, વગેરે મનુષ્યનાં બધાં અંગના ચિતરેલાં જંગલી રેખાચિત્રો હતાં.

જ્યારે ક્રિયા શરૂ થઇ ત્યારે હું, જરા પણ હાલ્યા ચાલ્યા સિવાય, નીચે નમીને પડી રહ્યો. તાડનો પવિત્ર દારૂ, તે હુડવાળી કન્યા સિવાય બધાંને આપવામાં આવ્યો. પછી, જેમ જેમ ચન્દ્ર ઉગતો ગયો તેમ તેમ નૃત્ય શરૂ થયું, પ્રથમ તો તે મિત, માપસર, ને મોહક હતું.

"તેઓ, જે બીને આપણે જમીનમાં નાખીએ છીએ અને જે પાછું જીવન મેળવે છે તેના વિશે ગાતાં હતાં. પોતાના ઉગ્ર પુરૂષોના, પોતાની મૃદુ લલનાઓ માટેના સ્નેહ વિશે પણ તેઓ ગાતાં હતાં. શરૂઆતમાં યુવાન પત્નીઓજ નૃત્ય કરતી હતી અને ઘરડી ચૂલાનો દેવતા સંભાળતી હતી

' એક કલાક પછી, બધી સ્ત્રીઓ અટકી અને શેકેલાં ઘેટાની આસપાસ ભેગી થઇ. પ્રાણીની ખાલી ખોપરીમાં તાડનો દારૂ ફરીથી પીવાયો. અંતે બધી પત્નીઓ એક બાજુએ બેઠી અને તે વૃદ્ધા નેત્રી, પોતાના હાથો ચન્દ્ર તરફ પ્રસારી, એક શોકમય રાગ ગાવા મંડી. ચન્દ્ર

અને દારૂ અને ખોરાક અને ગરમીથી ઉન્મત્ત થતી ગઇ તેમ તેમ તેણે પોતાની ઝંગડીઓ અને અણુઘડ પારાની બનાવેલ માળાઓ દૂર ફેંકી દીધી.

"તેણે પોતાનો ચણિયો ફેંકી દીધો; અને ભયંકર રીતે. નગ્ન થઇને નાચવા મંડી. બીજી સ્ત્રીઓએ, પેલી કન્યાએ નાં મ્હોં ઉપરથી 'હુડ' ઉતારી અને એક ટોપલીમાંથી, પુરૂષનાં નાનાં પુતળાંઓ અને માણસ, ઘેટાં અને બીજા પ્રાણીઓના વાળમાંથી વણેલ કેટલીક મંત્રેલ ચીજો કાઢી."

"બુઢી, બધા ભેદોની માતા, ચન્દ્રમાને પ્રાર્થતી, નાચતી હતી. તે અટકી અને પછી તેની છેલ્લી રાડ, આખા જંગલમાં અને છોડોમાં રણકાર કરવા લાગી.

" અને મારાથી બરાબર દશ ફીટ દૂર કંઇક હલ્યું. એક કાળાં માથાને, ઝાડીમાંથી ઉંચે આવતાં મેં જોયું. ધોળા ડોળામાં ફરતી બે કાળી ત્રસિત કીકીઓ મેં જોઇ. ભયની એક ઝીણી કીકીયારી મેં સાંભળી.

"ગાયક બીલો. પાતળો અને ભયચકિત ઉભો. મારી પેઠે, તેને પણ જોવાની ઇચ્છા થઇ હતી પણ તેના વ્હેમભર્યા ભયને પ્રતાપે અત્યારે તે ઝાડીમાંથી બહાર ખેંચી કઢાયો. તે નૃત્ય તેને માટે ભયંકર થઇ પડયું. બીનેલ છતા સહિસલામત રહી શકે તેવાં પણ, શિકારીના પગરવથીજ જે પોતાની સંતાવાની જગ્યામાંથી બીકનું માર્યું બ્હાર નીકળી પડે તેવાં હરણની પેઠે, બીલો પોતાની સંતાવાની જગ્યામાંથી નીકળ્યો. અને ભ્રમિત મગજવાળાં માણસની જેમ તે તેજ જગ્યા સામે દોડયો.

"વૃધ્ધાની ચીસ પડતાંજ તે ભાગવા માંડયો પણ બીજીજ ક્ષણે દરેક સ્ત્રી તેની પાછળ પડી.

":Bunda ની પવિત્ર ક્રિયા પતિત થઇ."

" આવો દેખાવ બીજી વખત જોવાનું હું કદી પણ ઇચ્છતો નથી. મારી પોતાની સહીસલામતી માટે હું નીચો નમીને પડયો રહ્યો તે કાંટાળા ને અવ્યવસ્થિત જંગલમાં સ્ત્રીઓએ બીલોની પુંઠ પકડી. અને તેના ઉપર એક હુડ નાખી તેનાં આખાં શરીરને ઢાંકી દીધું.

તે હુડમાં કોણ હતું તેની કોઇને ખબર પણ પડી નહિ. તાડના દારૂથી તેઓ એવાં તો ભાન વગરનાં થયાં હતાં કે તેમને કંઇ અસર રહીજ નહીં કે તે હુડમાં કોણ હતું.

"બીજીજ ક્ષણે, તે બિચારાને વચમાં રાખી, આ બધી સ્ત્રીઓ ગામ ભણી ઉપડી. રસ્તામાં, પેલી બુઢ્ઢી દેવતા હલાવવાનાં ચૂંકણાથી તેને ભોંકતી જતી હતી.

"મને પાછળથી ખબર પડી કે ગામમાં, તેને એક ઝુંપડામાં ધકેલવામાં આવ્યો અને કેટલીક સ્ત્રીઓ ત્યાં ચોકી કરવા રહી અને બીજી સ્ત્રીઓ. bunda bush માં દાખલ કરેલ આ પાતકના સંસર્ગથી મુકત થવા, જળ લાવવા ગઇ. અમુક વખત પછી. હું પાછો આવ્યો. બીજે દિવસે અમે ચાલ્યા ગયા. પણ ધ્રુરકતી સ્ત્રીઓ તો હજી પણ, તે આખા શરીરે વીંટેલા છોકરાને રક્ષતી ઊભી હતી.

"જે કરૂણાજનક બનાવ પછી બન્યો તેનું મને સ્વપ્નું પણ ન્હોતું, નહિંતર કદાચ હું વચમાં પડયો હોત. પણ હું જ્યારે કેટલાંક અઠવાડિયાં પછી પાછો ફર્યો ત્યારે મને તેની ખબર પડી.

"પ્રાયશ્ચિત્તના દિવસ પછી બીજે દિવસે, પોતાની વીસ શિષ્યાઓ પાસે, તે ડોસીએ લીઆના નામની વેલની એક મોટી ટોપલી બનાવરાવી અને તેમાં તે છોકરાને હુડ સહિત બેસી મુકવામાં આવ્યો.

"પછી રિબાવવાનું શરૂ થયું. તે બુઢી, ત્રણ લાગટ દિવસ સુધી તે ટોપલી પાસે જતી અને તેમાં સેંકડો કરડકણી કીડીઓ નાખતી, ચોથે દિવસે તે નાયક પાસે ગઇ. આફ્રિકામાં, સ્ત્રીઓને મુખીઓ જરા પણ માન કે હકક નથી આપતા. પણ જ્યારે તેમનીજ ક્રિયાનો ભંગ થાય છે ત્યારે સત્તા તેમની રહે છે, ઘરડી ડોશીએ કહ્યું.

"જાતિના ઓ પિતા, તે કુતરાનું માથું મુંડવા તું તારા એક પિશાચવૈદ્યને મોકલ અને તેને હીનાથી રંગ.

"થોડા વખત પછી તે પિશાચવૈદ્ય ઝુંપડાંમાંથી બહાર આવ્યો: તેણે કહ્યું મેં તેનું માથું મુંડયું છે. તેને શાપ આપ્યો છે અને માથે રાતો હીનો ચોપડયો છે.

"એક દિવસ વીતી ગયો. સખ્તાઇથી અધમુઓ થએલ બીલો, પાણી સિવાય બીજું ખાવાનું નહિં મળતાં, ટોપલીમાં પડયો છે, પાંચમે

દિવસે સ્ત્રીઓની પ્રાયશ્ચિત્તક્રિયાઓ પુરી થઇ અને તે દિવસે વળી તે બુઢીએ નાયકને કહ્યું તેણે તેને એક જબરૂં અણીદાર કોરવાળું હથિયાર આપ્યું લીઆનાની ટોપલી ઝુંપડામાંથી લેવામાં આવી. ઘરડો નાયક પિશાચ વૈદ્ય ને યોદ્ધાઓ પાછળ ઉભા. આગળ ગામની સ્ત્રીઓ અને પેલી વૃદ્ધા નેત્રી હતાં.

" બધાં ભેગાં થયાં કે તરત નેત્રીએ લીઆનાની ટોપલી ઉપર ઊપર ઉભાં થઇ પોતાનો હુકમ કહ્યો, નિયમભંગ કરનાર યુવાનને ટોપલીમાંથી બ્હાર ખેંચી કાઢયો. તેનું માથું હજી હુડમાં હતું, પણ તેનું શરીર ખુલ્લું હતું. બ્હાર આવ્યો ત્યારે તે લગભગ બેભાન હતો. ઘરડી ડોશીએ પોતાનું હથિયાર ઉંચું કર્યું. તેની કોર તડકામાં ચમકવા લાગી. મદદગારોએ, બીલોની, મુંડેલને ચોપડેલ ડોકનો પાછળનો ભાગ ખુલ્લો કર્યો. અને આ વેર લેતી, ડોસી માટે તેને બરાબર વાંકો વાળ્યો ડોશીની કારમી રાડ સંભળાણી. પછી તેનું હથિયાર પડયું. અને સ્ત્રીની પવિત્રક્રિયાને ભ્રષ્ટ કરનારનું મસ્તક તેની હુડમાંથી બહાર જમીન ઉપર ગબડી પડયું.

વિધિ મુજબ, મદદગારોએ હવે, તે મસ્તક હાથમાં લઇ તે ડોશીને આપવાનું હતું. તેમણે તે આપવા માટે ધર્યું. ડોશીએ હાથ સંભાળ્યા પણ ત્યાં તો એક ચીસ સાથે તે જમીન ઉપર બેભાન થઇ, પડી ગઇ.

"તે ક્રૂર વૃધ્ધાએ, પોતાનાજ પોતરાને મારી નાખ્યો હતો.

" જ્યારે પિશાચ વૈદ્ય, મુંડીની ઝુંપડાંમાંથી બહાર આવ્યો ત્યારે તેણે તે છોકરાને ઓળખ્યો હતો, પણ તેણે કહ્યું નહિ. તે એક જાતની આફ્રીકન મશ્કરી કરવા માગતો હતો. દાદી પડી કે બધા હસ્યા, bunda ની પવિત્ર ક્રિયાનો રંગ રહ્યો—પણ જંગલી પુરૂષ અને જંગલી માતાના ભોગે.

'દોલતરાય હિમ્મતરામ.'

# એક ઉખાણું.

મારૂં નામ બે અક્ષરનું છે. અને હું એક જીવતું જાગતું પ્રાણી છુ. મને પણ ઇશ્વરેજ પેદા કર્યું છે. લગભગ દરેક સંસારી ઘરમાં હું હોઉં છું, બન્ને અક્ષર જુદા જુદા બોલીયે તો તેનો કંઇજ અર્થ થતો નથી, પરંતુ સાથે બોલવાથી મેં કહ્યું તેમ અગત્યનું પ્રાણી છું અને તે એટલે સુધી કે મારા વિના સંસાર ચાલેજ નહિ મને બે પગ, બે હાથ (આગલા પગ કહો તો પણ ચાલે તેવું છે) બે આંખ અને એક નાક છે (પણ " નાક નથી " એમ ધણીયે વાર મને સમજાવવામાં આવ્યું છે) ઘરની બહાર તો જવલ્લેજ દેખાઉં છું, તો એ પ્રાણી કયું ? આ ઉખાણો બરાબર સમજાય તેને માટે નીચેની વધારાની હકીકત વાંચવાથી અર્થ જાણવામાં સુગમતા પડશે.

તે પ્રાણીને પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો હોવાનું જણાયું છે. જો કે તેનીજ જાતના અમુક પ્રાણીઓ કે જેઓના પ્રસંગમા આ પ્રાણી બહુ આવે છે, તેઓનું માનવું છે કે આ પ્રાણીને જ્ઞાનેન્દ્રિયો નથી, અથવા હશે તો મોટી ઉમરે દેખાવ દે છે. આ ઉપરાંત આ પ્રાણીમાં નીચે જણાવેલી ખાસીયતો "હોવીજ જોઇએ" અગર તો "છેજ" એમ પણ આ પ્રાણીની જાતિનાંજ અમુક પ્રાણીઓ ભાર દઇને જણાવે છે અગર તેઓ માને છે. (જો કે ખરેખર હોતી નથી) જેવી કે:—

ઉમર કરતાં પ્રમાણમાં વધારે મજબુત હોય છે. તેની પાસેથી ગમે તેટલું કામ લેવામાં આવે તો પણ તેણે ઓછુંજ ગણવું જોઇએ. કરતે કામે ગાળો અને કદાચ માર પણ પડે છતાં તેવી સ્થિતિ તેણે સુખ રૂપ ગણવી જોઇએ. થાક શું છે તેની તેને ખબરજ ન હોવી જોઇએ. ખુશામત કરવી તે પોતાની ફરજ સમજવી જોઇએ. તેનાં પાળનારાં તરફથી કૃપા કે ખફાનજર, જે મળે તેને માટે આપનાર તરફ પોતાની કૃતજ્ઞતાજ દર્શાવવી જોઇએ. તેનાથી અજાણમાં અગર

અજ્ઞાનમાં તો ભૂલ થઇજ શકતી નથી, પણ જો ભૂલ થાય તો તે જાણી બુઝીનેજ કરે છે એમ બીજાંઓ માને ને કહે તો તે વાત તેણે કબુલ રાખવી જોઇએ.

સારાં કામ માટે તેણે જશની કે ઉપકારની આશા ન રાખવી જોઇએ.

પોતે બીલકુલ ઓછું ખાય છે અને મિષ્ટાન્ન કે દૂધ પોતાને ભાવતું નથી એવું બીજાઓ કરાવે અને જાહેર કરે તો તે મતને ટેકો મળે તેવું વર્તન રાખવું જોઇએ,

સારે નરસે પ્રસંગે સર્વથી વધારે ઢસરડો પોતેજ કરવો જોઇએ અને તે હક જો બીજાઓ છીનવી લે અગર છીનવી લેવાની કોશીશ કાર્યથી અગર વાણીથી કરે તો તે ગુન્હાની શિક્ષા પોતેજ સહન કરવા તૈયાર રહેવું જોઇએ.

આ પ્રાણી કોઇ દીવસ માંચેસાચું માંદુ પડતું નથી, પણ જો કદાચ પોતાને મંદવાડ છે એમ જણાવી દેવાય તો તે ઢોંગ છે એમ માનવાનો બીજાઓનો હક સ્વીકારવોજ જોઇએ.

અપાર સહનશકિત પોતાનામાં છે એમ બીજાઓ માની તેની કસોટી તેઓ કરે તો તે—વગર આનાકાનીયે કરવા દેવી. જ્યાં પોતાનો વાંક ન હોય અથવા નહિ જેવો હોય ત્યા બીજાઓને મોટો વાંક નજરમાં દેખાય તો તે અંને વાતનું સત્ય સ્વીકારવું. જેને થાકની ખબરજ ન હોવી જોઇએ તેને વિસામાની તો જરૂરજ શું હોય? અને જ્યાં બધો વાંક અને કસુર પોતાનાજ હોય ત્યાં ઇન્સાફ કરાવવાની જરૂર નજ હોય તે તો સ્વભાવિક છે

સૌથી વધારે નવાઇની વાત તો એ છે કે આ પ્રાણીને કુદરતી હાજતો કોઇની હાજરીમાં લાગતીજ નથી અને લાગતી હશે તો અને જરૂર પડેતો આઠ આઠ દિવસ સુધી રોકી રાખવાની શકિત ધરાવે છે

વળી આ પ્રાણી જગતમાં મનુષ્ય પ્રાણીની વૃદ્ધિ માટે આવશ્યક મનાયું છે,

આ સિવાય બીજી ઘણીયે ખાસિયતો તેનાંમાં હોય છેજ એવી ભાવના કરવામાં આવી છે પણ ટુંકામાં તે પ્રાણીને જીભ વાપરવાનો, ન્યાય માગવાનો, પુરતું ખાવાનો, પુરતી બુદ્ધિ વાપરવાનો કે હોવાનો તથા સ્વમાન હોવાનો હક કે દાવો હોય એમ, તેનીજ જાતનાં અમુક વર્ગનાં પ્રાણીઓ, સ્વીકારવા ના પાડે છે

તો તે પ્રાણી કયું ?

જયાશંકર આણુશંકર.

# શ્રી વડનગરાનાગર પરિષદ

## નજરનોંધ.

મુંબઈમાં તા. ૨૦ અને તા. ૨૧મી માર્ચ ૧૯૨૬ના રોજ સાન્ડરોડ બ્રીજ પાસેના મુજફરાબાદ હોલમાં આ પરિષદનું પ્રથમ અધિવેશન થયું હતું. સત્કારસમિતિ આશરે સવાસો સભ્યોની હતી. તેનું પ્રમુખપદ રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાને આપવામાં આવ્યું હતું, અને પરિષદનું પ્રમુખપદ શ્રીમાન લલ્લુભાઇ શામળદાસ મ્હેતા સી. આઇ. ઇ. એ શોભાવ્યું હતું. પરિષદમાં હાજર થએલાઓની સંખ્યા લગભગ પાંચસોની હતી. જેમાં પચાસેક સ્ત્રીઓ હતી.

શનિવાર તા. ૨૦–૩–૨૬ના રોજ પરિષદની બેઠક ત્રણ વાગ્યે શરૂ થઇ, રાતના સાડાબાર વાગ્યા સુધી ઉત્સાહભેર ચાલુ રહી હતી. ત્યારે સત્કારસમિતિના પ્રમુખ શ્રી અંજારિઆએ વિદ્વત્તાભરેલાં અને વિચારણીય ભાષણ દ્વારા, મનુષ્ય સર્વથા *Creature of circumstances*—કાળને શરણ—નથી પણ creator of circumstances કાળનો કર્તા—છે એમ બહુ યુક્તિપુર:સર દલીલોથી દર્શાવીને, નાગરોને નાગરત્વ જાળવી રાખવા અને તેનું સંવર્ધન કરવા માટે અસરકારક પ્રોત્સાહન કર્યું હતું. તેમજ પરિષદના આવશ્યકતા અને સાર્થકતા સંબંધી વિચારો બતાવી, આવી પરિષદ અનર્થરૂપ નીવડશે, અને નાગરજ્ઞાતિનાં ધર્મમુલક ગૌરવનો ઉચ્છેદ કરશે, એવી ભ્રાન્તિ રાખનાર 'અતિસ્નેહી પાપશંકી' વર્ગને આશ્વાસન આપ્યું હતું.

ત્યાર પછી પરિષદના શ્રીમાન પ્રમુખ શ્રીએ પોતાનાં ભાષણમાં જ્ઞાતિબંધુઓની, ભૂત, વર્તમાન અને ભવિષ્યની સ્થિતિની નોધ લીધી

તી અને જ્ઞાતિબંધુઓની અવનતિનાં કારણો. અન્ય જ્ઞાતિની તુલનામાં નાગરજ્ઞાતિની હલકી કદર અને ઉતરતું સ્થાન, તેમજ ઉન્નતેના માર્ગો બહુ સાદી, સરળ, પણ સચોટ ભાષામાં દર્શાવતાં, પોતાના વેશાળ અને વિવિધ પ્રકારના અનુભવસિદ્ધ વિચારો, નિરભિમાન પણે અને એક સાચા જ્ઞાતિહિતચિંતકની નિખાલસ બુદ્ધિથી પરિષદ સમક્ષ રજુ કર્યા હતા.

આ થયા બાદ, સત્કારસમિતિનાં મંત્રીમંડળે તૈયાર કરેલા ચાર ઠરાવો પર વિચાર કરવા સાઠેક સભ્યોની વિષયવિચારક સમિતિ ગોઠવવામાં આવી હતી. તે સમિતિનું કામ બહુ રસ પડતી રીતે, ઉત્સાહ પૂર્વક રાતના સાડાબાર વાગ્યા સુધી ચાલ્યું હતું.

બીજે દિવસે રવિવારે, પરિષદની બેઠક સવારના અગિયારથી સાંજના લગભગ નવ વાગ્યા સુધી ચાલુ રહી હતી. ત્યારે વિષયવિચારક સમિતિએ નક્કી કરેલ ઠરાવો ઉપર ત્રીસેક સભ્યોએ પોતાના વિચારો રજુ કર્યા હતા. છેવટના પાસ થયેલા ઠરાવો આ પત્રમાં બીજે છાપ્યાછે.

બાદ સત્કારસમિતિના અને પરિષદના શ્રીમાન પ્રમુખ મહાશયો પ્રતિ આભારદર્શક ઠરાવો કરી પરિષદનું કાર્ય સમાપ્ત કરવામાં આવ્યું હતું.

એકંદરે સર્વ કાર્ય હર્ષ અને ઉત્સાહ પુર્વક થતું હતું. વિશેષ નોંધ લેવા જેવી હકીકત એ છે કે સૌ. મુદ્રિકાબ્હેન હિમ્મતલાલ અંજારિયા અને સૌ. સરોજીની બ્હેન નાનક મ્હેતાએ સ્ત્રીકેળવણીની અગત્ય સંબંધે અને સ્ત્રીઓનું સ્થાન પુરૂષવર્ગની તુલનામાં સમાન કોટિનું હોવા પરત્વે, અસરકારક રીતે ભાષણદ્વારા પોતાના વિચારો દર્શાવ્યા હતા, ને વખતે આપણે નિત્ય તર્પણમાં યાદ કરીએ છીએ તે ગાર્ગી, વાચકનવી, મૈત્રયી વગેરે ઋષિપત્નીઓનું સ્થાન આપણી ગૃહલક્ષ્મીઓ હજી પણ શોભાવી શકે તેમ છે એમ લાગ્યું હતું. સંસારયાત્રા, સુશીલ, સંસ્કારી અને ગૃહસ્થાશ્રમધર્મપરાયણ સ્ત્રી વિના જરૂર નિષ્ફળ નીવડેછે, **ना ना नारी निष्फला लोकयात्रा** એ સિધ્ધાંત આ સૌભાગ્યવતી સન્નારીઓના દાખલાથી સર્વની નજરે પુરવાર થયો હતો.

# શ્રી અખિલભારતવડનગરાનાગર (બ્રાહ્મણ-ગૃહસ્થ) પરિષદ.

---

## પ્રથમ અધિવેશન.

### તેમાં પસાર થયેલા ઠરાવો.

ઠરાવ ૧.–કેળવણી.

શ્રી અખિલભારતવડનગરાનાગર ( બ્રાહ્મણ-ગૃહસ્થ ) પરિષદ પોતાના પ્રથમ અધિવેશન પ્રસંગે કેળવણી સંબંધમાં નીચે પ્રમાણે પોતાની માન્યતાઓ પ્રગટ કરે છે અને માર્ગો સુચવે છેઃ–

(અ) એકંદરે કેળવાયલી અને સંસ્કારી જ્ઞાતિ ગણાતી હોવા છતાં વડનગરાનાગરજ્ઞાતિ જેવી વિદ્યોપજીવી અને સમયજ્ઞ જ્ઞાતિએ ચાલુ કેળવણીનો જેવો અને જેટલો લાભ સાંસ્કારિક અને વ્યાવહારિક ઉદય માટે લેવો જોઇએ તેવો અને તેટલો લીધો નથી; અને તેથી જ્ઞાતિનાં વિદ્યાભ્યાસ કરતાં યુવક-યુવતીઓને ભલામણ કરે છે કે ત્હેમણે યથાશક્તિ ચાલુ કેળવણીનો પુરેપુરો લાભ લેવા અને ઉંચામાં ઉંચી ભૂમીકાએ પ્રમાણમાં વધારે સંખ્યામાં પહોંચવા ઉત્સાહપુર્વક પ્રયત્ન કરવા, તેમજ જ્ઞાતિને વિજ્ઞપ્તિ કરેછે કે આપણા યુવક-યુવતિઓને કેળવણીની બાબતમાં પુરેપુરી અનુકુલતા આપવા કેળવણીભંડારો, લોનો, શિષ્યવૃત્તિઓ, ઇનામો, છાત્રાલયો વગેરે પ્રકારની સામુદાયિક યોજનાઓ કરવી.

(આ) કેળવણી, કાયદો, વૈદ્યક આદિ સંસ્કારી (Learned) ગણાતા ધંધાઓની કેળવણી ઉપરાંત, આપણા જ્ઞાતિજનોએ પોતાના સંજોગો અનુસાર વિજ્ઞાન, કળા, વ્યાપાર, હુન્નરઉદ્યોગ, અને લશ્કરી બાબતની કેળવણી લેવી જોઇએ, કારણ કે ચાલુ જમાનામાં તેમ કર્યા વિના છુટકો નથી.

(છ) ચાલુ કેળવણીની આવશ્યક પુરવણી તરીકે આપણી જ્ઞાતિનાં યુવક-યુવતીઓને આપણા ધર્મનું, આપણા રીતરીવાજો અને આપણી જ્ઞાતિના ઇતિહાસનું જ્ઞાન મળે એવી યોજનાઓ થવાની જરૂર છે.

(ઈ) જમાનાને યોગ્ય ચાલુ કેળવણીના સંસ્કાર ઉપરાંત આપણી જ્ઞાતિની બાલાઓને ખાસ કરીને ગૃહવિદ્યા આદિ વ્યવહારોપયોગી જ્ઞાન મળે તેવી વ્યવસ્થા થવી જોઇએ.

રજુ કરનારઃ—રા૦ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા (નડીઆદ)

અનુમોદન આપનાર—(૧) રા૦ હરસિધ્ધભાઇ વજુભાઇ દીવેટિઆ અમદા૦
(૨) સૌ૦ સરોજની નાનક મહેતા (સુરત)
(૩) ડૉ૦ મોહનલાલ પાર્વતીશંકર દવે (સુરત)
(૪) પ્રો૦ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક (નડીઆદ)
(૫) રા જયાશંકર પ્રાણશંકર ઢેબર (ખંભાળિઆ)*

ઠરાવ ૨.—આરોગ્ય.

શ્રી અખિલભારતવડનગરાનાગર (બ્રાહ્મણ-ગૃહસ્થ) પરિષદ પોતાના પ્રથમ અધિવેશન પ્રસંગે જ્ઞાતિજનોના આરોગ્ય સંબંધમાં નીચે પ્રમાણે પોતાની માન્યતાઓ પ્રકટ કરે છે અને માર્ગો સૂચવે છે—

(અ) ઉચ્ચ વર્ણની બીજી જ્ઞાતિના પ્રમાણમાં આપણી જ્ઞાતિનાં સ્ત્રીપુરૂષોનું આરોગ્ય એકંદરે ખાસ ખોટું ભાગ્યે ગણાય, છતાં આગળનાં વખતનાં આપણી જ્ઞાતિનાં સ્ત્રી-પુરૂષોને મુકાબલેજ માત્ર નહિ, પરન્તુ નવા જમાનાના સંયોગોને પુરેપુરી રીતે પહોંચી વળવા માટે જોઇએ તેવા આરોગ્યના પ્રમાણમાં પણ આપણી જ્ઞાતિનાં સ્ત્રી-પુરૂષોનું આરોગ્ય સામાન્યતઃ અને સ્ત્રીઓનું વિશેષતઃ અસંતોષકારક છે.

(આ) આપણી જ્ઞાતિની સ્ત્રીઓમાં સુવારોગ, ક્ષયરોગ સંગ્રહણી, હીસ્ટીરીયા વગેરે જે મહારોગ ચિન્તાજનક પ્રમાણમાં પ્રવેશ પામ્યા છે અને જેમને પરિણામે આપણી યુવતીઓ મ્હોટી સંખ્યામાં અકાલ

* શ્રી કરાચીવડનગરાનાગરમંડળ તરફથી પરિષદમાં મોકલાએલ પ્રતિનિધિ.

અવસાનની ભોગ બને છે તે બાબતમાં આપણી ચાલુ રૂઢિઓ કેટલે અંશે અને આપણા હાલના સંયોગો કેટલે અંશે જવાબદાર છે ત્હેની વિશ્વાસપાત્ર વૈદ્યકીય દ્રષ્ટિથી તપાસ થવી ઘટે છે.

(ઈ) આપણા યુવક-યુવતિઓ વ્યાયામશાળાઓમાં તેમજ રમતગમતોમાં યથાશકિત ભાગ લે એવું વ્યકિતગત તથા સામુદાયિક ઉત્તેજન આપવું જોઇએ.

(ઈ) બાળ-વીરપ્રવૃત્તિ ( Boy Scout Movement ) આપણા જ્ઞાતિબાલોને પ્રિય થાય અને તેઓ ત્હેમાં હોંસભેર મ્હોટી સંખ્યામાં જોડાય તેવા વ્યકિતગત તથા સમુદાયિક પ્રયાસ થવા જોઇએ.

(ઉ) બાલ-સંરક્ષણ બાલ-ઉછેર વગેરે વહેવારોપયોગી વિષયોનું જ્ઞાન આપણી જ્ઞાતિની સ્ત્રીઓને મળે તેવા યોજનાઓ થવી જોઇએ.

રજુ કરનારઃ—રા૦ નયનસુખલાલ હરિલાલ પંડયા (નડિઆદ)

અનુમોદન આપનારઃ-(૧) રા૦ મુકુન્દરાય બળવંતરાય દવે (સુરત)
(૨) રા૦ જયેન્દ્રરાય ભગવાનલાલ દુર્કાળ (અમદાવાદ)
(૩) રા૦ રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી (નડિઆદ)
(૪) રા૦ ત્રિકમલાલ કરૂણાશંકર છાયા (જામનગર)
(૫) રા૦ પંડિત અમૃતલાલ વૈષ્ણવ (ભૂજ)
(૬) રા૦ રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ

**ઠરાવ ૩—આર્થિક સ્થિતિ.**

શ્રી અખિલભારતવડનગરાનાગર ( બ્રાહ્મણ-ગૃહસ્થ ) પરિષદ પોતાના પ્રથમ અધિવેશન પ્રસંગે જ્ઞાતિની આર્થિક સ્થિતિ સંબંધમાં નીચે પ્રમાણે પોતાની માન્યતાઓ પ્રગટ કરે છે અને માર્ગો સૂચવે છે.

(અ) આપણા જ્ઞાતિજનોનો મ્હોટો ભાગ જ્યારે રાજ્યની સેવા કરતો હતો ત્યારે આપણી જ્ઞાતિની એકંદરે જેવી આર્થિક સ્થિતિ હતી તેવી હાલમાં નથી, તેમજ પુર્વે સોંઘવારી હોવાથી જેટલી આવકમાં બેઠી બાંધણીથી રહી શકાતું તેમ હાલ સંયોગો બદલાતાં અને જીવનપધ્ધતિના ખ્યાલોમાં ફેરફાર થતાં રહી શકાય તેમ નથી; તેથી બુદ્ધિબલ ઉપર ઝઝુમનારી આપણી સ્વાશ્રયી જ્ઞાતિએ ચાલુ કેળવણીનો પુરેપુરો લાભ લેવો ઘટે છે અને તે દ્વારા સુલભ થતી રાજ્યસેવા.

કાયદો, વૈદક, કેળવણી આદિ પ્રદેશોમાં પુરુષાર્થથી ઉંચે જવા પ્રયત્ન કરવો જરૂરનો છે, અને તે ઉપરાંત વ્યાપાર તથા હુન્નરઉદ્યોગની દિશાઓમાં પણ યથાનુકૂલ આગળ વધવું આવશ્યક છે.

(આ) જે સમયે અવિભક્ત કુટુમ્બની પ્રથાનું બલ કમી થતું જાય છે અને વ્યક્તિગત ખર્ચો વધતાં જાય છે તે સમયે આનન્દના તથા શોકના પ્રસંગોમાં થતા ખર્ચો ઓછાં થાય એ ઇષ્ટ છે.

(ઇ) જે વ્યક્તિઓ તથા કુટુમ્બો દુર્ભાગ્યે નબળી સ્થિતિમાં આવી ગયાં હોય અને જેમને આબરૂભેર નિર્વાહ માટે આશ્રયની જરૂર પડે તેમ હોય ત્હેમને ત્હેમના સ્વમાનનો ભંગ ન થાય તેવી રીતે મદદ આપવા સ્થાનિક તેમજ કેન્દ્રસ્થ ભંડોળોની જરૂર છે.

(ઈ) જ્ઞાતિજનોના વ્યક્તિગત તથા સામુદાયિક આર્થિક હિત માટે સહકારના સિદ્ધાન્તનો જેટલો પ્રયોગ થઇ શકે તેટલો કરવો એ ઇષ્ટ છે.

(ઉ) વધારેમાં વધારે બદલો સલામતીથી મળે તેવી રીતે નાણાં રોકવાના માર્ગો તથા અર્વાચીન કાલની આર્થિક યોજનાઓ સંબંધી વિશ્વાસપાત્ર માહીતી જ્ઞાતિનાં સ્ત્રીપુરૂષોમાં પ્રસરે તેવી વ્યવસ્થા કરવી એ ઇષ્ટ છે.

રજુ કરનારઃ—રા૦ ગુણવંતરાય ગુલાબરાય દેસાઇ (ભાવનગર)
(૨) રા. રમણીકરાય નવનીધરાય મહેતા (ભાવનગર)

અનુમોદન આપનારઃ—(૧) રા. શંકરરાય અમૃતરાય મૈયદ
(૨) રા૦ અંબાલાલ બુલાખીરામ જાની (નડિયાદ)
(૩) સૌ. મુદ્રિકાબેન અંજારિઆ (મુંબઇ)
(૪) રા૦ વસન્તરાય હરિશંકર વછરાજાની (જામનગર)
(૫) રા૦ મનુભાઇ ચન્દ્રવિદ્યાનંદ પંડયા (સુરત)
(૬) રા૦ ચન્દ્રશંકર મણિશંકર પંચોળી (પાટણ)
(૭) રા૦ ગુલાબરાય સોમજી ધોળકિયા (ભુજ)
(૮) રા૦ શંભુલાલ બેચરલાલ દવે (પેટલાદ)

ઠરાવ ૪—સ્થાયી સમિતિ.

(અ) પરિષદનું બીજું અધિવેશન થાય તે પર્યન્ત સામાન્ય મંડલ તરીકે નીચે જણાવ્યા પ્રમાણેની સ્થાયી સમિતિ (Standing Committee) નીમવી અને ત્હેને બે ખાસ કામ સોંપવાં: (૧) જુદાં જુદાં નાગરસ્થાનોનાં વસ્તીપત્રકો તૈયાર કરાવી એકત્ર કરવાં તેમજ તે તે સ્થાનોના રીતરીવાજની નોંધ તૈયાર કરાવી તે એકત્ર કરવી. (૨) પરિષદે મંજુર કરેલા ઠરાવોના અમલ સંબંધમાં યથાનુકુલ વિચાર કરવો તથા વ્યવસ્થા કરવી તેમજ પરિષદનું બીજું અધિવેશન ક્યાં ભરવું અને તે પ્રસંગે કયા પ્રશ્નો સલામતીથી ચર્ચવા સલાહકારક છે એ વિષે વિચાર અને વ્યવસ્થા કરવાં

(બ) આ સામાન્ય મંડળને જરૂર લાગે તો સભાસદો ઉમેરવાની તથા કાર્યવાહક સમિતિ અને ઉપ-સમિતિ નીમવાની આ પરિષદ સત્તા આપે છે.

(ઇ) ઉપર (અ) માં જણાવેલાં સામાન્ય મંડળમાંથી નીચે જણાવ્યા મુજબનું કાર્યકારી મંડળ આ પરિષદ નીમે છે. તે મંડળ, પોતાના પ્રમુખ, ઉપપ્રમુખ તથા મંત્રીઓ નીમી લેશે. તથા પોતાની સંખ્યામાં વીસથી વધારે નહિં એટલી સંખ્યાનો વધારો કરી લેશે.

કાર્યકારી મંડળઃ– રા, લલ્લુભાઇ શામળદાસ મ્હેતા. (૨) રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ. (૩) રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ. (૪) રા. રમણીકરાય નવનીધરાય મ્હેતા. (૫) રા. અંબાલાલ બુલાખીરામ જાની. (૬) રા. ફુલશંકર કલ્યાણરાય બક્ષી. (૭) રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, (૮) રા. હરસિધ્ધભાઇ વજુભાઇ દીવેટીઆ. (૯) રા. ઉછરંગરાય કેશવરાય ઓઝા. (૧૦) રા. ગુલાબશંકર સોમજી ધોળકીઆ. (૧૧) રા, વસન્તરાય હરિશંકર વછરાજાની.

# પરિષદનું સમતોલપણું.

મંકોડી,

તારો પત્ર મળ્યો આપણી પરીષદની વીગત તેમજ તેને લગતું ભાષણો વગેરે— સાહિત્ય પણ મળ્યું, એટલે હવે આ કાગળમાં, પરિષદ સંબંધી મારા વિચાર લખ્યા વગર કેમ રહેવાય ? પદ્મ બ્હેનને પણ આ પત્ર ખાસ વંચાવજે કારણ પરિષદ ભરાયા પહેલાંજ તે બહુ ઉતાવળીઆં થઇ રહ્યાં હતાં.

આ પરીષદે નાગરની આનુવંશિક મુત્સદીગીરી જાળવી ખરી. કેટલાય ધર્મચુસ્ત માણસો કેક છેલ્લી ઘડી સુધી, નાગરપરિષદ છુટ છાટ કરી ધર્મનો ધ્વંસ કરશે એવું માની રહ્યા હતા. અમારા મન્દુ જેવા તો કેટલાક, પરિષદ વિલાયત જવાની છુટ આપશે એટલે આવને વર્ષે ત્યાં જવાની તૈયારી કરતા હતા. આવી ઉત્તરદક્ષિણની મનોદશાઓને સાંધી લેવી એ ઉત્તમ મુત્સદીગીરી નથી બતાવતું તો શું બતાવે છે?

પણ પ્રથમ આધિવેશન વખતે પરિષદે આના કરતાં બીજું કાંઇ આગળ પગલું લીધું હોતતો ઉગતા છોડને મુળમાંજ કાપી નાંખવા જેવું થાત. આમાં પરિષદના કાર્યકર્તાઓએ જે ગંભીર સમતોલ મનોદશા બતાવી છે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. મને ખાત્રી છે કે આ ઉપાય, ઉપર સૂચવેલ બન્ને પક્ષનાં મન જો ન જીતી શકે તો પછી બીજો કોઇ ઉપાય છેજ નહિ.

પરિષદની અંદર પ્રત્યક્ષ ઉત્સાહ ભાઇઓએ તથા બ્હેનોએ કેવો બતાવ્યો તેને વિશે તું બહુ ઉત્સાહયુકત વચનો વાપરે છે તે તે ઠીક પણ બીજે ઠેકાણે પરિષદની વાત સ્વપ્નમાંયે નથી વિચારાતી તે પણ સાચીજ વાત છે. એટલે પરિષદની સ્થાયી સમિતિનું હવેનું

કામ વાતાવરણ કેળવવાનું થશે તેના કરતાં પણ પહેલું કામ પરિષદની ખબરો ગામે ગામ ને ખુણે ખુણે પહોંચાડવાનું રહેશે.

પરિષદમાં મંજુર થયેલા ઠરાવોની નકલ તેં મને મોકલી તે હજુ મેંનો પુરી વાંચીયે નહિં ત્યાંતો આપણી ઉષા આવીને મને કહેવા માંડી— " મેં ન્હોતુ કહ્યું ? એમ કર્યા વગર ચાલેજ નહિ. આમાં ભલેને ઇસારો કર્યો પણ અંતે એમ નહિં થાય ત્યાં સુધી કાંઇ નહિ વળે. "

મેં કહ્યું " છે શું ? "

ત્યારે તેણે મને ઠરાવ પહેલા (અ)નું "તેમજ જ્ઞાતિને વિજ્ઞપ્તિ કરે છે—" વગેરે વાકય વાંચી સંભળાવ્યું.

તેનો મત એવો છે કે જ્યાં સુધી આપણી જ્ઞાતિનું એક મધ્યસ્થ મંડળ ન બને અને તે મધ્યસ્થ મંડળે નક્કી કરેલી નીતિ પ્રમાણે ચાલનારાં ઉપ-મંડળો, દરેકે દરેક જ્ઞાતિમથકમાં અને નાનાં ગામમાં ન થાય ત્યાં સુધી સક્રિય કામ કંઇ નહિં થઇ શકે.

અને એક ખરી વાત વિચારવાની છે કે પરિષદના ઠરાવોની અને પરિષદ પોતાની આપણા જ્ઞાતિમથકો ઉપર અત્યારે તો જરાય અસર નહિ થાય—કંઇક થઇ હશે તોપણ બે દિવસમાં ભુસાઇ જશે એ અસર હરહંમેશ જાગ્રત રાખવાનું અને તેને પ્રેરવાનું કામ પણ સ્થાયી મંડળના હાથમાં રહેશે.

પણ ઠરાવો વાંચીને ઘણી વાર સુધી નિરાશ થઇને બેઠેલ ઇન્દુ અચાનક બહાર આવ્યો ને મને કહેવા લાગ્યો " કાકા, મેં ન્હોતું કીધું? સુધારાવાળા સાવ મુકે ખરા કે ? જુઓ તો ખરા " કહી તેણે મને ઠરાવ બીજાની (આ) અને (ઇ) કલમો વંચાવી. તેને તો એમજ લાગી ગયું છે કે સુધારાવાળાઓએ લુચાઇ કરી આમાંજ બધું લખી નાખ્યું છે અને એ દ્વારા તેઓ પોતાની નેમ પાર પાડશે. ખરૂં પુછો તો સ્ત્રીઓની અવદશાને માટે આટલોજ માર્ગ સુચવ્યો તે ઘણાને તો અધુરૂં લાગેછે.

અહીંનાં 'નાગરિક'માં જ્યારે 'હિન્દુ કુટુંબ'નો લેખ આવ્યો ત્યારે કનુ તો ઇન્દુશેખર ઉપર ફીદા થઇ ગયો હતો. તેણે ત્રીજા ઠરા-

ચમાંથી પોતાને લગતું ગોતી. પરિષદ, વિભકત કુટુંબમાંજ માને છે એમ સાબીત કરવાનો મહાન પ્રયત્ન કરવા માંડયો.

સ્થાયીસમિતિના સંબંધમાં જે તેં લખ્યું છે કે પરિષદે કરાંચીનું પ્રતિનિધિત્વ સાવ વિસાર્યું છે તે ખરૂં છે; પણ કદાચ પરિષદના કાર્યકર્તાઓને એમજ ખબર હશે કે કરાંચીમાં બીજાં સ્થળની પેઠે નાગરનાં પંદર વીસ માણસો હશે. કરાંચીમાં અત્યારે લગભગ ત્રણ સો માણસો નાગરનાં વસે છે એ જો તેમને માલુમ હત તો ઓછામાં ઓછા ત્રણ માણસોને સ્થાયીસમિતિમાં લીધા વગર તેઓ નજ રહેત. પણ તેતો ઠીક.

બાકી રા. અંજારિયાનું ભાષણ ઘણું સબળ છે એમાં ના પડાયજ નહિં. તેના જેવાઓ જો અમારાં મંડળનાં 'નાગરિક'ને મદદ કરતાં હોય તો 'નાગરિક' ખરી સેવા બજાવી શકે. તેમનું ભાષણ બરાબર જો બધે વંચાય અને સમજાય તો પરિષદને માટે દરેકને સહાનુભુતિ થાય. તેઓનાં ભાષણમાંથી નીચેનાં વાકય તરફ સ્થાયીસમિતિનું લક્ષ ખેંચવાનું મને ખાસ મન થાય છે

"તેમ ને જ્ઞાતિની જ્ઞાતિ તરીકેની યોજના ધ્યાનમાં લઇ બધી જ્ઞાતિને રીતસર બોલાવી શકીએ, પ્રતિનિધિઓ મોકલતા કરી શકીએ, અરે, જ્ઞાતિની પહેલીઓને તે જાતની પ્રવૃત્તિ માટે વિચાર કરતા કરી શકીએ તો તો લાંબા કાળ પછી કાંઇક સંતોષકારક ધોરણ નકકી કરી શકાય ખરૂં. પરંતુ, આવું કામ કરવા માટે, જ્ઞાતિ માટે લાગણી ધરાવનારાઓને અનવરત શ્રમ બેચાર વર્ષો સુધી લેવો જોઇએ, ગામે ગામ ભટકવું જોઇએ. નાની મોટી દરેક વ્યકિતને મળવા માટે ધીરજ અને સમય ફાજલ પાડવાં જોઇએ અને જ્ઞાતિના કર્મવીર સાધુ તરીકે ભેખ લઇ મંડયા રહેવું જોઇએ."

ખરી રીતે એ ફકરામાં સ્થાયીસમિતિનો બધો કાર્યપ્રદેશ આવી જાય છે. એમ બની શકે તોજ સંગીન કામ થઇ શકે અને કર્મવીરો નજ મળે તેવી અશ્રદ્ધા મને તો નથી. સ્ત્રીઓ માટે કામ કરનાર પદ્મા બહેન જેવાં કેટલાંય તૈયાર હશે.

પ્રમુખનું ભાષણ તેં મોકલ્યું હોતતો ઠીક થાત. હવે તેના વિશે પછી લખીશ.

વધુ શું ? નવીનને આશીશ,

લિ. દિનકર.

## સ્વ. રા રા. બળવંતરાય વજેશંકર છાયા.



[રા. રા. છેલશંકર લક્ષ્મીશંકર બક્ષી બી. એ. એલ. એલ. બી. તરફથી મળેલ હકીકત મુજબ ઉપરનું વૃતાંત છે.]

રાજકોટ શહેર તથા સીવીલ સ્ટેશનની સમગ્ર પ્રજાની જાહેર સભા તા. ૨૩-૫-૨૬ રવિવારને રોજ કૅાનટ હૅાલમાં રા. મે. હરીલાલ એન. ગોસલીવા એમ. એ. એલ. એલ. બી. ડ્રીસ્ટ્રીકટ જજના પ્રમુખ પણાં નીચે મળી હતી જેમાં નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

" રા. રા. બળવંતરાય વજેશંકર છાયાના અકાલ અવસાનથી રાજકોટ શહેર તેમજ સીવીલ સ્ટેશનની સમગ્ર પ્રજાને મોટી ખોટ પડી છે, તેઓ એક પ્રતિષ્ઠિત વકીલ હતા એટલુંજ નહિ પણ દરેક સામાજીક પ્રવૃતિમાં તેઓ નિષ્કામ બુદ્ધિથી નિરન્તર સેવાપરાયણ રહેતા, દુષ્કાળ તથા પાણીની તંગી વખતે તેઓ ગરીબ માણસો તથા જાન વરોને રાહત આપવા માટે અથાગ શ્રમ લેતા; આવી અનેક સામાજીક સેવા તેઓએ પોતાની યુવાવસ્થાથી તે જીંદગીના છેલ્લા દિવસ સુધી બજાવી પોતાનું જીવન સફળ અને આદર્શરૂપ બનાવ્યું છે; આવા સમાજસેવકનું એકાએક અવસાન થવાથી રાજકોટ શહેર તથા સીવીલ સ્ટેશનની સમસ્ત પ્રજા તરફથી આ સભા અ ત:કરણ પૂર્વક દિલગીરી જાહેર કરે છે અને તેના આત્માને પ્રભુ શાન્તિ આપે તેવી પ્રાર્થના કરે છે, તથા તેમના કુંટુંબને પડેલ ભારે દુઃખમાં પોતાની દિલસોજી બતાવે છે.

અને આ ઠરાવની એક નકલ સદગતના વડીલ બન્ધુ રા. રા. ગુલાબરાય વજેશંકર છાયાને મોકલવા આ સભા મે. પ્રમુખ સાહેબને વિનંતી કરે છે.

(૧) હરિશંકર નરસિંહરામ પંડયા
(૨) ગુલામ મહમંદ મુનસી
(૩) વિઠલદાસ ગિરીજાશંકર ત્રિવેદી
(૪) લક્ષ્મણ કાનજી ગજ્જર

Passed unanmously in solemn silence all ladies & gentlemen present stanlling .

Rajkot 23-5-26 (Sd.) **H. N. Gosalia.**
President of the meeting

# જ્ઞાતિવર્તમાન.

### શ્રી વડનગરાનાંગરમંડળ મુંબઇ

**નવી લોન તથા સ્કૉલરશીપઃ**—ચાલુ માલની વર્ષ ૧૮તી શ્રીમંડળ તરફથી શિરસ્તા મુજબ જુન ૧૯૨૬થી શરૂ થતાં મુંબઇ વિદ્યાપીઠના વર્ષમાં રૂા. ૨)સુધીની માસિક સ્કૉલરશીપો કોઇ પણ સ્થળે મૅટ્રીકના ધોરણ સુધી અભ્યાસ કરતાં આપણી જ્ઞાતિનાં બ્હેન અથવા બન્ધુને આપવાની છે, તથા મૅટ્રીક પછી કોઇ પણ લાઇનમાં ઉચ્ચ અભ્યાસ કરવા માટે રૂા' ૫૦થી ૭૫ સુધીની લોનો આપવાની છે, તો આ બાબતની અરજીઓ શ્રી મંડળના છાપેલ ફૉર્મ મંગાવી તા. ૩૦મી જુન સુધી મંત્રીને પહોંચતી કરવી.—

ઉપરાંત ચાલુ સાલ ૧૯૨૬ની મુબઇ વિદ્યાપીઠની બી. એ.ની પરીક્ષામાં આપણી જ્ઞાતિમાંથી પ્રથમ નંબરે ઉત્તીર્ણ થનાર બ્હેન અથવા બન્ધુને "એન, આરઃ ઝીલા. કપ" ચાંદીનો પ્યાલો આશરે રૂા. ૩૦) સુધીનો આપવાનો છે, તેમજ છેલ્લી સ્કુલ લીવીંગ સર્ટિફીકેટની પરીક્ષામાં આપણી જ્ઞાતિમાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થનાર બ્હેન અથવા બન્ધુને "સ્વ. સારાભાઇ પ્રાઇઝ" આપવાનું છે તો આ માટેની અરજીઓ પોતાના સંપુર્ણ નામ ઠામ તથા પરીક્ષામાં મેળવેલા વિષયવાર માર્કસ સાથેની હકીકત આપીને તા ૩૦મી જુન ૧૯૨૬ સુધી શ્રી મંડળના મંત્રીને પહોંચતી કરવી.

જામનગરના રા. રા. મુળશંકર લક્ષ્મીશંકર માન્કડને ઉદેપુર રાજમાં પોલીસ અધિકારીમાંથી પ્રાન્ત રાજનગરના હાકેમની રૂા. ૨૯૦ ની જગ્યા ઉપર નીમ્યા છે.

રાજકોટ સ્ટેટના ન્યાયાધિશ રા. હરખલાલ રેવાશંકર બુચ B. A. L L B. ને સરન્યાયાધિશ સાહેબ રજા ઉપર જતાં તે જગ્યા નો ચાર્જ સુપ્રત થયો છે.

ડૉ. ભાસ્કર રૂપશંકર અંજારીયા M. B. B. S. ને મુંબઇની સર હરકીસનદાસ હોસ્પીટલમાં રૂા ૨૨૫થી ક્વાર્ટસ સાથે હાઉસ સર્જનની જગ્યા મળી છે.

ડૉ. ઇચ્છાશંકર કલ્યાણરાય માંકડ M. B. B. S. મોરબી સ્ટેટમાં આસિસ્ટંટ મેડીકલ ઓફીસર રૂા. ૧૫૦)ના પગારથી નીમાયા છે. નવા ડૉ. જનકરાય છોટાલાલ છાયા ડૉ. માંકડની જગ્યાએ મોરારજી મીલમાં મેડીકલ ઓફીસર નીમાયા છે.

રા. દોલતરાય નવલશંકર વકીલ B. A. L L. B. ત્રણ માસ માટે Western India States Agency માં સબજજ રૂા. ૮૫૦)થી નીમાયા છે.

રા. જનાર્દન અમૃતલાલ બક્ષી B. A. L L. B. છેવટની Advocate પરીક્ષામાં પાસ થયા છે.—હાલારી નાગરોમાં તેઓ પ્રથમ છે.—

રાજકોટ મિત્ર મંડળ તરફથી રા. દોલતરાય નવલશંકર વકીલને તેમજ રા. જનાર્દન બક્ષી, તથા, રા. ગણપતરાય શંકરપ્રસાદ બક્ષીને જ્ઞાતિ તરફનું અભિનંદન અપાયું છે.—

રા. દોલતરાય વકીલને કાઠીઆવાડ Bar Association તરફથી address અપાયું છે

શ્રી વડનગરાનાગરમંડળ મુંબઇ તરફથી દરવર્ષે નામાંકિત નાગરોના જીવનચરિત્ર બ્હાર પાડવાની યોજના થઇ છે જેને લગતી જાહેર ખબર તા. ૨૩-૫-૨૬ના પ્રિ ગુજરાતિમાં આવી છે.—

o

સ્વ ભોળાનાથ સારાભાઇ.

# નાગરમિત્ર.

આપણા હિન્દુધર્મનો મુલ પાયો શ્રુતિ તથા સ્મૃતિ૧ છે. તેમાં મુખ્ય શ્રુતિનો છે. મનુસ્મૃતિના બીજા અધ્યાયના ત્રીજા શ્લોકમાં છે કે

**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ।**

(ધર્મ જાણવાની ઇચ્છા રાખનારને મુખ્ય પ્રમાણ શ્રુતિ (વેદ) છે.) એ શ્લોકની ટીકામાં કુલ્લુક ભટ્ટ લખે છે કે **श्रुतिस्मृतिविरोधे तु श्रुतिरेव गरीयसी.** । (શ્રુતિ તથા સ્મૃતિના અભિપ્રાયમાં વિરોધ આવે તો શ્રુતિ બલવાન છે.) સ્મૃતિમાં આદ્ય મનુસ્મૃતિ મનાયેલી છે, તેમજ યાજ્ઞવલ્કયસ્મૃતિ પણ પ્રમાણ ગ્રંથોમાં મુખ્ય ગણાય છે. સ્મૃતિઓમાં ઘણું કરીને આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત એ ત્રણ વિષય હોય છે,

હવે બધી સ્મૃતિઓની પ્રવૃત્તિ એક કાલે થઇ નથી, દેશકાલની સ્થિતિ બદલાતી ગઇ તેમ તેમ સ્મૃતિઓમાં પણ ફેરફાર થયા તેનાં દૃષ્ટાંતો ઘણાં છે. આરંભના સમયથી અત્યાર સુધીના આચાર, ધર્મ, તથા નિયમમાં ઘણો અંતર જોવામાં આવેછે, સ્મૃત્યુક્ત સઘલા આચાર

---

૧. मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोंगिराः यमापस्तंवसंवर्ताः कात्यायनबृहस्पतिः पाराशरव्यासशंखलिखितादक्षगौतमोशतातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ।

याज्ञवल्क्यस्मृति. अ. १

(મનુ, અત્રિ, વિષ્ણું, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પારાશર, વ્યાસ, શંખ લિખિત, દક્ષ, ગૌતમ, શતાતપ. વસિષ્ઠ, એટલા ધર્મશાસ્ત્રના પ્રવર્તકો છે. એ વિના બીજી પણ સ્મૃતિઓ છે.)

આ સમયમાં પાળવામાં આવતા નથી. જે કામને દુષિત ગણીને શાસ્ત્રમાં તેનો પ્રાયશ્ચિત્તવિધિ લખ્યો છે તે કામનો હવડાંના કાલમાં લોક વ્યવહારમાં દોષ ગણાતો નથી અને તેનો પ્રાયશ્ચિત વિધિ પણ કોઇ કરતું નથી, તેનું કારણ લોકોના આચાર સમયાનુસારે બદલાયા તેમ તેમ નિયમોમાં ફેરફાર થતો ગયો. અથવા કેટલીક બાબતમાં એમ પણ થયું હોય કે લોકોમાં કેટલાક આચાર જે મુલથી ચાલતા આવ્યા તે ફેરવવાનો સ્મૃતિકારે સ્મતિવચનોથી પ્રયત્ન કીધો પણ તે વ્યર્થ ગયો હોય.

ધર્મના બે ભેદ છે. સામાન્ય, અને વિશેષ તેમાં સામાન્ય ધર્મ સર્વકાલે સર્વ દેશમાં એક સરખોજ હોય છે, વિશેષ ધર્મ પ્રત્યેક દેશનો ભિન્નછે; તે સમયાનુસાર બદલાતો આવે છે. મહાત્મા લોકો ઘણા દીર્ઘ વિચારના હતા. તેઓએ પોતાના દેશકાલની સ્થિતિ ઉપરથી જેમ અગત્ય જણાઇ તેમ તેમ સ્મૃતિવચનોથી ધર્મ, માર્ગ તથા આચારના નિયમમાં ફેરફાર કીધો; અને કેટલાક નિયમ લોકોએ પોતાની મેળે ફેરવી નાખ્યા; હવે લોકોએ ફેરવેલા નિયમમાં બે ભેદ પડયા, ઘણા ડાહ્યા લોકોએ એકમતથી જે નિયમ ફેરવ્યા તે સુખ કારક થયા અને મુર્ખ અને દુરાગ્રહી લોકોએ જાત્યાભિમાનથી તથા અવિચારથી જુના સારા સારા નિયમો ફેરવીને નવા નઠારા નિયમો બાંધ્યા તે દુઃખ કારક થયા. એવા દુઃખાકારક નિયમો બદલાઇને સારા નિયમ ન બંધાય ત્યાં સુધી આપણા દેશી લાકોના ઉત્કર્ષના દિવસો ઘણા વેગલા છે એમ નિશ્ચય જાણવું. પરંપરાથી નિયમો સમયાનુસાર ફરતા આવ્યા છે, તે પ્રમાણે દેશના કિંવા ન્યાતિઓના તથા ન્યાતિઓના નિયમ હોય તે ફેરવવાથી લોકોના સુખમાં વધારો થતો હોય તો તે ફેરવી દેશ કાલને અનુસરીને નવા નિયમ બાંધવા, અને જે ચાલથી અનાચાર તથા અનીતિ વૃદ્ધિ પામે તે ચાલ બંધ કરવા, તે સઘળા સ્વદેશ હિતેચ્છુઓનું કર્તવ્ય કર્મ છે. ઘણા લોકો મળીને શાસ્ત્રનાં વચન ફેરવી નાખે છે, તો જેમાં શાસ્ત્રની આજ્ઞાનો ભંગ ન થતાં આપણા દેશી લોકોના સંસારી સુખમાં વધારો થાય એવા શ્રેષ્ટ નિયમો બાંધીને તે પ્રમાણે ચાલવાને સર્વ સુજ્ઞ લોકોએ એકમત થવું ઘટે છે, આપણે એ શુભ કૃત્યનો આરંભ નહિ કરીયે ત્યાં સુધી આપણે પોતાનો તથા

આપણી યતી પ્રજાનો અભ્યુદય થવાનો માર્ગ આપણે આપણી મેલે બંધ કરીએ છીયે.—

જુઓ કે ધર્મશાસ્ત્ર પ્રમાણે સર્વ બ્રાહ્મણો એક સરખા છે. આરંભે આટલી બધી બ્રાહ્મણોની ન્યાતો ન્હોતી— મુળમાં ચાર જાતીઓ ગુણ કર્મના વિભાગથી બાંધી **चातुर्वर्ण मया सृष्टं गुणकर्म विभागशः** ચાર વર્ણ ગુણ કર્મના વિભાગથી ઉત્પન્ન કીધી એ ભગવદ્ગીતાનું વચન છે.—

બ્રાહ્મણ. ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ ચારવર્ણ તેમાં બ્રાહ્મણને ઉત્તમ જાતી માની છે. બ્રાહ્મણનું કર્મ કરે તે બ્રાહ્મણ છે તે વિષે પુષ્કલ પ્રમાણો છે તે આ ઠેકાણે લખવાની અગત્ય નથી—૨

---

૨ બ્રાહ્મણોની એકજ જાતી છે છતાં તેમાં ઘણા ન્યાતિભેદ થયા તેમાં કેટલીક ન્યાતો નો દેશના નામ ઉપરથી ઓળખાય છે. દક્ષિણમાં રહેનારા તે દક્ષિણી, તૈલંગ દેશમાં રહેનારા તૈલંગ. વડનગરમાં રહેનારા વડનગરા—નગરમાં રહેનાર તે નાગર કહેવાયા. અને નાગર સંજ્ઞા પડવાનું ખરૂં કારણ પણ એજ છે કોઇપણ નગરમાં રહેનારા તે નાગર એમ, નગરખંડ જેમાં નાગરોની ઉત્પત્તિની કેટલીક વાત કથા ભાગમા લખી છે તે ઉપરથી જણાય છે.

(આ ઠેકાણે નગર એટલે શહેર એમ અર્થ કોઇ લેશે એમ લાગતું નથી કારણ ઉપર શહેરોનાં નામ આપ્યાં છે તેથી નગર એ પણ એક શહેર એમ ગણાશે.)

સારાંશકે,—

સર્વ બ્રાહ્મણ એક સરખા છે તેમાં ભેદ ગૌડ અને દ્રાવિડનો પડયો એ ભેદ શંકરસ્વામીના પહેલાં ન્હોતો એમ લોકોમાં દંતકથા છે. ગૌડ બ્રાહ્મણો મદ્ય માંસ ભક્ષણ કરે છે અને દ્રાવિડ બ્રાહ્મણોમાં, એ નિંદ્ય વસ્તુ ખાવાનો પ્રતિબંધ અને તેજ કારણથી એ ભેદ પડયા હશે. આપણા દેશમાં વામમાર્ગવાળા ગુપ્ત રીતે એ અનાચાર કરે છે તેમજ સુધારાવાલામાં જે અધવધરા અને થોડું ભણેલા છે તે પણ મદ્યનો દુર્ગુણ ન જાણતાં તે પીવામાં સુધારો સમજે છે. એ દુર્ગુણ લોકોમાં વધવાથી પરિણામ ઘણું નઠારૂં થશે એવો ભય રહેછે.

ગુજરાતમાં ઘણા ન્યાતિ ભેદ તે ઘણું કરીને અવિચાર દુરાગ્રહથી થયાછે. હજુ મહારાષ્ટ્રના બ્રાહ્મણો ગુજરાતી બ્રાહ્મણો જેવા ગાંડા થયા નથી. તેમનામાં આટલી બધી ન્યાતો બંધાઇ નથી, એક દક્ષણી બ્રાહ્મણ બીજા દક્ષણી બ્રાહ્મણનું ખાધાથી વટલાતો નથી; પણ ગુજરાતમાં તો ન્યાતોના કડકે કડકા અને તેના પણ કડકા થઇ ગયા—એક બ્રાહ્મણ જાતીમાં ૮૪ ન્યાતો છે.

નાગરો વિના બીજા બ્રાહ્મણોએ કાંઇક ડહાપણ સંભાલી રાખ્યુ છે કે પરસ્પર ભોજન વ્હેવાર બંધ કીધો નથી; વેદશાસ્ત્રનાં વચન પ્રમાણે બ્રાહ્મણ માત્ર એક સરખાજ છે. સર્વ બ્રાહ્મણોનો એકજ ધર્મ છે, પ્રત્યેક ન્યાતોને વાસ્તે જુદાં ધર્મશાસ્ત્ર નથી, સર્વ બ્રાહ્મણોને ચાલવાના શાસ્ત્રના નિયમ એક સરખા છે, એક બ્રાહ્મણ બીજા બ્રાહ્મણનું રાંધેલું ખાધાથી ધર્મભ્રષ્ટ કિંવા જાતિભ્રષ્ટ થાય એવું ધર્મમાં કોઇ ઠેકાણે વચન નથી; તો પણ વડનગરો નાગર બીજી ન્યાતના બ્રાહ્મણના હાથનું રાંધેલું ખાય તો વટલી ગયો ગણાય-નાગરો પોતાની ન્યાતની મર્યાદાને જાલવી સકયા નહી તેથી તેમાં પણ છ ભેદ પડયા. તેમાં હવડાં કાંઇક મોટી સંખ્યા વાલી ન્યાત ગણીએ તો માત્ર ત્રણ ન્યાતો છે, વડનગરા—વીસલનગરા અને સાઠોદરા. આ ભેદ ઘણુંકરીને ગામોના નામ ઉપરથી પડયા છે એમ અનુમાન બાંધવાને ઘણાં યોગ્ય કારણ છે. એ નાગરોમાં પરસ્પર ભોજનવહેવાર મુલમાં હતો, ૩ પરંતુ હવડાં વડનગરા નાગરો પોતાને પોતાની મેલે ઉંચા માનીને બીજા ત્રીજા વર્ગના નાગરો સાથે ભોજનવ્યવહાર રાખતા નથી.

સાઠોદરા તથા વીસનગરા નાગર વડનગરા નાગરો જેવા હઠીલા નથી. તેઓ વડનગરા નાગરો સાથે ભોજન કરવાથી વટલીએ એમ ગણતા નથી તેથી તેટલી બાબતમાં તેઓને ડાહ્યા કહેવા પડે છે, આ ભેદ પડવાનું કારણ કેવલ અજ્ઞાન, દુરાગ્રહ, અને વિના કારણ માની

૩ નાગપુરમાં વડનગરા નાગરો છે તે વીસનગરા નાગરો સાથે ભોજનવ્યવહાર રાખે છે. અને તે નાગપુરનાં વડનગરા નાગરની કન્યા સુરતમાં રહેનારો કાશીનો વડનગરો નાગર પરણ્યો છે અને તેની સાથે સર્વ વડનગરા નાગરો જમે છે.

લીધેલી ખોટી મોટાઇ વિના બીજું કાંઇ નથી. નાગરબ્રાહ્મણ ચોરી કરે, નાગરબ્રાહ્મણ વ્યભિચાર કરે, નાગરબ્રાહ્મણ ગમે તેવાં દુરાચરણથી ચાલે તો પણ જાતીભ્રષ્ટ થાય નહી. પણ જો તે બીજી ન્યાતના બ્રાહ્મણનું ખાય તો તેને એક સપાટામાં ન્યાતબહાર મુકે.

પ્રાચીન કાલમાં આટલી બધી ન્યાતો ન્હોતી તેનું કારણ તે સમયમાં નિયમ બાંધવાની સત્તા સુજ્ઞ લોકોના હાથમાં હતી. કોઇ પણ ધારો બાંધતાં પહેલાં તેની અગત્ય કેવી છે અને તેથી ફલ કે હાની થશે તેનો પ્રથમથી વિચાર કરીને તે ધારા તથા નિયમ કારણસર બાંધતા હતા. વચમાં રાજ્યક્રાંતિઓ ઘણી થવાથી આપણા દેશની સ્થિતિ ઘણી નબળી થઇ ગઇ, સ્વદેશ છોડી લોકો દૂર દેશમાં જઇ જુદા જુદા ગામોમાં જથા બાંધીને રહ્યા. વિદ્યાભ્યાસ કરવાના સાધનો રહ્યાં નહી, તેથી પ્રત્યેક ન્યાત અથવા મંડલીમાં શાણા માણસોની સંખ્યામાં ઘટાડો થઇ ગયો, અને દુર્ભાગ્યથી ન્યાતની સત્તા મુર્ખ લોકોના હાથમાં આવી તેથી માહોમાંહ ટંટા કરીને જુદા પડયા. એ વિના પણ ન્યાતોના ઘણા ભેદ પડવાના બીજાં અંતર્ગત કારણો હશે, પરંતુ મુખ્ય કારણ મુર્ખતા, મમતા અને દુરાગ્રહને લીધે પરસ્પરના વિચાર ન મળવાથી સ્વાભિમાન વધી ગયું, અને તેનુ પરિણામ એ થયું કે, સર્વ ન્યાતોની ખરાબી થઇ અને હજુ પણ થાય છે. અને જો આવીને આવી સ્થિતિ રહી તો કેટલીક ન્યાતોનો ઉચ્છેદ થઇ ગયો તેમ હવડા જે ન્યાતો ટુંકી થઇ ગઇ છે તે થોડા કાલમાં નિર્મુલ થવાનો મોટો ભય રહે છે. માટે દરેક ન્યાતોના સુજ્ઞ અને વિવેકી માણસોનું મુખ્ય કામ છે કે પોતાની ભુલથી માઠું પરિણામ થવાનો ભય હોય તે ભુલ સુધારવાના ઉતાવળેથી ઉપાય કરવા. તેમાં મુખ્ય ઉપાય જ્ઞાનસૂન્ય, અને ઉદ્ધત લોકોના હાથમાં આખી ન્યાતની સતા છે તે કહાડી નાખી સુજ્ઞ સારા અને નીતિમાન માણસોને સોંપવી.

આ ઉપાય દરેક ન્યાતના સમજુ અને શાણા માણસોના હાથમાં છતાં, તેનો વિચાર માત્ર પણ ચાર સદ્ગૃહસ્થો એકઠા મળીને કરતા નથી તો એ વાત અમલમાં આવવાની નો આશા શેનીજ રખાય?

હે આર્ય મિત્રો, તમે આલસ્યમાં પડી રહી તમારા દેશીઓનું, તમારા ન્યાતીલાઓનું, તમારા સ્નેહી મિત્રોનું તથા તમારી પોતાની પ્રજાનું ભલું થવાના રૂડા ઉપાયો નહી કરો તો તમે તમારો મુખ્ય ધર્મ બજાવી શક્યા નહી, એ મોટો દોષ તમારા પછીની પ્રજા તમારા ઉપર મુકી તમારો ઘણો ધિક્કાર તથા તિરસ્કાર કરશે આ ચિરકાલનો અપયશ તમને ન આવે એવા ઉપાય તથા યુક્તિ તમારા હાથમાં છતાં તમે પ્રમાદ નિંદ્રામાંથી જાગ્રત થતા નથી એ તમને ઘટતું નથી. ગયો સમય હાથ આવવાનો નથી, માટે હે પ્રિય મિત્રોએ જાગ્રત થાઓ. અને તમારી પ્રજાનાં સુખ વધવાન ઉપાય કરવામાં શીઘ્રતા રાખો ન્યાતની સત્તા મુર્ખ અણઘડ લેકોના હાથમાં રહેવાથી તેઓનું પ્રબળ મર્યાદા ઉપરાંત વધી ગયું છે. એ બળ એટલું બધું વધી ગયું છે કે ધર્મ શાસ્ત્રમાં વિહિત કર્મ તે અવિહિત અને અવિહિત તે વિહિત ગણાવા લાગ્યાં, એ પ્રબળ એટલું બધું વધી ગયું કે અનાચાર તથા અધર્મ કરે તો તેને શિક્ષા કરવાને કોઇ સમર્થ નથી, એ પ્રબળ એટલું બધું વધી ગયું કે ધર્મશાસ્ત્રોનો નિયમ કોઇ તોડે તો તે દૂષિત ન ગણાય, પણ જો ન્યાતનો નિયમ તોડે તો તેની નિંદા થાય. એટલુંજ નહી પણ તેને પોતાની ટોળીમાંથી બહાર ફેંકી દે. છેલે એ પ્રબળ એટલું બધું વધી ગયું કે જેઓના હાથમાં ન્યાતની સત્તા રહી છે તે લોકો ઘણાં નઠારાં આચારણો કરે તો પણ તેમની સત્તા પાછી લેવાને ન્યાતના નીતિમાન વિદ્વાન, અને ધનવાન માણસોની પણ સત્તા ચાલી શકતી નથી. ન્યાતનો સાધારણ માણસ તો કદી સામો થઇ ન શકે પણ બીજા શક્તિમાન માણસો પણ એ જુલમી સત્તાના સામા થવાને પાછા હઠે છે. જેઓના હાથમાં એ સત્તા છે તેઓ કાંઇ રૂડું કરી શકતાજ નથી પણ ભુંડાં કામો કરી સકે છે. લેકોમાં ચાલતી મુર્ખતા તથા વહેમને તે અનુસરતા રહે છે. અને કોઇ અનાચાર કરે અથવા ન્યાતના ધારાથી ઉલટો વર્તે તેનું રક્ષણ કરવાની તેમની ઇચ્છા લોભ કે પક્ષપાત વગેરે કારણથી હોયતો જુદું બોલીપેલા હુકમ કરનારનો બચાવ કરેછે એવા લેકોમાં લેકોપયોગી સારાં કામ કરવાની શકિત હોતી નથી. તેથી કાંઇ પણ નવિન વિચાર તમને ગમતા નથી, લેકો વહેમના બંધનમાં રહીને નીચી સ્થિતિમાં રહેવામાંજ એ લેકોને લાભ છે! તેથી અના-

ચાર તથા અધર્મનો પણ ઢાંકપછેડો કરે છે. સુરતમાં એક બ્રાહ્મણે ચાંડાલીગમન કર્યું. તો પણ તે ઢાંકી નાખ્યું. એક નાગરબ્રાહ્મણ મદ્યપાન કરી ન્યાતમાં આવેલો એમ મુખના વાસથી સાબીત થએલું પણ લવંડર વોટરની વાસ છે એમ ઠરાવી તેનો બચાવ કીધો. વેશ્યાની છોકરીને નાગર બ્રાહ્મણે ઘરમાં રાખી છે તેનો કોઇ તીરસ્કાર કરતું નથી ને તેની સાથે બેધડક રીતે ભોજન વ્યવહાર રાખે છે હવડાંના બ્રાહ્મણો કેટલા બધા દુરાચારી છે તે તે પ્રસિદ્ધ કરતાં ઘણી લજ્જા આવે છે. અંબાજી માતામાં બ્રાહ્મણો ભવાઇ કરે છે તેમાં હજારો લોક દેખતાં હુકો પીએ છે તથા બીજાં ઘણાં પાતક કરે છે, ૪ નીશાના જેરમાં બે ભાન થઇ મર્યાદા ઉપરાંત ચાલે છે આવા દુરાચરણીના દોષને ઢાંકે તે સારા કહેવાય, તેઓ ન્યાતની સરદારી ભોગવે અને ન્યાતના સમજુ લોકો એ અવિચારી લોકોના હુકમને તાબે થઇ તેમના દોરાવ્યા દોરાય. ખરે, ન્યાતના લોકો જુલમી ધારાને તાબે થવાથી ઘણી નિર્બળ અવસ્થામાં આવી ગયા. એ લોકો એટલા બધા નિર્બલ થઇ ગયા કે એ જુલમી સત્તાને આધીન થવાથી છેક દાસત્વસ્થિતિની પાસે આવ્યા છે. આખરે ખરો દેખાવ હાલમાં તો વડનગરા નાગરની ન્યાતમાં જોવામા આવે છે એ ઘણું ખેદકારક છે. સર્વ ન્યાતોમાં વડનગરા નાગરો પોતાને ઉત્તમ ગણે છે. તેનું કારણ પ્રાચીન કાલના નાગરો ઘણા કીંમતદાર હતા. રણસંગ્રામમાં તથા રાજ્યકારભારમાં આગલ પડી પોતાનું સ્વતંત્રપણું સંભાળી રાખ્યું તે ઘણા શાણા અને સંપાલા હતા. આ ઘણા કાલથી મેળવેલી કીર્તિનો હવડાં અસ્ત થવાનો સમય આવ્યો છે. તેમનો માંહેનો પરસ્પરનો સ્નેહસંબંધ તુટી ગયો, કુસંપ તથા કજીઆ રૂપી અગ્નિયે તેઓની ન્યાતમાં પ્રવેશ કીધો છે, અને તેની જ્વાલા છેક સોરઠ સુધી ફેલાઇ છે, તેનું સુલેહ સંપ અને શાન્તિનાં જલથી ઉપશમન કરવું એ સર્વ સમજુ અને વિવેકી માણસોનો ધર્મ છતાં તેનો તાત્કાલે ઉપાય કરતા નથી એ ભારેમાં ભારે ચુક કરે છે, અગ્નિની જ્વાલા મોટી થયા પછે તે સમાવવી ઘણી દુર્ઘટ છે અને એ જ્વાલા

---

૪ કેટલાક તો મદ્ય પાન કરી મસ્ત થાય છે, આ વાતની સાબીતી છે તથા નામ પણ જાણવામાં છે પણ તે પ્રગટ કરવાનું આ પ્રસંગે યોગ્ય જણાતું નથી.

ઘણી વધી ગઇ તો તેનું પરિણામ ઘણુંજ નાશકારક થશે અને તે દુઃખ હવે પછીની પ્રજાને વેઠવું પડશે. નાગરો પોતાના તે પારકા અને પારકા તે પોતાના ગણવા લાગ્યા. નાગરોએ પારકા એટલે જેની સાથે કન્યાવ્યવહાર નથી તેઓને પોતાના સગા કરતાં પણ પ્રિય ગણી તેઓના મમતને વાસ્તે પોતાનો ટેક મુકી દીધો. નાગરોએ પોતાનાં છોકરાં તથા ભાઇભાંડુઓ સગાં તથા ઇષ્ટ મિત્રોથી અલગ થઇ તેઓના ઉપરનો સ્નેહ તથા પ્રીતિભાવ ઉઠાવી દીધો—એટલે સુધી કે પોતાના છોકરાના હાથનો પાણીનો છાંટો પણ લેતા નથી. આ સર્વ તેઓની પોતાની નબલાઇ, હઠીલાઇ, અને મુર્ખાઇથી થયું છે. તેમાં મુખ્ય વાત એ કે પોતાની સત્તાની લગામ પારકાને સ્વાધીન કીધી. સેવટ નાગરો પોતાનુ પ્રાચીન કાળથી મેળવેલું પરાક્રમ તથા શુરવીર પણું ખોઇ બેઠા, આવી રીતની નાગરોની નબલાઇ, નાદાની અને નફટાઇ જોઇને અન્ય ન્યાતના લોકો તેમની ઘણી ટીકા તથા ઉપહાસ્ય કરે છે, નાગરોની જેવી ઉત્તમ ન્યાત કહેવાતી હતી તેવીજ ઉતરતી કહેવાય છે. આ કલંક ગૃહસ્થોએ કેટલીક વાતે જાણી જોઇને પોતાને માથે બેસાડ્યું છે, મુર્ખ લોકોના હાથથી નબલું અને સુરીના હાથથી સારૂં કામ થાય એ સ્વાભાવિક નિયમજ છે. તે છતાં નાગરોએ ન્યાતની આખી સત્તા મુર્ખ, ઉદ્ધત, વૃથાપુષ્ટ ભિક્ષુક ભટ્ટોના હાથમાં સોંપી છે. ભટજી મનસ્વી રીતે જે જે જુલમી ઠરાવો કરે તે ગૃહસ્થો મુંગા મુંગા સહન કરી ટકટક જોયા કરે જુઓ આ કેવા ભયાનક તથા ત્રાસ દાયક દેખાવ !!!

ન્યાતના લોકોનું સુખ શી રીતે વધે. હવે પછીની થતી પ્રજાની સંસારી હાલત શી રીતે સુધરે, તેઓ ઉત્તમ વિદ્યાનો લાભ મેળવી ઉત્તમ પદવીઓ ભોગવે એવાં શાં શાં સાધનો છે, અને તે મેળવવાના યોગ્ય ઉપાય શા શા છે, એવા વિચાર કરવાનું કામ ન્યાતના મુખ્ય માણસોનું છે, પણ તેમ ન કરતાં તેથી ઉલટું ન્યાતમાં કજીઓ કલેશ તથા કુસંપ વધારવાના તથા ન્યાતના કડકા છે તેમાં ઉમેરો થવાનો પ્રયત્ન કરવામાં ગૃહસ્થો વધારે ખુબી સમજે છે. વધારે અફસોસ એ છે કે જેઓએ વિદ્યાનો લાભ લીધો છે, જેઓ ન્યાતજાતમાં પંકાએલા છે, જેઓ મોટે મોટે અધિકારે ચઢેલા છે જેઓ દેશી રાજ્યસ્થાનોમાં પ્રધાનપદ ભોગવે છે તેવા પુરૂષોની પણ આ નીચ કામમાં પ્રવૃત્તિ થઇ છે.

[ અપૂર્ણ ]

# નોંધ

<u>આભારદર્શન.</u>

બીજા અંકને પણ અમારા વાચકોએ હર્ષભેર વધાવ્યો છે તેથી અમને અમારાંમાં કંઇક વિશ્વાસ પેદા થયો છે, અને સાથેજ યોગ્ય વસ્તુને સત્કારવામાં હજી આપણા ભાઇઓ પાછા નથી પડતા એટલો સંતોષ થયો છે. અમને આમ પ્રોત્સાહન આપવા માટે અમારા ગ્રાહકોનો આભાર માનીએ છીએ. 'ગુજરાતી' વગેરે પત્રોના ચાલકોએ પણ નાગરિકને માટે સુંદર લખણો લખી, અમને મદદ કરી છે.

<u>યુનિવર્સિટિનાં પરિણામો</u>

મુંબઇ યુનિવર્સિટિનાં પરિણામો હમણાં બહાર પડી ગયાં છે. દરેક સફળ વિદ્યાર્થીનું નામવાર લીસ્ટ આપી દૈનિક પત્રનો બોજો અમે અમારા ઉપર વ્હોરવા નથી માગતા પણ ઉપર ટપકે દરેક પરિણામો તપાસતાં, અમને લખતાં દિલગીરી થાય છે કે નાગરના વિદ્યાર્થીઓ પ્રમાણમાં ઓછા સફળ થયા છે. ઘણી પરીક્ષાઓમાં તો તેત્રીશ ટકા જેટલું પણ આપણું પરિણામ નથી આવ્યું. આથી વિદ્યા ગ્રહણ તરફ આપણી બેદરકારીજ સમજાય છે– પણ તેમાં એક આશાકિરણ છે. આપણા ભાઇઓ હમણાં Technical જ્ઞાન મેળવવા તરફ વળ્યા છે અને તેમાં—દાકતર, એન્જીનીયર, વકીલ કે એવી પરીક્ષામાં—આપણું પરિણામ, પ્રમાણમાં સારૂં છે. એ દિશામાં પણ આપણે સફળતા મેળવી શકશું તો આપણે પાછા હઠયા નહિ ગણાઇએ પણ તે તો ભવિષ્યની વાત. અત્યારેતો નિરાશાજ દેખાણી છે.

<u>આ અંકનાં લખાણો.</u>

(૧) લગ્નસંબંધ અને વ્યકિતત્વ.

આ મનનીય લેખ, આ અંકમાં પુરો થાય છે. તેમાં જે નિર્ણય ઉપર તેના વિદ્વાન લેખક આવ્યા છે તેની સાથે બધા મળતા

ન થાય તો પણ એ વિષય વિચારણીય તો જરૂર છે અને એ વિષયને તેના લખકે પૂરતો ન્યાય આપ્યો છે, સ્ત્રી અને પુરૂષનાં પૃથક વ્યકિતત્વને અનુલક્ષી તેમની કેળવણીના પ્રશ્નનો ઉકેલ કરીએ તે એક દ્રષ્ટીએ જૂની વાતને નવા રૂપમાં મુકવા બરાબર છે, છતાં એટલું તો ચોકકસ કે જેટલે અંશે સ્ત્રીપુરૂષનાં શારીરિક બંધારણમાં અંતર છે તેટલેજ અંશે તેમની માનસિક ગ્રહણ શકિતમાં પણ તફાવત હોય, અને માટેજ તેમની કેળવણીમાં ફેર હોવો જોઇએ. આ લેખક જો તેમણે સુચવેલ વીગતવાર કાર્યક્રમ બનાવેતો જરૂર કંઇક વધુ જાણવા જેવું મળે.

(૨) લાજ

આ લેખના નિર્ણય માટે બે મત હવે નહિંજ હોય. લાજના રિવાજને લીધે આપણી જુવાન બાળાઓના શારીરિક અને માનસિક સૌન્દર્યને આપણે ચગદી નાખીએ છીએ તે દેખીતુંજ છે. લાજમાં કેટલાકને જે અદ્દભુત (romantic) લાવણ્યોપભોગમજા લાગે છે તેનું જો પૃથકકરણ કરીએ તો બીજું કંઇ નહિં પણ શારીરિક સૌન્દર્ય પ્રતિ એક પ્રકારનો વિકાર (passion) જ છે એમ દેખાશે. બુરખા પછવાડે સંતાએલ સૌન્દર્ય જોતાં જે ભાવ જોનારનાં મનમાં ઉઠે તે કદાપિ સાત્વિક ન હોય.

આ વિશે નીચેની બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. અમુક ચીજનું જેમ તમે જતન કરો તેમ તેનો મોહ તમને વધશે. પણ તેની સાથે છુટથી સંસર્ગમાં આવો તો તમને તે હંમેશનો સ્વાભાવિક ક્રમ લાગશે. આ સત્ય જેના મનમાં પ્રકાશશે તેને તો લાજના રિવાજ માટે જરાપણ મોહ નહિં રહે, સમાજીક રિવાજોમાં રહેલા સડા કબૂલતાં આપણે જરાપણ અચકાઇએ એનો અર્થ એટલોજ કે આપણે આગળ વધતા અટકવું છે.

અને પ્રાચીન સમયમાં પવિત્ર ને ઉજ્જવલ વાતાવરણમાં ઉછરેલ પણ લાજ જેવો રિવાજ ન પાળતી સાધ્વીઓનાં શીલ વિશે કોણ શંકા લાવશે ?

(૩) સંતતિનિયમન

આવા સાંપ્રત કાળના બળતા પ્રશ્ન ઉપર આટલું ઉજવાળું પાડવા માટે અમે ભાઇ ગૌરીશંકરના આભારી છીએ. દરેક સ્વાશ્રયી બનવા ઇચ્છતી પ્રજાએ સંતતિનિયમન (Birth Control)નો પ્રશ્ન ગંભીરતાથી તપાસવા જેવો છે.

સંતતિનિયમન કરવાના રસ્તાઓ ઘણા સૂચવાયા છે, ઇ. સ. ૧૮૭૭ની પહેલાં માલ્થ્યુસે બ્રહ્મચર્ય અને મોડાં લગ્ન એ બે વાતોજ જરૂરી ગણી હતી. તેનેજ અનુસરનારા માલ્થ્યુસીઅન આજે કૃત્રિમ ઉપાયો સંતતિ અટકાવવાને સૂચવે છે. માલ્થ્યુસ પછી આ વિષય પર ઉઘાડી રીતે લખનાર, જેમ્સ મીલ, રીચર્ડ કલાઇલ, અને ફ્રાન્સીસ પ્લેસ હતા. ૧૮૪૮માં જહોન સ્ટુઅર્ટ મીલે તે વિષયને ચર્ચ્યો. આજે પણ ડૉ. મેરી સ્ટોપ્સ, હેવલક એલીસ વગેરે આ વિષયને ચર્ચી રહ્યા છે,

આ વિષયની ચર્ચાના બે ભાગ પડી શકે, પહેલાં તો સંતતિનિયમનને માટે વિચાર કરવાની જરૂર છે કે નહિં તેનો જવાબ આપણને જોઇએ, પણ અત્યારના બધી બાજુથી ધસી આવતા અને વ્યક્તિવાદવાળા જમાનામાં તે વિષય ચર્ચવાની વિરૂદ્ધમાં તો કોકજ હશે, બીજી વાત સંતતિનિયમન કેમ થાય તે છે, તેને વિશે પુષ્કળ મતભેદને અવકાશ છે, કૃત્રિમ સાધનો અને બ્રહ્મચર્ય એ બે રસ્તા ઉપર ચર્ચા થયા કરે છે તેને વિશે અત્યારે કંઇ પણ ન લખતાં આહિં મુકેલા લેખથી આ વિષયમાં ભાઇઓ ને બ્હેનો જો વિચાર કરતાં થશે તોપણ શ્રમ ફળીભૂત થયો ગણાશે.

(૪) સ્ત્રીઆરાધ્ય

લેખમાંજ લખ્યું છે તેમ એ અમેરીકન વીકલીમાં આવેલ લેખનું ભાષાંતર છે. સમાજશાસ્ત્રના અભ્યાસીને તે લેખ ઘણીજ મોટી અગત્યનો છે, સૃષ્ટિના મંડાણકાળે હૈયાતી ધરાવતા રિવાજો જેમ જેમ પ્રસિદ્ધિમાં આવતા જશે તેમ તેમ આપણા સમાજના વિકાસ અને ઉત્ક્રાન્તિ ઉપર નવું અજવાળું પડતું જશે

વાચકોને

આ ત્રૈમાસિકના અત્યાર સુધી પ્રસિદ્ધ થએલા અંકોના લખાણ વિરૂધ, તેના આંતરિક ગુણ દોષથી તદ્દન નીરાળી એવી એક ટીકા

અમારે કર્ણે આવી છે, નાગરજ્ઞાતિના મુખપત્રમાં બીજી જ્ઞાતિને અનુકુલ થાય એવી વાતો અમે કેમ મુકીએ છીએ ? તેવા પત્રમાં આપણી જ્ઞાતિની વાત છાપવી, તે બીજી જ્ઞાતિ પાસે આપણું પોગળ હાથે કરી ખુલ્લું કરવા જેવું છે. આવી ટીકાનો એકજ જવાબ હોઇ શકે. સત્ય અને નીખાલસપણાં ઉપર ઝઝુંમનાર જ્ઞાતિને તેનાં છિદ્રો બહાર પડે તેની બ્હીક નજ હોવી જોઇએ. સૂર્યના ધાબાં જેવડાં આપણા દોષોને એમ ઢાંકવાના ચાળાથી તો ઉલટું આપણા દોષોને આપણે દ્વિગુણિત બનાવીએ છીએ.

નાગરજ્ઞાતિ સમાજનો એક ભાગ છે તેમજ બીજી જ્ઞાતિઓ પણ છે. અને જે જ્ઞાતિવિષયક પ્રશ્નો આપણને મુંઝવે છે તે બીજી જ્ઞાતિને પણ મુંઝવે છે. આપણામાં જે દોષો છે તે બીજી જ્ઞાતિમાં પણ છે અને આપણા દોષો ઉપર હસનાર પરજ્ઞાતિ પોતાનાજ દોષ ઉપર હસશે એ દેખીતું છે.

પણ વિશાળ મન હોવું તે મોટી વાત છે. આપણી જ્ઞાતિ તરીકેની ક્ષીણતા સ્વીકારી, સમાજ-શાસ્ત્રને સમજી તન્દુરસ્ત સમાજનો એક મણકો બનવાના પ્રયત્નો કરવા તેમાંજ આપણી ખરી ઉન્નતિ છે.

# અભિપ્રાયો.

"આપનું માસિક કેવળ નાગરને માટેજ નહિ, પણ નાગરિકને માટે હોઇ નામ સાર્થક કરે છે. એના લેખ જ્ઞાતિની ભૂમિકાના જે છે, તે પણ ઊંચી પ્રતીના છે."

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

" તે ગમ્યું છે. "

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.

" આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે એમાં કાંઇ શક નથી."

રા. રા. માનશંકર પીતામ્બરદાસ મ્હેતા.

" એક જ્ઞાતિનું મુખપત્ર હોવા છતાં, 'નાગરિક'માં સર્વદેશીય સાહિત્ય પત્રના શિષ્ટ ગુણો છે."

સૌરાષ્ટ્ર, ૧૨-૧૨-૨૫.

" આ અંકોમાંના વિષયો એવા છે કે જેના વિશે તે જ્ઞાતિના દરેક સભ્યને કંઇ પણ વિચાર કરવો આવશ્યક થઇ પડે. એ વિચારોને મદદરૂપ થઇ પડે એવા આ લેખોની પસંદગી સારી રીતે કરવામાં આવી છે. ગુમાવેલું સંસ્કારિત્વ, જે વડે પોષાય તેવીજ ચર્ચા પોષવાનો આ ત્રિમાસિકનો ઉદ્દેશ સ્તુત્ય છે. ડૉ. પંડિત ભગવાનલાલ રાજા જમીલારામ બહાદુર, લગ્નસંબંધ અને વ્યક્તિત્વ, હિન્દુકુટુમ્બ, સ્ત્રીગીત, વર થવાના કાયદા આદિ લેખો માહિતીને બોધની દ્રષ્ટિએ ઘણા મજાનાછે. નાગરોની પ્રાચીન અને આધુનિક પરિસ્થિતિનો લેખ મનનીય છે. આ ત્રિમાસિકમાં કેટલાક એવા વિષયોની ચર્ચા કરવામાં આવી છે કે જે નાગર સિવાયની કોમને પણ તેટલીજ ઉપયુક્ત થાય તેમ છે. મુદ્રણ અને રૂપ સુંદર અને આકર્ષક છે. જ્ઞાતિના લાભાર્થે પ્રકટ થતાં આ ત્રિમાસિકને જ્ઞાતિજનોએ ઉત્તેજન આપવાની જરૂર છે."

ધી ગુજરાતી તા. ૨૫-૪-૨૬.

પુસ્તક ૪ અંક ૩

# નાગરિક

ત્રૈમાસિક

તંત્રીઓ
ચન્દ્રશંકર અમૃતલાલ બુચ
ડોલરરાય રંગીલદાસ માંકડ

# અભિપ્રાયો.

"આપનું માસિક કેવળ નાગરને માટેજ નહિ પણ નાગરિકને માટે હોઈ નામ સાર્થક કરે છે. એના લેખ જ્ઞાતિની ભુમિકાના જે છે, તે પણ ઉંચી પ્રતીના છે"

રા. રા. હર્ષદકેશવધ્રુવ.

"તે ગમ્યું છે." રા. રા. રસિંહરાય ભોળાનાથ.

"આ પ્રથમ અંક બહુ ઉત્તમ નીકળ્યો છે એમા કાંઇ શક નથી"

રા. રા. માનશંકર પીતામ્બર મ્હેતા.

એજ કોટિનું પણ કંઇક વધારે મનનીય ને સંગીન લેખો અર્પતુ નાગરિક ત્રૈમાસીક, કરાચીથી બહાર પડે છે બીજાં નિઃસત્વ જ્ઞાતિપત્રો આગળ આ બન્ને ત્રૈમાસીકો ઉજળો દ્રષ્ટાન્ત છે

સૌરાષ્ટ્ર તા. ૨૪-૭-૨૬

ગુમાવેલું સંસ્કરિત્વ જે વડે પોષાય તેવીજ ચર્ચા પોષવાનો આ ત્રિમાસીકનો ઉદ્દેશ સ્તુત્ય છે મુદ્રણ અને ગેટઅપ સુંદર અને આકર્ષક છે.

ધી ગુજરાતી ત. ૨૪-૬-૨૬

" કોમી માસીકોમા સૌથી ઉંચેનંબરે આવે એમ મ્હને લાગે છે. લખાણોના વિષયોની પસંદગી પણ ઉપયોગી અને સુંદર છે."

બ્હેન જ્યોત્સ્ના શુક્લ

"નાગરિક માત્ર નાગરોનુંજ નહિ પણ સર્વે નાગરિકોનું પત્ર બને એમ કરવા આપે પ્રયત્ન કર્યો છે તે પણ બહુ યોગ્ય છે...... સંતતિનિયમન જેવા ગંભીર પ્રશ્ન વિષે લેખો પ્રસિધ્ધ કરવાની આપે શરૂઆત કરી છે તેથી મને બહુજ આનંદ થયો છે. નાગરબ્હેનો પોતાના કડવા મીઠા અનુભવો પત્ર રૂપે (ગમે તો સહી વગર) પ્રસિધ્ધ કરે તો બહુ લાભ થાય.

શ્રી સૌ. સરોજીની મ્હેતા.

"નાગરિકનું બીજું વર્ષ ફાગણમાં (માગસરમાં)જ બેઠું. ત્યાં લગીના પાંચ અંકોમાં તેણે આખા પ્રાંતના પત્રકારિત્વમાં સારો હિસ્સો આપ્યો છે એમ કહેવામા અત્યુક્તિ નથી. ઉત્સાહભર નવીન દ્રષ્ટિ વિદ્વાન પ્રૌઢ વિચારને વરે ત્યારે કેવું, સર્વાનંદકારી ફળ નીપજે તેનો 'નાગરિક' જીવતો જાગતો દાખલો છે.

કૌમુદી પુ ૩ અં. ૩

---

## 'નાગરિક'

(ત્રૈમાસિક)

**ઉદ્દેશો**

૧. ધાર્મિક, નૈતિક, સમાજીક જ્ઞાતિવિષયક અને ખાસ કરીને નાગર જ્ઞાનિને લગતા વિષયો ચર્ચવા.

૨ સતત અભ્યાસ અને શોધક વૃત્તિથી. જ્ઞાતિવિષયક પ્રાચીન અને અર્વાચીન વિચારોનો સુસયોગ કરવો.

૩. નાગરજ્ઞાતિના જુદાં જુદાં સ્થળોને લગતા સમાચારો હકીકતો વગેરે દુર વસતા ભાઇઓની જાણ માટે પ્રસિધ્ધ કરવાં.

ઉપરના ઉદ્દેશો પુરા પાડવા માટે અમે વિધ્યાન લેખકોને તેમજ ઉદારદીલ ભાઇઓને લેખો મોકલવા તથા ગ્રાહક થવા વીનવીએ છીએ

---


આ ત્રૈમાસિક કેમ્પબેલ સ્ટ્રીટ કરાચી, પારેખ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યુ અને ડોલરરાય રંગીલદાસ માંકડે ૭૮/૪, હોસ્પીટલ રોડ, કરાચીમાંથી પ્રસિધ્ધ કર્યુ.

તમારી ફરીઆદ પાચનશક્તિ કમ હોવાની, દસ્તની ચાલુ અટકાયતની, સ્વપ્નદોષની મગજની નબળાઈ, હાથપગની કંઇપણ કામ કરતાં થાકી જવાની અને બહુ કમજોર હોવાની હોય તો વખત ખોયા વગર વાપરો.

પ્રખ્યાત–પૌષ્ટિક

# આતંક નિગ્રહ ગોળીઓ

એની ચમત્કારિક ફતેહ આજ ૪૮ વરસ થયા જગજાહેર છે.

## કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપીઓ ૧ એક

## લાખો જુવાનોની જીંદગીને બચાવી લેનારૂં, ઉત્તમ ઉપદેશ દેનારૂં




ન વાંચ્યું હોય તો વાંચો, કિંમત કે પોસ્ટેજ કંઇ પણ નહિં.

## વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી.

કરાચી બ્રાન્ચ
બન્દર રોડ

જામનગર—કાઠિયાવાડ

# અનુક્રમ.

| | |
|---|---|
| પુસ્તક ૪ | જેષ્ઠ |
| અંક ૩ | ૧૯૮૫ |




'નાગરિક' ત્રૈમાસિક વાર્ષિક લવાજમ રૂ. ૨–૮–૦ પરદેશના પાંચ શિલિંગ.

**સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો.**

ડૉલરરાય રંગીલદાસ માંકડ, મંત્રી નાગરિક ૭૮/૪ હોસપીટલ રોડ કરાંચી

**સુચનાઃ**—આ ત્રૈમાસિકમાં ચર્ચાતા વ્યકિતગત મતોની પ્રમાણે નાગરિકની નીતિરીતિ રહેશે એમ કોઇએ ન માનવું:

પ્રકાશકઃ—ડૉલરરાય રંગીલદાસ માંકડ,
૭૮/૪ હોસ્પીટલ રોડ,
કરાચી.

છાપ્યુંઃ—પારેખ પ્રીન્ટીંગ પ્રેસ,
કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી.

.........

# લગ્નવિધિ

**(આપણામાં પ્રચલિત વિધિનું ભાષાન્તર)**

## વાગ્દાન

કન્યાદાતાએ, પવિત્ર જગ્યામાં બેસી, 'સ્વસ્તિનો મિતીત'[૧] વગેરે મંત્ર ભણી, મંગલતિલક કરી, દેશકાલને સ્મરીને, નીચે મુજબ સંકલ્પ કરવો: "મ્હારી કન્યાનાં ભવિષ્યનાં લગ્નનાં અંગરૂપ વાગ્દાન કર્મની નિર્વિઘ્ન સિદ્ધિ માટે ગણેશ અને અંબિકાનું હું પૂજન કરીશ" પછી પોતાની જગ્યાએ વરના બાપ વગેરેને પશ્ચિમાભિમુખે બેસારી, પોતે પૂર્વાભિમુખ બેસી, વરના બાપ વગેરેને કુંકુમનો લેપ કરવો. વરના બાપ વગેરે પણ, કન્યાદાતાને કંકુનો લેપ કરે. પછી કન્યાદાતાએ, સાત સારાં સોપારી હાથમાં રાખી, નીચે મુજબ બોલવું: "અમુક ગોત્રના, અમુક પ્રવરના, અમુક શર્મના પ્રપૌત્રને, અમુક—શર્મના પૌત્રને, અમુક—શર્મના પુત્રને, અમુક નામના અમુક શર્મના વરને, અમુક ગોત્રની, અમુક પ્રવરની, અમુક—શર્મની પ્રપૌત્રી, અમુક શર્મની પૌત્રી, અમુક—શર્મની પુત્રી અમુક નામની કન્યા, જ્યોતિષીઓએ કહેલ મુહૂર્તે આપીશ." પછી "અપંગ, પાપી કે નપુંસક નથી એવા અને દશ દોષોથી રહિત એવા પતિને, આ કન્યા, દેવ,

૧. સ્વસ્તિ નો મિમીતામશ્વિના ભગ સ્વસ્તિ દેવ્યદિતિરનર્વણ
સ્વસ્તિ પૂષા અસુરો દધાતુ નઃ સ્વસ્તિ દ્યાવાપૃથિવી સુચેતુના

(અશ્વિનો, ભગ, દેવી, અદિતિ, અને અનર્વણ અમને સંભળાવો બળવાન પૂષા અને પ્રાણવાન દ્યાવા પૃથિવી અમને કલ્યાણ આપો.)

અગ્નિ અને વડિલોની સમક્ષ આપું છે." એમ બોલી, તે સોપારી તેનાં લુગડાંના ખોળામાં નાખી, લુગડું નીચેના મંત્રથી મજબુત બાંધવું "૨ હે મિત્ર વરૂણ, અગ્નિ ને થાઓ. અમને યોગક્ષેમ મળો. અમને ઘર અને પ્રતિષ્ઠા મળો. મહાન દિવ્ય સ્થાનને નમસ્કાર" પછી તે વસ્ત્રની ગાંઠને કંકુથી પૂજવી. પછી વરના બાપ વગેરેએ કંકુવાળાં તે સાત સોપારીઓ સ્વીકારી 'આ ગોત્રના આ વર વિશે તમે નિશ્ચિંત થાઓ" એમ બોલી, તેજ સોપારી દાતાના વસ્ત્રને છેડે મજબુત બાંધવા. પછી દાતાએ વરના બાપ વગેરેને કહેવું: "કન્યાને મેં વાણીથી આપી છે. (તમારા) પુત્રને માટે તમે તે સ્વીકારી છે. (હવે) કન્યાનું મુખ જોવાના વિધિમાં તમે નિશ્ચિંતપણે સુખી થાઓ." પછી વરનો બાપ વગેરે પણ કન્યાના પિતાને કહે: "વાણી વડે કન્યા તમે આપી છે (મ્હારા) પુત્રને માટે મેં તે સ્વીકારી છે. વરને જોવાના વિધિ વિશે તમે નિશ્ચિંતપણે સુખી થાઓ." પછી બ્રાહ્મણના હાથમા ચોખા આપી, તેમની આશિષ લેવી.

## કન્યાવરણ

શુભ દિવસે, શુભ ચોઘડીએ, વરના બાપ વગેરેએ, આચાર્ય સહિત, સારા લુગડાંઘરેણાં પ્હેરી, સારાં લુગડાંઘરેણાં પ્હેરેલ સુવાસણીઓ સહિત નીચેની ચીજો લઇને, ગણપતિનું સ્મરણ કરીને મંગલ વાદિત્રના અવાજો સાથે 'સ્વસ્તિ' શબ્દ વાળા મંત્રો ભણતાં, કન્યાવરણ માટે કન્યાને ઘેર જવું. ફુલ, ફળ, જવ, સોનું ચંદન, ફુલહાર વગેરેથી શણગારેલ, પૂર્ણપાત્રથી મોં ઢાંકેલ જળથી ભરેલ કળશ વંશપાત્રી અને જોઈએ તે વસ્ત્રો લઇ જવાં. તેઓ જાય ત્યારે વરે નીચેના મંત્રથી તેમને વદાય કરવા. "૩ આ જે સુંદર રસ્તે મ્હારાં

૨. ૐ તદસ્તુ મિત્રાવરૂણા તદગ્ને શંયોરસ્મભ્યમિદમસ્તુ શસ્તં અશીમહિ ગાધમુત પ્રતિષ્ઠાં નમો દિવે બૃહતે સાદનાય." •

૩ અનૃક્ષરા ઋજવઃ સતુ પંથા યેભિઃ સખાયો યન્તિ નો વરેયં।, સમર્યમા સં ભગો નો નિનીયાત્સં જાસ્પત્યં સુયમમસ્તુ દેવાઃ।

સગાંવ્હાલાંઓ જાય છે તે સુગમ અને વિઘ્નરહિત થાઓ. અર્યમા અને ભગ (તેમની) સાથે જાય. દંપતિ હે દેવા, સુયુક્ત બનો." પછી કન્યાને ઘેર જઇ, જો પ્હેલાંથી ઓળખાણ ન હોય તો, વરના પિતાએ કે દાદાએ કે કાકાએ કે ભાઇએ કે જે વડિલ હોય તેણે "હું આ છું" એમ ત્રણ વાર પોતાનું નામ મ્હોટેથી બોલવું. પછી કન્યાના પિતાએ કહેવું; 'પધારો. આપના આવવાથી અમ્હારા ભાગ્યધન' પછી વેવાઇઓએ પશ્ચિમાભિમુખે બેસવું કન્યાવાળાએ પૂર્વાભિમુખે. વચમાં પાણીના કળશ મૂકવો. વરના બાપ વગેરેએ આચાર્ય સહિત, "આ ગોત્રના, આ પ્રવરનાં, આ આ શર્મના ના પૌત્ર, આ આ શર્મના પુત્ર, આ આ સર્મને માટે, તમારી કન્યાનાં, પત્ની તરીકે માગાં કરીએ છીએ" એમ કન્યાના વડિલોને કહેવું. પછી કન્યાના પિતા વગેરેએ ગોત્ર પ્રવર એકજ નથી તે, તથા સંપિડ પણ નથી તે નક્કી કરી, પોતાના ઘરનાં માણસોના મત લઇ 'ભલે' એમ કહેવું પછી અલંકારયુક્ત કન્યાને પૂર્વાભિમુખે બેસારી, આચાર્યે પોતે ઉત્તરાભિમુખે બેસી. 'સુમુખ' વગેરે બોલી. આચમનકરી. દેશકાલને સ્મરી, "થવાનાં છે તે લગ્નના અંગરૂપ કન્યાવરણ હું કરૂં છું' એમ સંકલ્પ કરવો. પછી કન્યા-વરણ માટે 'કન્યા' આ ત્હારે માટે અર્ધ્ય એમ અર્ધ્ય આપી કન્યા આ ત્હારે માટે પાદ્ય 'એમ પાદ્ય આપીને કંકુથી ચર્ચિત કરી, પુષ્પમાલા પ્હેરાવવી. પછી ફુલ ચોખા .ફલ જવ. સોનાં વગેરે વાળી રિવાજમુજબ મુસ્થાન વસ્ત્રમાં ઢાંકેલ પૂર્વોક્ત વંશપાત્રી વચ્ચે મૂકી વરવાળા તેમજ કન્યાવાળાં એ સાથે એકમતિ કરવા, એક સાથે નીચેના મંત્રોથી તેને અડવું "૪ ૐ અનાવૃષ્ટમસ્યનાવૃષ્યં દેવાનામોજોભિશાસ્ત્યભિશાસ્તિપાઃ અનભિશસ્તેન્યમંજસા સત્યમુપગેષંસુવિતેમાધા. પછી આચાર્યે ઉઠી પશ્ચિમાભિમુખે રહી, વંશપાત્રી લઇ, નીચેની ઋચા, અને ત્રણ યજુઓ ભણી, પૂર્વાભિમુખે બેઠેલી કન્યાનાં માથાં

• ૪ તું અપ્રતિહત છો અને અપ્રતિહત થવાને યોગ્ય છો. દુઃખમાંથી રક્ષનાર દેવોનું તેજ રક્ષે છે. ઋજુતાથી બીજાને તે રક્ષે છે

એક આંગળ જેવડી, એક રેખા કરવી. તેની ઉપર પશ્ચિમથી શરૂકરી પૂર્વમાં અંત પામે તેમ, એક આંગળ જેવડી ત્રણ રેખા ઉત્તર તરફ, વચમાં તથા દક્ષિણ તરફ કરવી. પછી તે રેખામાંથી, એક પછી એક અંગુઠા તથા અનામિકા વડે વારાફરતી, ધૂળ લઇ પૂર્વતરફ નાખવી. પછી તંત્રથી તેને છાંટવી. પછી સોનાનાં પાત્રમાં કે તે ન મળેતો માટીનાં પાત્રમાં, શ્રોત્રિય બ્રાહ્મણને ઘેરથી કે પોતાને ઘેરથી સુવાસણીઓએ લાવેલ, બીજાં ઠામથી ઢાંકેલ, ધૂમાડાવગરના, યોજક નામે અગ્નિને તે રેખાઓ ઉપર, નીચેનો મંત્ર બોલી, પોતા તરફ રહે તેમ મૂકવો. "૬ હે અગ્નિ, તને કલ્યાણકારી મનથી પ્રણમું છું. આ ભલે અમને ધન અપાવનાર થાય. અમારા વૃધ્ધ ને કે કુમાર ને ન મારતો. અમારાં દ્વિપદો તથા ચતુષ્પદો ને સુખ થાઓ." અથવા મૌન રાખીને મૂકવો. પછી રિવાજ મુજબ પાત્રમાં ચોખા નાખવા. પછી તેમાં (અગ્નિમાં) ઘીવાળાં ઇંધણાં નાખી, વાંસની ધમણીથી કે ખડ કે લાકડાંની પોલમાં મોંથી ફુંકવું. પણ પંખા વગેરેથી, કદી પણ નહિં. પછી અગ્નિનું ધ્યાન ધરવું: તેમાં આ મંત્ર: "૭એનાં ચાર શીંગડાં, ત્રણ પગ, બે માથાં અને સાત હાથ છે. ત્રણ રીતે બાંધેલો તે વીર ગર્જે છે. મહાન દેવ મનુષ્યમાં આવ્યો છે." "સાત હાથ, ચાર શીંગડાં, સાત જીભ, બે માથાં, ત્રણ પગ, પ્રસન્ન વદન વાળો સુખે બેઠેલો, અને પવિત્ર મનાયેલ અગ્નિ. તારે જમણે પાસે સ્વાહા ને ડાબે પાસે દેવી સ્વધા છે. જમણા હાથમાં, શકિત, અન્ન, સુવા ને શ્રુચ ધારે છે. તોમર તથા વીંઝણો તથાં ઘીનુંપાત્ર ડાબા

૬ ॐ અગ્નિં પ્રણયામિ મનસા શિવેનાયમસ્તુ સંગમનો વસૂનાં। મા નો હિંસીઃ સ્થવિરં મા કુમારં શં નો અસ્તુ દ્વિપદે શં ચતુષ્પદે.

૭ ॐ ચત્વારિ શૃંગા ત્રયો અસ્ય પાદાઃ દ્વે શીર્ષે સપ્તહસ્તાસો અસ્ય ત્રિધા બદ્ધો વૃષભો રોરવીતિ મહો દેવો મર્ત્યાં આવિવેશ.

હાથમાં ધારેલ છે. પોતાની સામે બેઠેલ અગ્નિ અ વાં રૂપનો છે.' પછી તેને ચન્દન, અક્ષત ને ફુલથી પૂજવો. પછી ઈશાન ખુણાથી માંડી, ઈશાન પર્યંત, હાથમાં પાણી સહિત, અગ્નિની બધી બાજુએ. ફરીથી ફરીને જળ લઇ, ત્રણ વાર દક્ષિણ તરફથી શરૂ કરી, માર્જન કરવું. પછી ઉત્તર તરફથી શરૂ કરી ઈશાન ખુણા સુધી હાથ પાછો વાળી લેવો. પછી અગ્નિની પાસે, અગ્ર ઉપર રહે તેમ કુશને પાથરી. દક્ષિણ તરફથી પૂર્વ તરફ અગ્ર અને પશ્ચિમ તરફ ઉંચાછેડા રહે તેમ અને ઉત્તર તરફથી પૂર્વ તરફ અગ્ર રહે તેમ પાથરવાં. પછી અગ્નિની દક્ષિણે, બ્રહ્મસ્થાપના કરવા. ઉનરે. પ્રણીતાના પ્રણયન માટે તથા નેની પશ્ચિમે પ્રણીતાના સંસ્કાર માટે, પૂર્વ તરફ છેડા રહે તેમ કુશ રાખી, પાત્ર રાખવા માટે ઉત્તર તરફ પણ પૂર્વ તરફ છેડા રહે તેમ રાખવા. પછી, પચ્ચાસ કુશશાળાથી બનાવેલ. જમણી બાજુથી ગાંઠ વાળેલ, બ્રહ્માને અગ્નિ આગળ કે પાછળ લાવી અગ્નિની દક્ષિણે, બાજોઠ વગેરે ઉપર. રાખેલા કુશ ઉપર મૂકવા. "ૐ ભૂર્ભુવઃ સ્વઃ" વગેરે મંત્રથી. પછી સુંગાં મુંગાં પુષ્પથી પૂજા કરવી. પછી પ્રણીતાનું પાત્ર ડાબા હાથમાં રાખી જમણા હાથથી જળનાં પાત્રમાંથી તેમા જળ પુરી, પછી પાથરેલા કુશ ઉપર, જમણે હાથે મુકી, તે પાત્ર કે તેનું જળ લઇ, જમણા હાથમાં તે રાખી. ઉત્તર તરફ પાથરેલ કુશ ઉપર મંત્ર બોલી મૂકવું. "ૐ કે વઃ પ્રણયતિ" તે મંત્ર. પછી ઉત્તરે પાથરેલ કુશ ઉપર બબ્બે બબ્બે સાથે ચીજો મૂકવી જેમ કે: પાથરવાને કુશ. પવિત્ર કરવા, સ્થૌલ્ય જેવી અગ્ર વાળી વચ્ચે શલ્ય વગરની દર્ભની બે શળી, તેને છેદવા ત્રણ કુશ, પાણી, ઘીની થાળી, સુવા. માર્જન માટે કુશ. આંગળ જેવડા પલાશના વીશ કટકા, પચ્ચીશ કુશનો ઢગલો, શમીપત્ર સહિત ચોખા વાળું સૂપડું. નવ ઘડા, પું નામે વૃક્ષ, વડ અને ઉદુંબરના છીર વાળાં પલ્લવો, પથ્થરની શિલા, અને દક્ષિણા આ બધાંને, આગળ બને તેમ વાળીને મૂકવાં. પછી વાપરવાના કુશના ત્રણ ભાગ કરી, તેને જમણે હાથે લઇ, ડાબા હાથમાં મૂકી, એક ભાગ ફરીને જમણે હાથે લઇ જમણો પગ

વાળીને, અગ્નિથી પૂર્વ દિશામાં દક્ષિણથી શરૂ કરી, ઉત્તર તરફ, પૂર્વ તરફ અગ્ર રહે તેમ પાથરવો. પછી બીજો ભાગ, જમણે હાથે લઇ, અગ્નિ પાછળ તેવીજ રીતે પાથરવો. પછી ત્રીજો ભાગ લઈ તેની પાછળ પાથરવો ત્રીજા ભાગના અગ્રથી બીજા ભાગનાં મૂળને કાઢવા, પછી. પવિત્ર કરવા લીધેલા બે કુશને આંગળ જેવડા કરી; ત્રણ કુશથી તેનાં મૂળ નીચેના મંત્રથી ઢાંકવા. "ૐ પવિત્રેસ્થઃ" પછી ડાબી તરફ અગ્ર કરી ચત્તા, પાણીવાળા જમણા હાથેથી નીચેના મંત્રથી તેનું પ્રોક્ષણ કરવું "ૐ વિષ્ણુવ્યૌ પછી જેનાં અગ્ર ઝાલ્યાં છે એવા તે પવિત્રાથી પાણીવાળા ચત્તા હાથથી ઈશાનથી શરૂ કરી દક્ષિણ તરફથી ઇશાન સુધી અગ્નિના આસપાસ ત્રણ વાર સીંચન કરવું. પછી એથી ઉંધી દિશામાં ફેરવી ઈશાન સુધી હાથ પાછો લેવો. પછી તે પવિત્રાને સૂત્રથી બાંધી, તેને પ્રણીતા ઉપર મૂકવા. પછી મંત્રથી ઘીની થાળી (આજ્ય સ્થાલી) લાવવી. "ૐ મહીનાં પયોસિ" તેને ઉત્તર તરફ રાખી મંત્ર જપવો "ૐ ઇષેત્વા" પછી સ્રુવને જમણે હાથે લઇ. નીચેથી તપાવી. ડાબા હાથમાં તેને ચત્તું કરી. જમણા હાથથી, માર્જન કરવાના કુશના. અગ્રથી મૂળથી અગ્ર સુધી સીધું માર્જન કરવું પછી કુશના મુળથી ઉંધીરીતે અગ્રથી મુળ સુધી માર્જન કરવું. ફરીથી તેને તપાવી મૂકી દેવું. પછી માર્જનના કુશને અગ્નિમાં નાખી દેવા. પછી આજ્યસ્થાલીને રાખીને ત્રણ વાર પાણી પાસે લાવી, પ્રણીતાથી પશ્ચિમે તેને મૂકવી -આ મંત્રથી: "ૐ ઊર્જે ત્વા" પછી જમણા હાથના અંગુઠા અને અનામિકાથી તેનાં અગ્ર લઈ, આગળનો ભાગ વાળી, ઘીમાં નાખી, નીચેનો મંત્ર બોલવો. "૮ ૐ સવિતુષ્ટ્વા પ્રસવ ઉત્પુનામ્ય ચ્છિદ્રેણ પવિત્રેણ વસોઃ સૂર્યસ્ય રશ્મિભિ:" પછી ચોખા ઉપર સ્રુવથી ધારા કરવી. પછી સ્રુવમાં થોડુંક પ્રણીતાનું જળ લઇ, પ્હેલાંની પેઠે પવિત્રા લઈ સ્રુવમાં નાંખી તેજ મંત્ર બોલવો. પછી બીજાં સમિધને છાટવા. બાકીની

૮ "સવિતાનો પ્રસવ છિદ્ર વગરના પવિત્રથી વસુ એવા સૂર્યનાં રશ્મિથી પવિત્ર કરું છું."

પ્રોક્ષણી, પવિત્ર અને પ્રણીતામાં મૂકવી. પછી અગ્નિથી પશ્ચિમે મૂકેલા કુશ ઉપર આજ્યસ્થાલી મૂકવી. પછી ડાબે હાથે ઉપગ્રહ લઇ, જમણા હાથથી છેલ્લા ચાર આંગળ મૂકીને મૂળને પકડી. શંખ જેવો આકાર કરી તેનાથી સ્રુવને નીચેના મંત્રથી ઉપાડવું "ૐ વિષ્ણો હસ્તોસિ" પછી આધારહોમ. પૂર્વે હોમેલાં સમિધો પૂરા સળગેલા અગ્નિમાં, વાયુ કોણથી માંડી, અગ્નિ કોણ સુધી, ચાલુ ઘીની ધારથી, સ્રુવથી નીચેના મંત્રથી હોમવા. "૯ ૐ ત્વમગ્ને પ્રમતિસ્ત્વં પિતાસિ નસ્ત્વં વયસ્કૃત્તવ જામયો વયં, સં ત્વા રાયઃ શતિનઃ સં સહસ્રિણઃ સુવીરં યંતિ વ્રતપામદાભ્ય સ્વાહા ઇદમગ્નયે ન મમ." પછી નૈઋત્યકોણથી માંડી, ઇશાનકોણ સુધી એમજ હોમવુ. આ મંત્રથી. "૧૦ ૐ યસ્યેમે હિમવંતો મહિત્વા યસ્ય સમુદ્રં રસયા સહાહુઃ યસ્યેમાઃ પ્રદિશો યસ્ય બાહૂ કસ્મૈ દેવાય હવિષા વિધેમ સ્વાહા ઇંદં કાય ન મમ. "પછી બે આજ્યભાગો હોમવા અગ્નિથી ઉત્તરે નીચેના મંત્રથી "ૐ અગ્નયે સ્વાહા." ઇદં અગ્નયે ન મમ" દક્ષિણે નીચેના મંત્રથી "ૐ સોમાય સ્વાહા. ઇદં સોમાય ન મમ."

(આજ્યભાગ પુરો)

## વર્ધાપપ

પછી શ્વેત વસ્ત્ર પહેરેલ, વિવિધ લેપથી લિપ્ત, મંગલ કુંકમનાં તિલક વાળા, સફેદ પુષ્પ ધારણ કરેલ, વરે, 'સ્વસ્તિ' મંત્રના ઘોષ

૯ હે અગ્નિ તું પ્રમતિ છો, તું પિતા છો તુ ધનનો ઉત્પાદક છો. તારા અમે આધારે છીએ. વ્રતને પાળનાર, અદમ્ય, વીર પ્રતિ સેંકડોનું કે હજારોનું ધન જાયછે. આ અગ્નિને માટે છે, મારે માટે નહિં.

૧૦ મોટાઇથી જેના આ હિમવાળા પર્વતો (છે), પ્રવાહીથી જેમાં સમુદ્ર ગણાય છે. જેની આ દિશાઓ બાહુરૂપ છે- કયા દેવને બલિથી અમે પૂજીએ? સ્વાહા. આ કને માટે છે મારે માટે નહિ

કરતા બ્રાહ્મણો અને સુવાસણીઓ સહિત, ગીતને વાદ્યના ઘોષની સાથે કન્યાને ઘેર જવું. ત્યાં દરવાજે, કન્યામાતા વગેરે સુવાસણી સ્ત્રી રીત મુજબ વરનું વર્ધાપન કરે. 'વધાવે' તે આમઃ ધૂંસરૂં. મુશળ, ત્રાક અને શર ને પોતાનાં કપડાંથી ઢાંકી, જુદા જુદા બ્રાહ્મણો 'સ્વસ્તિ ન ઇંદ્ર' વગેરે મંત્ર બોલતા હોય ત્યારે. પ્હેલા પોતાનાં નાકને અને પછી વરનાં નાકને અડાડી, પાણીમાં કાલવી ભસ્મના કરેલા ચાર પિંડોમાંથી એકક વરના માથે ફેરવી, ચારે દિશામાં નાખવા. પછી વરનું નાક ખેંચવું વગેરે રીત મુજબ કરી, કન્યાપક્ષનો કોઇ પુરૂષ, કન્યાને પોતાના હાથમાં ઉપાડી, ત્યાં લાવી, તેનાં જમણા હાથથી વરના જમણા પગના અંગુઠાને અડાડી, પાછી તેને સ્થાને મૂકી આવે. પછી વર્ધાપન કરનારી સ્ત્રી પાણીથી ભરેલ ઘડો વરને માથે ફેરવે અને તેનું જળ સારે ઠેકાણે નાખે. વર પણ, પોતાના પગથી પાસે પડેલ માટીનાં કોડીઆનાં પુટને ભાગી ઘરમાં પ્રવેશ કરે.

## મધુપર્ક

છાણથી લીંપેલને, ચુનાથી સાથીઆ કરેલ કન્યાદાનનાં સ્થળે, કન્યાદાતા પશ્ચિમાભિમુખે આસને બેશી, આચમન ને પ્રાણાયામ કરી. જમણા હાથમાં ચોખા સહિત પાણી રાખી, "આજ આદિ કન્યા માટે ઘેર આવેલા, સ્નાતક એવા આ વરને માટે કન્યાદાનનાં અંગભૂત મધુપર્કની ક્રિયા હું કરીશ" એમ સંકલ્પ કરે પછી આચમન કરી. પછી વેણીના આકારે બાંધેલ વિષ્ટર નામે કૂર્ચ ઘાસ લઇને, કૂર્ચ કૂર્ચ કૂર્ચ આ સ્વીકારો એમ બોલવું, વર, 'સ્વીકારૂં છું' એમ કહી. તે લઈ ઉત્તર તરફ છેડા રહે તેમ રાખી, નીચેનો મંત્ર બોલતાં તેની ઉપર પૂર્વાભિમુખ બેસે કે ઊભે. "[11]અહં

૧૧ હે સુન્દર. સુન્દર વીજળીના સર્પ જેવો હું છું
આ હું તેને સોંપું છું જે અમારી સેવા કરે છે.

વર્ષ્મ સાદશાનાં વિદ્યુતામિવ સૂર્યઃ ઇદં તમધતિષ્ઠામિ. યો અસ્માન્ અભિદાસતિ" પછી સુગંધી પુષ્પ, ચોખા, જવ અને ત્રાંબાનુ પાદ્યપાત્ર લઇ, પાત્ર પાદ્ય, પાદ્ય આ લ્યો એમ દાતા કહે એટલે વરે તે પાત્ર અંજલિ વડે નીચેના મંત્રથી સ્વીકારવું: "૧૨ ૐ વિરાજો દોહોસિ વિરાજો દોહમશીય મયિ પાદ્યાયૈ વિરાજો દોહઃ" એ મંત્ર બોલી તરતજ પોતાના પગ આગળ કરવા પછી દાતાએ પહેલાં તેગ જમણો અને પછી ડાબો પગ ધોવો. પછી દાતાએ જવ, ફુલ, દર્ભ વાળું તાંબાનુ અર્ઘ્યપાત્ર લાવી, અર્ઘ્ય, અર્ઘ્ય, અર્ઘ્ય, આ લ્યો. એમ કહેવું. એટલે વરે હું સ્વીકારૂં છું એમ કહી તે લઈ, પોતાના પગો લઇ લેવા. પછી દાતાએ આચમનીયનુ પાત્ર લઈ. આચમનીય, આચમનીય, આચમનીય. આ લ્યો. એમ કહેવું. એટલે વરે 'હું સ્વીકારૂં છુ.' એમ કહી તે લઇ નીચેના મંત્રથી આચમન કરવું. "૧૩ ૐ આપો હિ ષ્ઠાઃ મયોભુવસ્તા ન ઊર્જે દધાતન। મહે રણાય ચક્ષસે। યોવઃ શિવતમો રસસ્તસ્ય ભાજયતેહ નઃ। ઉશતીરિવ માતરઃ॥ તસ્મા અરં ગમામ વો યસ્ય ક્ષયાય જિન્વથ। આપો જનયથા ચ નઃ" પછી દાતાએ. એક ભાગ ઘી બે ભાગ દહીં, અરધો ભાગ મધ, વાળાં કાંસાનાં ઢાંકેલ ઠામને લઈ, મધુપર્ક, મધુપર્ક, મધુપર્ક આ લ્યો" એમ કહેવું. એટલે વરે નીચેના મંત્ર વડે, દાતાના હાથમાંજ તેને રહેવા દઇ, તે ઉઘાડી તેનું નિરીક્ષણ કરવું. 'મિત્રનાં ચક્ષુ વડે તને જોઉં છું" પછી નીચેના મંત્રથી તે સ્વીકારવું. "હે દેવ સવિતુ. ત્હારી શકિત માટે. અશ્વિનના બાહુમાંથી, ને પૂષનતા હાથમાંથી, યશ અને બ્રહ્મવર્ચસ માટે હું આ સ્વીકારૂં છું" તે ઠામને ડાબે હાથે લઇ, જેનાથી ઢાંકયું હતુ તે ઠામને દુર કરી. અંગુઠા અને

૧૨ સૌન્દર્યદોહક છો. સૌંદર્યદોહકને મેળવીને મને પગને માટે સૌંદર્ય(મળે)

૧૩ જળ સુખદછે. તે અમે બળ અને સુન્દર વિશાલ દ્રષ્ટિ માટે ધારણ કરીએ. જે રસ કલ્યાણતમ છે તે અમે અહિં પ્રેમાળ માતાઓ પેઠે મેળવીએ. તેના તરફ અમે જઇએ જેના પોષણ માટે તે મ્હેનત કરે છે. પાણી અમારે માટે તે ઉત્પન્ન કરે.

અનામિકા વડે પૂર્વ તરફનાં અર્ધામાંથી થોડોક મધુપર્ક લઈ, પાત્રના પૂર્વ તરફના અર્ધા ભાગમાં નીચેના મંત્રથી ચોપડવો 'હે અગ્નિ તને ચળકતા વસુઓ ખાય.' એ વખત મૂગાં મૂગા ચોપડવો. દક્ષિણ તરફના અર્ધા ભાગમાંથી દક્ષિણ તરફ અર્ધા ભાગને ચોપડવો, (નીચેના મંત્રથી) "હે પિતૃઓ તમને યમ રાજા ખાય" એ વખત મૂગાં મૂગા. પશ્ચિમના અર્ધામાંથી પશ્ચિમ તરફના અર્ધાને નીચેના મંત્રથી ચોપડવો. "હે આદિત્ય તમને ચળકતા વરૂણ ખાઓ." એ વખત મૂગાં મૂગા. ઉત્તર તરફના અર્ધામાંથી ઉત્તર તરફના અર્ધા ભાગને નીચેના મંત્રથી ચોપડવો. "હે રૂદ્રો તને પ્રકાશમાન ઇંદ્રો ખાઓ." એ વાર મૂગા મૂગાં. વચમાથી, મંત્રથી, ઉંચે ફેકવું "હે વિશ્વે દેવો તમને પ્રજાપતિ ખાઓ." એ વાર મૂગાં મૂગાં. પછી ખાવું. ૐ ભૂઃ, ૐ ભુવઃ, ૐ સ્વઃ, એમ દરેક વખત ખાવું. પછી ૐ ભૂર્ભુવ સ્વઃ એમ બોલી હામથીજ થોડુંક બાકી રાખી પી જવું. પછી બાકીનો મધુપર્ક જળમા નાખવો. પછી શુધ્ધિમાટે આચમન કરવું. પછી અનામિકાના અગ્રભાગથી હૃદયને અડવુ. "[14] દેવી જળ અમ્હારાં ઈષ્ટ માટે અને પીવા માટે સુખરૂપ થાઓ સુખ અને યોગ અમ્હારા તરફ વહો ઇશાન તરફ વહેતી નદીનાં પાણીનું તંદુરસ્ત પાણી હું યાચું છું પાણીમા બધાંની અંદર ઔષધરૂપ સોમે મને કહ્યું અને બધાંનું ભલુ કરનાર અગ્નિને. જળ મારા શરીર માટે" તંદુરસ્ત રક્ષણ આપે છે, તેજ અને સૂર્ય, જોવા માટે. પછી પાણીને પડવું. પછી મંત્રથી, નસ્કોરાં તથા મુખની અંદરના ભાગને વાળ સહિત જમણા હાથથી એક સાથે અડવું. "તું પ્રાણ રક્ષક છો. મ્હારો પ્રાણ રક્ષ." પછી એક સાથે બન્ને આંખને નીચેના મંત્રથી અડવું "ચક્ષુરક્ષક છો, મ્હારાં ચક્ષુ તું રક્ષ." પછી જમણા

૧૪ "ૐ શં નો દેવીરભિષ્ટય આપો ભવંતુ પીતયે શં યોર્શભ સ્રવંતુ નઃ ઇશાનાં વાર્યાણાં ક્ષયંતીશ્ચર્ષણીનાં - અપાં યાચામિ ભેષજં અપ્સુ મે સોમો અબ્રવીદંતર્વિશ્વાનિભેષજા અગ્નિં ચ વિશ્વશંભુવં આપઃ પૃણીત ભેષજં વરૂથં તન્વે મમ જ્યોક્ચ સૂર્યં દશે."

કાનને "કર્ણરક્ષક છો, કાનને રક્ષ" ડાબા કાનને. "કર્ણરક્ષક છો કાનને રક્ષ." નાભિને ઇંદ્રનાં જઠરમાં તને બેસારૂં છું "પછી મુખમંડલને મંત્રવડે માર્જન કરવું." "જે અનિષ્ટ છે તેને અમારાથી દૂર કરો." પછી દાતા ત્રણવાર 'ગાય' એમ બોલે ત્યાંસુધી વરે છાનું બેસવું. ગાય. ગાય. ગાય. પછી નીચેનો મંત્ર બોલવો "૧૫ રૂદ્રની માતા, વસુઓની દીકરી, આદિત્યની બ્હેન, અમૃતની નાભિ, સમજુ માણસોને મે કહ્યું નિર્દોષ અદિતિ પાસે હું ન જાઉ" એમ જપી તૃણને છોડો, ખાઓ એમ કહેવું. પછી દાતાએ મધુપર્કની ગાયને ખડ આપવું. પછી રીત મુજબ આ મધુપર્કનાં જૂદા જૂદા દેવતાનાં દામ, તથા મધુપર્કની ગાય (અથવા ગાયને બદલે રોકડ) હે વિષ્ણુ રૂપ વર તને આપું છું એમ તેને આપી, આ મધુપર્કની ક્રિયામા વધઘટ થયું હોય તે બધું પૂર્ણ થાઓ, અને ઘરમાં સેંકડો વૃદ્ધિ થાઓ અને હવે પછીનાં કાર્યો નિર્વિઘ્ન થાઓ એમ કહેવું

## કન્યાદાન

રીત મુજબ, કન્યાના મામા વગેરેએ નહવરાવેલ એવી, મંગલ કંકુનો ચાંલ્લો કરેલી, કન્યાદાનમાં આપવાના સોનાનાં અલંકારો ધારણ કરેલી, વધૂવસ્ત્ર નામનું કોરૂં કપડું પ્હેરેલી, વસ્ત્ર વગેરેથી ઢાંકેલ આંખો વાળી, કન્યાને લાવી, વરની જમણી બાજુએ પૂર્વાભિમુખે બેસારવી. પછી. પોતાની જમણી બાજુએ બેઠેલ પત્નીવાળો, ઉત્તરાભિમુખે બેઠેલ દાતા, 'કન્યાદાન માટે વર, આ તને પાદ્ય' એમ કહી, પ્હેલાં જમણો અને પછી ડાબો પગ (વરનો) ધુવે. બોલ્યા વગર કન્યાના પણ ધોવા. પછી તેને ચંદન અક્ષતથી પૂજવા, પછી દાતાએ પોતાના પગ ધોઇ, આચમન પ્રાણાયામ કરી, વ્યાહૃતિ સહિત ગાયત્રી બોલી, "કન્યાદાનનાં સાધનો પવિત્ર થાઓ" એમ બોલી,

૧૫ "ૐ માતા રૂદ્રાણાં દુહિતા વસૂનાં સ્વસાદિત્યાનામમૃતસ્યનાભિઃ। પ્ર નુ વોચં ચિકિતુષે જનાય માગામનાગામદિતિં વધિષ્ટ"

એમ કહી, પાણી કલ્યાણમય થાઓ' એમ કહી તેમના હાથમાં પાણી આપી, અંદર ફુલ ને યવ નાખવા. પછી ગણપતિની સ્તુતિ કરવી. જમણા હાથમાં કુશ અને ચોખા લઈ "ૐ સકલ ભુવનની ઉત્પત્તિનાં કારણરૂપ ભગવાન પુરાણપુરૂષની અચિંત્ય અને અમાપ શકિતથી ટકી રહેતાં, વિવિધ આવરણોથી વીંટળાએલ, અનેક કોટિ બ્રહ્માંડમાંથી એક, બધા શેષોમાં ઉત્તમ શેષના ફણનાં મણિઓથી વિભૂષિત, ઐરાવત વગેરેની આઠ પ્રચંડ શુંડરૂપ દંડોથી ધારણ કરાએલ આ બ્રહ્માંડમાં, અતલ વગેરે સાત લોકના ઉપરના ભાગમાં, ભુવર્ વગેરે ૭ લોકના નીચેના ભાગમાં, ભૂલોકમાં, ક્ષીર વગેરે સાત સાગરથી વીંટળાએલ, પુષ્કર વગેરે સાત દ્વીપવાળાં, પચાશ કોટિ યોજન વિસ્તારવાળાં ભૂમંડલમાં નવ દ્વીપનાં લક્ષણવાળા, આઠ ઉપદ્વીપથી શોભાયમાન, ગંગા વગેરે નદીઓથી પાવન, ધનુષ્ય આકારના ભારતવર્ષમાં, એક હજાર યોજન વિસ્તારવાળા ભરતખંડમાં, મહેન્દ્ર વગેરે સાત કુલાચલથી શોભિત, ચંપક વગેરે નવ અરણ્યમાં આવેલ દંડકારણ્યમાં, હિમ અને વિંધ્યની વચ્ચે આવેલ આર્યાવર્તમાં આવેલ બ્રહ્માવર્તના એક ભાગમાં, કુમારિકાક્ષેત્રમાં, તપતી (તાપી)નાં દક્ષિણ તટે રામેશ્વરક્ષેત્રમાં, અશ્વિની ક્ષેત્રમાં, છાણથી લીંપેલ અને ઉપર ચૂનાના સાથીઆ કરેલ આ ગૃહમંડપમાં, ભૂદેવ અને અગ્નિ સમીપ, બે પરાર્ધ્ધ જીવવાવાળા બ્રહ્માના બીજા પરાર્ધ્ધમાં પહેલાં વર્ષમાં, પહેલે માસે પહેલે પક્ષે પહેલે દિવસે, બીજે પ્હોરે, ત્રીજે મુહૂર્તે, રથાંતર વગેરે ત્રીશ કલ્પમાંથી શ્રી શ્વેતવારાહકલ્પે, સ્વાયંભુવ વગેરે ચૌદ મન્વંતરોમાંથી સાતમે વૈવસ્વત મન્વંતરે, ૪૩૨૦૦૦ વર્ષની સંખ્યાવાળા અઠ્ઠાવીશમા કળીયુગના, પ્રથમ ચરણમાં, શ્રી વિષ્ણુના બૌધ્ધાવતારમાં, સવત્સરનો ૪૯૦૦ વર્ષ વીત્યા પછી ઉપર વીતેલ અમુક વર્ષ વાળાં વર્ષમાં રાજાધિરાજ શ્રી વિક્રમના પટ્ટાભિષેકનાં વર્ષથી ગણાતાં ૧૯– વર્ષમા, તેમાંના શાલિવાહન શકના ૧૮– વર્ષમાં, પ્રભવ્ વગેરે સાઠ સંવત્સરોમાંથી અમુક નામના સંવત્સરે, અમુક અયનમાં સુર્ય ગયો છે ત્યારે, અમુક ૠતુમાં, અમુક માસમાં, અમુક પક્ષે, અમુક તિથિએ,

અમુક વારે, અમુક નક્ષત્રે, અમુક યોગે, અમુક કરણે, અમુક રાશિમાં ચંદ્ર છે ત્યારે, અમુક રાશિમાં સૂર્ય છે ત્યારે, અમુક રાશિમાં ગુરૂ છે ત્યારે, બાકીના ગ્રહો યથાસ્થાને છે ત્યારે, એવા ગ્રહગણુ વાળી શુભ અને પુણ્ય તિથિએ વેદ ને શાસ્ત્રમાં કહેલ પુણ્ય ફલની પ્રાપ્તિ માટે, મ્હારા બધા પૂર્વજોના અખૂટ આનંદરૂપ બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ કન્યાદાનકલ્પનાં ઉક્ત ફલની પ્રાપ્તિ માટે, આ વરથી આ કન્યામાં ઉત્પન્ન થનારી સંતતિથી બાર આગળના અને બાર પછીના પુરૂષોને પવિત્ર કરવા, પોતાની શ્રી લક્ષ્મીનારાયણની પ્રીતિ માટે, અમુક ગોત્રના આ પ્રવરના, આ વેદની આ શાખાના, અમુક અમુક શર્મના પ્રપૌત્ર, અમુક ગોત્રના, અમુક પ્રવરના, અમુક વેદની અમુક શાખાના અમુક અમુક શર્મના પૌત્ર અમુક ગોત્રના, અમુક પ્રવરના અમુક વેદની અમુક શાખાના, અમુક અમુક શર્મના પુત્ર, અમુક ગોત્રના, અમુક પ્રવરના, અમુક વેદની અમુક શાખાના, અમુક શર્મના, શ્રીધરરૂપ હે વર તને, અમુક ગોત્રના અમુક પ્રવરના, અમુક વેદની અમુક શાખાના અમુક શર્મ—ની પ્રપૌત્રી, અમુક ગોત્રના અમુક પ્રવરના, અમુક વેદની અમુક શાખાના અમુક શર્મની પૌત્રી, અમુક ગોત્રના, અમુક પ્રવરના, અમુક વેદની અમુક શાખાના, અમુક શર્મની પુત્રી, અમુક ગોત્રમાં ઉત્પન્ન થયેલી, અમુક પ્રવરવાળી, અમુક નામની કન્યા શ્રીરૂપવાળી, પ્રજાપત્તિ દૈવતરૂપી, સુવર્ણ અને રૂપાંથી યથાશક્તિ શણગારેલી, પ્રજોત્પતિ માટે, અમુક ગોત્રના, અમુક પ્રવરના અમુક વેદની અમુક શાખાના અમુક શર્મનો પ્રપૌત્ર, અમુક ગોત્રના, અમુક પ્રવરના, અમુક વેદની અમુક શાખાના, અમુક શર્મનો પૌત્ર, અમુક ગોત્રના, અમુક પ્રવરનાં, અમુક વેદની અમુક શાખાના અમુક શર્મનો પુત્ર, અમુક ગોત્રનો, અમુક પ્રવરનો, અમુક વેદની અમુક શાખાનો, અમુક અમુક શર્મનો હું, (આટલું બોલી લગ્ન સમય થયો હોય તો) આપું છું. એમ કહી પૂર્વાભિમુખે બેઠેલ વરના જમણા હાથમાં, કુશ અને અક્ષત નાખી, ઉત્તરાભિમુખે બેઠેલી કન્યાનો જમણો હાથ આપી

"પ્રજાપતિ પ્રસન્ન થાઓ" એમ મનથી સ્મરી, મને નહિં એમ કહેવું. કન્યામાતો "મેં પણ આપી" એમ કહે. વર પણ 'સ્વસ્તિ' કહીને સ્વીકારે. પછી અનામિકાના આગળના ભાગથી પત્નીને અડીને વરે નીચેનો મંત્ર ભણવો: "૧૭ કોણે આપી? કોને આપી? કામે આપી. કામને આપી. કામ દાતા અને કામ સ્વીકારનાર. હે કામ, આ તારા માટે છે. પછી દાતા નીચે મુજબ દાન મંત્ર બોલી, "દિવ્ય મધુપતિ અને રાતા અમારી પાસેથી ગઇ અને દાતામાં પેઠી." પછી નીચેના શ્લોકો બોલે "હે વિપ ગૌરીરૂપ આ કન્યાને, યથાશક્તિ શણગારીને અમુક ગોત્ર અને શર્માના તને આપી છે. કન્યા મારી આગળ, પાછળ, અને પડખે રહે. તેનાં દાનથી હું મોક્ષ પામું. મારા કુળમાં જન્મેલી—વર્ષ સુધી પાળેલી, એવી, હે વિપ્ર, તને મેં આપી છે. તે ત્હારા પુત્ર પૌત્રની વૃધ્ધિ કરશે" પછી સોનું લઇ, કન્યાદાનની સમધ્ધિ માટે, આ આગ્નેયી સુવર્ણ, શ્રીધરરૂપી હે વર તને આપું છું (મને નહિં) એમ કહી જળ સહિત આપવું, વર 'સ્વસ્તિ થી સ્વીકારી, "કોણે આપી!" વગેરેથી તેને અડે. દાતા પણ કન્યાદાન સમયે ગાય, ભૂમિ, દાસદાસી, શય્યા, વીંટી, કુંડલ, ભેંસ, તાંબા કાંસાંના વાસણો, ઘોડા, રથ, હાથી, અલંકાર વગેરે યથાશકિત આપે આમ આપી બ્રાહ્મણભોજનનો સંકલ્પ નીચે મુજબ કરવો: "આ કન્યાદાનકર્મની સિધ્ધિ માટે, યથાશકિત અન્નથી યથાશકિત બ્રાહ્મણો હું જમાડીશ." પછી વિવાહમાં આપવાનાં વસ્ત્રો વગેરેનો સંકલ્પ આમ કરવો: "આ કન્યાદાનકર્મની સિધ્ધિ માટે આજથી માંડી, માંડવા ઉપડશે ત્યાં સુધીમાં વરને તથા વરના સગાંને વસ્ત્રો ને આભરણો હું આપીશ." પછી ભૂયસી દક્ષિણાનો સંકલ્પ કરવો: "આ કન્યાદાનકર્મની સિધ્ધિ માટે, યથાશકિત ભૂયસી દક્ષિણા જૂદા જૂદા ગોત્રના બ્રાહ્મણોને હું આપું છું. રીત હોય તો વર પણ

૧૭ "ૐ કોદાત્કસ્મા અદાત્કામોદાત્કામાયાદાત્કામો દાતા કામો પ્રતિગ્રહિતા કામૈતત્તે"

ભુવસી આપે. તેનો સંકલ્પ: "મ્હારા કન્યાલાભના આનંદની વૃધ્ધિ માટે યથાશકિત ભૂયસી, જૂદા જૂદા ગોત્રવાળા બ્રાહ્મણોને હું આપું છું" "આ કન્યાદાનકર્મમાં જે કંઇ વધુઘટુ હો તે બધું, શ્રી લક્ષ્મી-નારાયણ પ્રસાદથી, અને બેઠેલા બ્રાહ્મણનાં વચનથી પૂર્ણ થાઓ ઘરમાં સેંકડો વૃધ્ધિ થાઓ. હવે પછીનાં કાર્યો નિર્વિઘ્ને થાઓ." પછી બ્રાહ્મણો આશિષો બોલે.

## કૈતુકાગારગમન

સુવાસણીએ ચીત્રેલ ભીંતવાળા કૌતુકાગારમાં ગએલાં વરવધૂ તેઓ કહે ત્યાં બેસે. પછી તે સ્ત્રીઓ એક બીજાનું (વહુ વરનું) મોઢું જોવરાવે છે. તે તેઓએ કરવું. પછી યુવતીઓ કહે એટલે વરે કુમારીને નીચેના મંત્રથી ઉત્તરીય આપવું. "૧૮ ૐ રૈભ્યા સીદનુદેયી નારાશંસીન્યોચની સૂર્યાયાભદ્રમિદ્વાસો ગાથયૈતત્ પરિષ્કૃતં. પછી રીતમુજબ કેળની છાલથી બનાવેલ મોડ વર કન્યાનાં મસ્તકે મૂકે. તે વરે આપેલ વસ્ત્રથી નીચે રાખવો. આ વખતે રીત પ્રમાણે આચાર્ય, છેડાછેડી બાંધે આ મંત્રથી ૧૯ ૐ ચિત્તિરા ઉપબર્હણં ચક્ષુરા અભ્યંજનં । દ્યૌર્ભૂમિઃ કોશઆસીદ્યદયાત્સૂર્યા પતિં॥ પછી વર કન્યાની આંખો, નીચેના મંત્રથી આંજે "૨૦ સમંજંતુ વિશ્વે દેવાઃ સમાપો, હૃદયાનિ નૌ॥ સં માતરિશ્વા સં ધાતા સમુ દેષ્ટ્રી દધાતુ નૌ." પછી રીત મુજબ કન્યા પણ વરની આંખો, કંઇ બોલ્યા વગર, આંજે. પછી વરે ધોળા સળી સીમંત માટે કન્યાના જમણા હાથમાં

૧૮ રૈભ્યા દેવાવાળી અને નારાશંસી બોલવાવાળી હતી. સૂર્યાનું ભદ્ર વસ્ત્ર ઋચાઓ સાથે સ્વીકારાયું.

૧૯ હૃદય અશીકું છે. આંખ અંજન છે. આકાશ ને પૃથવી કોશ હતો જ્યારે સુર્યા પતિ આગળ ગઇ ત્યારે.

૨૦ વિશ્વદેવો ને જળ અમારાં હૃદયોને લેપ કરો. માતરિશ્વા, ધાતા, દેષ્ટ્રી અમને રક્ષો.

આપવી. આ મંત્રથી. "૨૧ ૐ યથેયં ચ શવાવાતાં સુપુત્રાં ચ યથાદિતિં। અવિધ્વાં ચાપાલામેવં ત્વામિહરક્ષતાદિમં. પછી વરે કન્યાના જમણા હાથમાં રૂપ જોવા માટે, નીચેના મંત્રથી અરીસો આપવો "૨૨ રૂપંરૂપં પ્રતિરૂપો બભૂવ તદસ્ય રૂપં પ્રતિચક્ષણાય। ઇંદ્રો માયાભિઃ પુરૂરૂપ ઇયને યુકતા હ્યસ્ય હરયઃ શતા દશ. પછી સુતર કે રેશમનો રાતો કે કાળો ત્રિમણિહાર, કન્યાનાં મા, બાપ, મામો કે તેનાં છોકરાંએ લાવેલો કન્યાના કંઠમાં નીચેના મંત્રથી બાંધવો "૨૩ ૐ નીલલોહિતં ભવતિ કૃત્યાસકિતવ્યંજયતે। એધંતે અસ્યાઃ જ્ઞાતયઃ પતિર્બંધેષુ બધ્યતે પછી સુતરમાં પરોવેલ મધૂકનો (મહુડાં) હાર વરે કન્યાના કંઠમાં નીચેના મંત્રથી પ્હેરાવવો. "૨૪ મધુમતિરોષધીર્ધાવ આપો મધુમન્નો ભવત્વતંરિક્ષં। ક્ષેત્રસ્ય પતિર્મધુમાન્નો અસ્ત્વરિષ્યંતો અન્વેનં ચરેમ. પછી સ્ત્રીઓ તેમને હાથે મીંઢોળ બાંધે તથા પાન ખવરાવે અને રીત મુજબ બીજું કરે. અભક્ષ્યભક્ષણ ન કરવું. સ્ત્રીઓએ ગીત ગાવાં

લગ્નવિધિના હવેના ભાગમાં વિવાહહોમ, અને ચતુર્થીકર્મ આવે છે. વિવાહહોમમાંજ બધી પ્રધાન ક્રિયા છે. સપ્તવદી વગેરે અગત્યની ક્રિયા વિવાહહોમમાં છે. વિવાહહોમ, ચતુર્થીકર્મ વગેરે સહિત પૂરા લગનવિધિનાં ભાષાંતરવાળી એક આવૃત્તિ નાગરિક કાર્યાલય તરફથી બ્હાર પડી છે. કિમ્મત ૦-૫-૦ આના છે. જીવનસર્વસ્વસમા લગનના પ્રશ્નને સમજવા ઇચ્છતા દરેકે આ ભાષાન્તર સમજવું જોઇએ. તમારી નકલ આજેજ મગાવો છૂટ નકલ મગાવનારે ૦-૫-૦ × ૦-૧-૦ ટ. ખ. એમ છ આનાની ટીકીટ મોકલવી.

નાગરિક પ્રકાશન મન્દિર
પ્રીન્સેસ સ્ટ્રીટ, કરાચી.

૨૧ અદિતિની પેઠે સુપુત્રા, અવિધવા, અને અપાલા થાય તેમ તમે એને રક્ષો.

૨૨ દરેક આકારમાં તે રૂપાળો છે. તેનું આ રૂપ જોવા માટે છે. ઇંદ્ર, શકિતથી બહુરૂપી થઈ ફરે છે. તેના હજાર અશ્વો જોડેલા છે.

૨૩ તે લીલું ને રાતું છે. કૃત્યાસકિત દેખાય છે. તેનાં સગાંવહાલાં આબાદ થાય છે તેનો પતિ બંધમાં બંધાય છે.

૨૪ ઓષધી, દ્યાવાપૃથિવી, અંતરિક્ષ, અને ક્ષેત્રપતિ મધવાળા થાઓ. [illegible]

# આજનો લગ્નવિધિ

સમય પ્રગતિમાન છે. વર્તમાન પ્રજા જે સમય જુએ છે, તે સમય પોતાની સાથે ભૂતકાળનાં કેટલાયે સંસ્મરણો લાવે છે. વર્તમાન વિચારકનું કામ, પ્રગતિને અનુરૂપ રહી, ભૂતકાળનાં કેટલાં તત્ત્વો સુસંબધ્ધ અને અનુકરણીય છે તે નક્કી કરી તેને સ્વીકારવાનું અને અન્યને પરિત્યજવાનું છે. એટલા માટેજ ધર્મનાં જૂદા જૂદાં રૂપો અને ક્રિયાઓને બુધ્ધિવાદની કસોટીએ ચડાવવાનો વખત આવી લાગ્યો છે.

સંવાદી અને મધુર ગૃહસ્થજીવન ગાળવા માટે લગ્નની સફલતા જરૂરી છે. જે લગ્ન ઉપર જીવનની એકે એક પળ અવલંબી રહે છે તે લગ્ન પોતેજ જીવનરૂપ છે આમ જેટલું મૃત્યુ ચોક્કસ છે તેટલુંજ લગ્ન ચોક્કસ છે; કારણ પ્રજોત્પત્તિ વગર મૃત્યુ કેમ સંભવે? એટલે લગ્નનો પ્રશ્ન અતિ ગૂઢ અને અગત્યનો છે. જીવનના ગંભીરતમ આ પ્રસંગને પણ આજે તો આપણે વેડરી નાખીએ છીએ—કુતરાની જેમ કે તેથી પણ ખરાબ રીતે આપણે લગ્નવિધિ તરફ વર્તીએ છીએ. લગ્નનું પૂરું રહસ્ય સમજવા વરવધૂને લગ્નવિધિ બરાબર સમજવાની પહેલી જરૂર છે. આજે તો નથી સમજતો વર કે નથી સમજતી કન્યા, નથી સમજતો આચાર્ય કે નથી સમજતો કન્યાદાતા કે આ શું થાય છે તે શું છે? આચાર્ય કોઇક પરદેશી હોય એવી ભાષામાં અશુધ્ધ ઉચ્ચારે કંઇક ગોટા વાળે છે અને

કન્યાદાતા એમ સમજે છે કે 'મેં કન્યા આપી' અને પ્રતિગ્રહિતા એમ સમજે છે કે 'મે વધૂ સ્વીકારી.' આ ભયંકર અજ્ઞાન અને અસંગતતા એક મિનિટ પણ જીરવાય તેમ નથી. માટેજ આ પ્રયત્ન, તેની સેંકડો મર્યાદા છતાં, આવકારદાયક ગણાવો જોઇએ. નાગરિકે ઘડેલી પ્રશ્નાવલિમા 'લગ્નક્રિયા ગુજરાતીમાં જોઇએ?' તેના જવાબમાં ૫૧ ટકા હા પાડી હતી, ૧૨ ટકાએ ના પાડી હતી અને ૩૬ ટકાએ સંસ્કૃત અને ભાષાન્તર બન્નેનો ઉપયોગ ઇચ્છયો હતો. આ સ્થિતિમાં આ પ્રયત્નની જરૂર દેખીતીજ છે

આવો એક પ્રયત્ન આગળ થયો હતો પણ તે આજે લગભગ કાલ ગ્રસ્ત (obsolete) છે.

આ ભાષાન્તરને જીજ્ઞાસુના હાથમાં મૂકવા પહેલા થોડીક સૂચનાની અને ચોખવટની જરૂર છે.

આજે આપણા વિવાહવિધિમાનું પ્રચલિત સૂર્યાસુક્ત તે આપણું આદ્ય લગ્નસુક્ત. ઋગ્વેદમાં લગ્નનું અમુક સ્વરૂપ હતું તે સૂર્યાસુક્ત પૂરવાર કરે છે. પછીનાં ગૃહ્યસૂત્રો વિવાહ વિધિનાં વિશિષ્ઠ સ્વરૂપોનાં વર્ણનો આપે છે. આ ગૃહ્યસુત્ર ઉપરથી આજના રિવાજને અનુકૂળ થાય એમ આપણા આજના લગ્નવિધિઓ ઘડાયા છે. પરિણામે સંસ્કૃતમાં લખાયું એટલે 'બાબાવાક્ય પ્રમાણં' ન ગણતાં, એટલુ સ્પષ્ટ સમજવાની જરૂર છે કે આજના વિધિમાં જે જે થાય છે તે બધુંજ હજારો વર્ષથી હિન્દમાં થતું આવ્યું છે એમ નથી. દાખલા તરીકે પ્રસ્તુત વિધિમાં, 'વસ્ત્રાદિના નિમિલિત નેત્રાં'—'વસ્ત્રથી ઢાકેલ મુખવાળી કન્યા' એવું જે વચન છે તે શાસ્ત્રસિધ્ધ નથી પણ રૂઢમતીય છે. ખરી રીતે જે વૈદિક મંત્રો આ વિધિમાં મૂકયા છે તે મંત્રો સિવાય, બીજી બધી વીગતો તો થોડાક લગ્નોનો બારિક અભ્યાસ કરનાર કોઇ પણ, પુસ્તક વગર પણ સમજી શકે છે. જૂનામાં જૂનાં ગૃહ્યસૂત્રથી માંડી, આજના વિધિનાં સ્વરૂપને તપાસનારને એકદમ સમજાશે કે અમુક વખતે બોલવાના મંત્રોમાં પણ મતભેદ રહ્યો છે. તો પછી, કરવાના વિધિની ગૌણ વીગતો દેશકાલ

મુજબ ફરે તે તો સ્વાભાવિકજ છે. આશ્વલાયન આ રિવાજોને 'ઉચ્ચાવચા:' ગણાવીને દેશ દેશ મુજબ જૂદા લેખે છે. આમ લગ્નવિધિનાં ધાર્મિક તન્ત્રમાં પૂર્ણ શ્રધ્ધા રાખીએ તોપણ વિધિની વીગતોને બુદ્ધિએ કસવાની પૂરી જરૂર છે. અહિં આપેલા વિધિની આવી તપાસ કરી. નવો વિધિ ઉપજાવી કાઢવાનો આ પ્રસંગ કે સ્થળ નથી. પણ સમય સમયનું કામ કરશે અને એવો અનુકૂળ વિધિ ઘડાશે ત્યારેજ લગ્ન સંસ્થાનાં રહસ્યો અને પવિત્રતા પાછાં અવતરશે.

શકુન્તલા જે રસિકતાથી સહકારનો યોગ નવવલ્લરી સાથે કરે તેટલી રસિકતા પણ, સમજના અભાવ છતા, આચાર્યોમાં આજે હોત તો આ અફસોસ કરવાનો વખત દૂર છે એમ ગણાત. આજે તો કેવળ ઉદરપૂર્ણાર્થે વેદ કરતા ગધેડા જેવી ઘણાખરા આચાર્યોની સ્થિતિ છે. પ્રસ્તુત વિધિને એકજવાર વાચવાથી સમજાશે કે વિધિમાનું ઘણું ખરું તો વરે બોલવાનું છે; છતાં, આજે કેટલા પરણેલાઓને **'न मम'** અને **'स्वस्ति'** સિવાય લગ્નવિધિમા બીજું પોતે બોલ્યા હોય એમ યાદ છે? લગ્નવિધિમા આચાર્યનું સ્થાન, બહુ ત્યારે અધ્વર્યુનું છે. શારીરિક મહેનત કરી, સ્થંડિલ વગેરે તૈયાર કરવું, દર્ભ, દીપ વગેરેનું ધ્યાન રાખવું વગેરે કામ આચાર્યોનું છે. ખરો નિષ્ણાત આચાર્ય હોય તોજ વરને પોતાના વિધિમા દોરી શકે. આજે તો બધું વરને બદલે આચાર્ય બોલે છે અને જ્યારે " તાં પૂષન્છિવતમામે રયસ્ત્ર યસ્યાં બીજં મનુષ્યા વપંતિ । યા ન ઊરૂ ઉશતી વિશ્રયાતે યામુશંતઃ પ્રહરામ શેપં ॥ કે " તાવેવ વિવાહાવહૈ પ્રજાં પ્રજન યાવહૈ પુત્રાન્વિન્દાવહૈ-" વગેરે મંત્રો વરને બદલે આચાર્યને બોલતાં. ગૃહ્યસૂત્રકારોના આત્માઓ સાંભળતા હશે ત્યારે આ તેમના વારસોનાં પ્રહસનો ઉપર જરૂર તેઓ એક આંસુ ઢાળતા હશે. અર્થનો અનર્થ કેમ થાય ને બતાવવાને આથી વધુ ઉત્કટ બીજું કયું નિદર્શન હોય?

આટલું તો સંસ્કૃત ભાષાથી અનભિજ્ઞ સાધારણજન માટે છે સમજ્યાં વગર વિધિ કરવાનું આ એક અનિષ્ટ. વિધિનાં નવનિધાનનો

સમય પણ આવી લાગ્યો છે તે નીચેની બાબત બતાવે છે. આજના વિધિમાં વપરાતા કેટલાયે મંત્રની સાર્થકતા સમજવા માટે, ભણેલાઓ પણ, માથું ખણી ખણીને મરી જાય છતાં કંઇ ફળ નથી આવતું. આજે પણ તે તે મંત્રોની સાર્થકતા માટે "અભ્યાસકાઃ અભ્યાસકાન્ દૃષ્ટવા શ્વાનવત્ઘુરઘુરાયન્તે,' અને છતાં કશો નિર્ણય થઈ શકતો નથી. તો પછી પ્રસંગને અનુરૂપ ગંભીરતા કેમ જળવાય? પણ આ અપ્રસ્તુત છે. અહિં તો નવસંસ્કારણની રેખાઓ પણ નથી આંકવી.

આજનો લગ્નવિધિ નીચેની બાબતો ભાર દઇને સ્પષ્ટ કરે છે.

(૧) વરવધૂના આત્માનું ઐકય: 'હું આકાશ તું પૃથ્વી' વગેરેથી આ બતાવાયુ છે.

(૨) લગ્નનો એક હેતુ પ્રજોત્પાદન. "પ્રજાં પ્રજનયાવહૈ" વગેરે.

(૩) વરના ઘરની વધૂ હવે અધિષ્ઠાત્રી થાય છે. સાસુ, સસરો નણંદ, દેર જેઠ વગેરે ઉપર તેનુ આધિષ્ઠાતૃત્વ સ્થપાય છે. આમાં ઉદ્ધતાઇ નથી પરંતુ ગૃહસ્થાશ્રમની ગંભીરતાનો ખ્યાલ છે.

(૪) પથ્થર જેવું સ્થિર, પત્નીએ થવું. પત્નીનું પતિ ઉપરનું અધીનત્વ અહિં દેખાય છે

(૫) સપ્તપદી ભૌતિક સુખની ગણના કરે છે. પણ ઉપર બતાવેલ અધીનત્વની છાયા સાતમે પગલે વિલીન થઈ જાય છે. પતિપત્ની આજીવન મિત્રત્વ બાંધે છે.

આટલાં તત્ત્વો, સમજાશે કે, પરસ્પર અસંબધ્ધ કે અસંગત નથી. જીવનપથમાં મિત્ર એવાં વરવધૂ, ગૃહકાર્યમાં એક બીજાને અધીન રહી કાર્યો કરે તે સ્વાભાવિક છે. પ્રજોત્પિત્તિ લગ્નનો હેતુ છેજ. સાથે જીવન વીતાડતાં વરવધૂ મિત્રો બને અને અંતે એવો

સમય આવે જ્યારે અખંડ એકના તેઓ બન્ને અરધીઆં છે તે સત્ય પ્રકાશે, ત્યારે પુરૂષ અને પ્રકૃતિની જોડ સમાં દંપતિ છે તે સમજાય છે.

સિધ્ધાંતો બાંધી સિધ્ધાંતચર્ચા કરવાની અહિં ઈચ્છા તેમજ પ્રસંગ નથી.

અનેકવિધ અધઃપાતના આ જમાનામાં, લગ્નનું મહત્વ સમજાય તોજ સમાજનું સમાજત્વ રહેશે. તોજ જ્ઞાતિનું જ્ઞાતિત્વ રહેશે જે સમાજમાં, અને જે જ્ઞાતિમાં, સટ્ટિક્રમ શાં લગ્નને બાળકની રમત જેટલી બેદરકારીથી પતાવાય છે ત્યાં ગૃહદેવતાઓ કેમ અવતરે? જ્યાં અજ્ઞાન અને અંધત્વ ઉપર જીવન રચાય છે ત્યા જ્ઞાન અને પ્રકાશની આશા ક્યાંથી રખાય? માટેજ નવસંસ્કરણનો યુગ આવ્યો છે એમ કહીએ છીએ.

આ આવૃત્તિનું મૂળ જુનાગઢના વે. મૂ. લાલશંકર અભયશંકર પંડ્યાએ સં. ૧૯૪૫માં છપાવ્યું હતું અહિં તે મુજબ વિધિનું ભાષાન્તર આપ્યું છે. આ ઉપરાંત આપણા સંસ્કારો માટે બીજાં પુસ્તકો છે, તેમાથી સામવેદીય લલ્લાશંકરી સંસ્કારપધ્ધતિ અને યજુર્વેદીય હિન્દી ભાષાન્તર સહિત, ઉત્તર હિન્દમાં અને આપણા બ્રાહ્મણોમાં ચાલુ વિધિ. એમ બે પુસ્તકોનો સમન્વય આ પુસ્તક સાથે કરવાનું યોગ્ય ધારીને, આ ત્રણે પુસ્તકોનાં અવલોકન પછી, આ પ્રયત્ન બહાર મુકાય છે. એમ લાગ્યું છે કે વિધિની વીગતમા અને સરળતામાં વે. મૂ. લાલશંકરનું મૂળ ઉત્તમ છે એટલે તેનો આશ્રય લઇનેજ અહિં ભાષાન્તર આપ્યું છે.

આ આવૃત્તિમાં, વિધિનું મૂળ નથી છાપ્યું; કારણ તે તદ્દન બીન જરૂરી છે. બોલવાના મંત્રોનું મૂળ સગવડ ખાતર, ગુજરાતી લિપિમાં છાપ્યું છે તેમાં ક્રમ નથી જળવાયો. ઘણે ઠેકાણે ચાલુ ભાષાન્તરમાં મૂળ સંસ્કૃત મંત્રો ટાંકી ફૂટનોટમાં ભાષાન્તર મૂક્યું છે, પણ કોઇક ઠેકાણે ચાલુમાં ભાષાન્તર અને ફૂટનોટમાં મૂળ મૂક્યું

પડયું છે. આ અસંબધ્ધતા માટે સમયનો અભાવ જોખમદાર છે. આ આવૃત્તિ દશ-બાર દિવસમાં તૈયાર કરી છે તેથી ઉપરનો દોષ તેમજ મંત્રોમાં ભાષાન્તરો પણ કયાંક અપૂર્ણ ને કયાંક સ્ખલનશીલ હોવાનો દોષ પણ રહી ગયો હશે. ભાષાન્તરમાં સ્ખલન અક્ષમ્યજ ગણાય. પણ બીજી આવૃત્તિ પ્રસંગે એ ભુલ જરૂર દૂર થશે. આ વખતે તો કામચલાઉ ભાષાન્તર કર્યું હતું તેમજ પ્રેસમાં મોકલવું પડયું એટલે ભાષાન્તરની ચોકકસતા ફરી તપાસવાનો વખત ન રહ્યો માટેજ જો સ્ખલનો રહી ગયાં હોય તો તે અને છાપભુલો હોય તો તે દરગુજર કરવા વિનતિ છે

કાન્તિલાલ ઘોળકિયા •

# ભાંગેલાં રમકડાં

## રાત્રી

એ ફરવા જવાની મને ટેવ હતી. ચાંદની રાત હોય કે અંધારી મને બધું સરખું હતું. હંમેશની એ ટેવ થઇ રહેલી. ફાયદો પણ હતો. શાન્તિ વધારે જણાતી. અસાધારણતાને અંગે મનને જરા ખોરાક પણ જૂદોજ મળતો એટલે એક જાતની લાગણી પણ જૂદીજ અનુભવાતી. નુકસાન શું થતું એ ખબર નથી

ફરવા જવાનાં સ્થળ જૂદાં જૂદાં હતાં. કોઇ વખતે ગરીબ લત્તામાં અને કોઇ વખતે પૈસાદાર લત્તામાં, કોઇ વખતે નાટકશાળા પાસે અને કોઇ વખતે દિવાનાશાળા પાસે, કોઇ વખતે સારા લત્તામાં અને કોઈ વખતે નરસા લત્તામાં, કોઇ વખતે બજારમાં અને કોઇ વખતે ગામ બહાર નદી કિનારે, કોઇ વખતે પ્રસુતિગૃહ પાસે થઇને અને કોઈ વખતે સ્મશાન પાસે. એમ તરંગ આવે તેમ જૂદે જૂદે ઠેકાણે જતો. પરિણામે જૂદો જૂદો અનુભવ થતો, જૂદી જૂદી લાગણી અનુભવાતી. અરધી જીંદગી આમજ કાઢતો.

આજે અમાવાસ્યા હતી. તો પણ રોજની માફક તૈયાર થયો કપડાં પહેર્યાં. બૂટ પહેરી, રહેજ સિગરેટ ફૂંકવા ઇઝીચેર પર લંબાવ્યું.

પછી ઊઠ્યો. આજે સ્મશાન તરફજ ફરવા જવા ધાર્યું, જોઇએ શું અનુભવ થાય છે.

ઘડિયાળમાં જોયું. અગિયાર વાગ્યા હતા. સ્મશાન નદીને કિનારે દૂર હતું. જતાં જતાં કલાક રહેજે થાય.

મેં જલદી જલદી ચાલવા માંડયું. સ્મશાન પાસે આવી પહોંચ્યો હતો ત્યારે બરાબર

**મધ્યરાત્રી**

થઈ હતી. મેં સ્મશાન ઘાટ તરફ જોયું. એક માણસ પગથિયાં પર બેઠો બેઠો વહેતા પાણીમાં કંઇ જોતો હતો. હું ડર્યો. શું ભૂત હશે? મેં ટોર્ચનો પ્રકાશ એના તરફ ફેંકયો એણે મારા તરફ જોયું. હતો તો માણસજ. મને હિમ્મત આવી, મેં પૂછયું: 'કોણ છો, ભાઈ! અત્યારે અહિં કાળી રાત્રે? એણે મારી સામે જોયું. અહો, કેવી વિચિત્ર એ દ્રષ્ટિ હતી. એની અંદર શું શું ન હતું? આખા જગતનું ન્હાનું સ્વરૂપ હોય તેવી એ કાળી શુષ્ક કીકીઓ લાગતી હતી આખા જીવનનો અર્થ હોય એવી નિરાશાભરી એની દ્રષ્ટિ હતી. એણે બોલવા માંડયું. શું કહ્યું એ એનાજ શબ્દોમાં કહું, હજી મારા કાનમાં ગણગણે છે: "શું ભાઇ! તમે મને છો પૂછો કે આવી કાળી રાત્રીએ તુ મસાણમાં કેમ બેઠો છે? કોઇ ગાંડો માણસ છું કે વેરાગી છું, એમને? હું તમને પૂછું છું કે તમે જે જીવન વ્યતીત કરો છો તેમા કાળી રાત્રી સિવાય દિવસ છે ખરો કે? તેમાં મસાણ સિવાય બીજું કોઇ સ્થાન છે? તમે માનો ગમે તે પણ તમારૂં અંતર શું કહે છે? અને, રાત્રીને દિવસ માનનારા ગાંડા કે હું?

પણ એમાં તમારો વાંક નથી. હું યે એક દિવસ એમ માનતો કે માનવજીવન એટલે ઊજળો દિવસ. એ તો દિવ્ય જયોતિના પ્રકાશનો સમય, જગત્ એટલે માનવ રમકડાંનું ક્રીડાસ્થાન, એમાં તો હસવાનું અને રમવાનું, માત્ર આનંદજ કરવાનો પણ-પણ એ વાત ખોટી છે, સાંભળો હું તમને કહું.

**પ્રભાત**

હોય છે ત્યારે માણસ એમ માને છે કે જે દિવ્ય જયોતિ પ્રાપ્ત થઇ છે એ અખંડ રહેવાની, એ વરેણ્ય ભર્ગ ઉત્તરોત્તર વૃદ્ધિ પામવાનું, એનો લય નથી, એનો ક્ષય નથી. હું યે એમજ માનતો.

પ્રકૃતિ સમી માતા અને પુરૂષ સમા પિતાની મીઠી નજર નીચે હુ, ખીલતો- આ બધાં ફુલડાં ખીલે છે તેમઃ વૃદ્ધિ પામતો-આ બધાં ઝાડો વૃદ્ધિ પામે છે તેમ, ખેલતો આ બધાં લવારાં ખેલે છે. તેમ નાચતો આ બધાં હરણ નાચે છે તેમ. જીવનમા વિષાદ હશે પણ હું જાણતો નહિ, કદાચ અનુભવતો તો ભૂલી જતો. મારૂં ફળીઉં એ મારૂં બ્રહ્માંડ, મારૂં આંગણું અમારૂં જગત, મારાં બનાવેલાં માટીનાં રમકડાં એ મારી સૃષ્ટી, હું પોતે એનો નિયંતા ભગવાન, પણ મને એકલુ ન ગોઠતું, વિષ્ણુને પણ રમવા માટે લક્ષ્મીની જરૂર પડે છે તો મને પણ રમવા માટે, મારી સૃષ્ટિને રમાડવા માટે કોઇ લક્ષ્મીની જરૂર પડતી. મને એ લક્ની મળી રહી હતી. પાડોશની લક્ષ્મી મારે ત્યાં રમવા આવતી.

અમો આખો દિવસ સાથે રમતાં. સવારે રમતાં. બપોરે ખાવાનં ભૂલી જઈ રમતાં, સાંજે અંધારૂં થઇ જાય તોય રમતાં, કોઈ કોઇ વખતે વાળુ કરીને પણ રમતાં. અને રમવા માટે ફરી સવાર કયારે પડે તેની વાટ જોતાં. રમવાને માટે રમકડાં પણ પુષ્કળ હતાં પાટી અને પેન, અનાજ અને ફળફૂલ, ગાડી. ઘોડા. હાથી. કૂતરા વાંદરા. મોર, પોપટ, સાપ. કાચબા, દેડકાં માણસો પણ ઘણાયે હતાં. પલટન હતી. ભૈયા, બ્રાહ્મણ. કઠિયારા બધાં લક્ષ્મી પાસે પણ એટલાંજ રમકડાં હતાં. ચૂલા ને લાકડાં, પાણીની હેલ, વાસણ કુસણ ગાય. બિલાડી, ચરકલી, રંગબેરંગી માછલીઓ, પાણીવાળી બૈરીઓ બીજીયે કેટલી પુતળી, ઘણાંયે અમે અમારા રમકડાં ગોઠવતાં. કોઇ વખતે હું નિશાળ બનાવતો. મારા છોકરાઓને ભણાવતો મારતો તો ખરોજ છેવટે કંટાળી, ઘંટ વગાડીને છુટ્ટી દેતો. એ પોતાની નિશાળ બનાવતી. છોકરીઓને ગરબા શીખડાવતી. હું છુટ્ટી દેતો એટલે એ પણ છુટ્ટી દેતી. પછી અમે કોઇ છોકરા છોકરીને પરણાવતાં. પલટન બેંડ વગાડતી અલબત્ત ગુંજ ભપુપુપુ, ભપુપુપુ, ભપુપુપુ, ભું—કરતો .બૈરીઓ ગીત ગાતી. એમના વતી લક્ષ્મી એકલીજ ગીત ગાતી પછી સારી સારી રસોઇયો જાનઇયાને જમાડાતી. અને વહુને વદાય

અપાતી. એ પ્રમાણે કેટલીયે રમતો રમાતી. અમે અમારાં રમકડાંને રમતાં જોઈ ખુશી થતાં. અમારા માબાપો અમને રમતાં જોઇ ખુશી થતાં. ભગવાન હસતો હશે?

પણ એ પ્રમાણે ખુશી લાંબો વખત ચાલે તો તો જગત્ નહિં, જીવન નહિં. રમતમાં યે ન ચાલે. એક દિવસ શું થયું મને ખ્યાલ નથી. કદાચ પુરૂષત્વની ખુમારી હોય. દિવાળીના મેળામાંથી મેં એક સરસ જોઇને એક પુતળુ ખરીદ્યુ. કોઈ મુછાળો, અક્કડેખાં મરદ હતો. એનું લઠ્ઠ જેવું શરીર જે બનાવ્યું હતુ તેથી હુ ખુશી થયો હતો અને મ્હારા બધા પૈસા, ચાર આના, એ પુતળાં માંટે આપી દીધા હતા. ખુશી થતો થતો હું ઘેર આવ્યો. મને થયું કે હું લક્ષ્મીને ચીડવીશ. એની પાસે એવી પુતળી નથી. એ ખીજવાશે. એની બીજી કોઇ પુતળી સાથે આને પરણવા દઇશ નહિં. બસ, કાલે નવાં વરસને દિવસે તો એને સારી પેઠે ચીડવવી. એને પણ એ દિવસ યાદ રહી જશે.

પણ સાંજે લક્ષ્મી એ મેળામાં ગઇ હશે. એણે પણ કોઇ સરસ પુતળી ખરીદેલી, કાચની સુંદર પુતળી, મહિં સોનેરી કામ. પુતળી જોતાંજ મન લોભાઇ જાય. એણે પણ ધારેલું કે હું એ જોઇશ અને મારાં કોઇ પુતળાં માટે એ માગણી કરીશ. અને એ ના પાડશે. અને પછીપછીનો એણે વિચાર કર્યો નહિં હોય

સાંજ પડી. દિવા થઇ ગયા. અમે રોશની જોઇ આવ્યાં. બન્નેનાં મનમાં પુતળાં દેખાડવાની હોંસ. ઘેર પહોંચ્યાં એટલે લક્ષ્મી દોડીને પોતાની ઓઢણી નીચે કંઈ સતાડીને લાવી. મેં પણ મારૂં પુતળું તૈયાર રાખ્યું હતું. એણે હસીને કંઈક ગર્વથી કહ્યું, "કનુ, જો હું તને કંઇક દેખાડું."

'તું શું દેખાડવાની હતી! આ જો' મેં મારૂં પૂતળું કાઢીને તેની પાસે ધર્યું.

'બસને! પણ આજો, પછી કહેજો!' એણે એની પુતળી મારી પાસે મૂકી.

હું પુતળી જોઇજ રહ્યો. ઘણીજ સરસ હતી. મનમાં વખાણી, પણ બહારથી એની સરસાઇ કબુલ રાખવી. એક છોકરી પાસે મારા જેવા મરદે હારી જવું એ ખોટું લાગ્યુ; મેં કંઇક ઇર્ષાથી, કંઇક દંભથી કહ્યુઃ ''અંહ મારા રમકડાં જેવી ન થાય!''

''નકામો ડોળ ન કરીએ. તારૂં રમકડું ઠીક છે પણ તેથી મારી પુતળીની તોલે ન આવે આનું રૂપ તો જો!''

'જોયાં, જોયાં''—મને શુરાતન ચડયું. 'પરણાવવા તો આની સાથે આવીશ ને! એ પરણશેજ નહિં!'

''છો ન પરણે. હું એને કુંવારી રાખીશ.''

''કેમ રાખીશ? દુનીયાં નથી રાખતી ને તું દિંકુ રાખીશ. અને ભલે રાખને, મારો ભાયડો એને ઉપાડી જશે'' મેં પશુબળનો ભય દેખાડયો.

''ઊપાડી તે કેમ જશે? આ. એને હાથજ નહિં આવે''

''તો એ એમ ભાંગી નાખશે......',

''ભાંગ્યાં, ભાંગ્યાં, મોટો ભાગવાવાળો આવ્યો!' લક્ષ્મીએ જાણે સાચેસાચ એ પુતળાં જીવતાં હોય અને એને કોઇ ભાંગી નાંખતું હોય તેમ આવેશમાં આવી જઈ અને એટલા તિરસ્કારથી કહ્યું.

''લે, જો. ત્યારે .....' મને પણ એની આ શેખી પર ગુસ્સો ચડયો. મેં મારૂં રમકડું ઊપાડયું અને એ વતી એની પુતળીને હડસેલો માર્યો. પુતળી પડી ગઇ. એના હાથ પગ વિગેરે ભાંગી ગયા.

લક્ષ્મી રોઈ પડી. ભાંગેલું પુતળું એણે મારાં તરફ ફેંકયું. મારૂં રમકડૂંયે ભાંગી ગયું હતું. હુ ગુસ્સામા જઇ સૂઇ રહ્યો.

સુતે સુતે મને કેટલાયે વિચાર આવ્યા. ધીમે ધીમે મને ભૂલ સમજાઇ. લક્ષ્મીનું દીન મો અને રૂદનપાદ આવ્યા. મારૂં મન મને ડંખવા લાગ્યું. એનાં મનને કેવું લાગ્યું હશે એ વિચાર આવ્યા. ફરી એની

ાન દ્રષ્ટિ યાદ આવી. એ દ્રષ્ટિમાં એનું મન દેખાયું. મેં જોયું કે એનું મન ભાંગી ગયું હતું. મારી આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. મારૂં મન પણ ભાંગી ગયું.

સવારે ઊઠયો ત્યારે ભાંગેલાં રમકડાંના ટુકડા પડયા હતા. લક્ષ્મી પોતાનું ભાંગેલું મન પણ રમકડાં સાથેજ મૂકી ગઇ હતી. જોયું તો ભાંગેલાં મનોના ટુકડા પણ પડ્યા હતા. બન્નેને ઊપાડયા, કાળના વસ્ત્રમા લપેટયા, સ્મૃતિની પેટીમાં ઊંચા મૂકયા.

સવારથી લક્ષ્મીયે આવવાનું બંધ કર્યું. મેં રમવાનું બંધ કર્યું. જીંદગીની રમત અધવચ્ચે પૂરી (?) થઇ હતી.

ભાગેલાં રમકડાં ભાંગેલાં મન રહી ગયાં.

જીવનનુ પ્રભાત આમ ભાંગીને પૂરૂં થયું. પછી આવ્યું

**મધ્યાન્હ**

ત્યારે કેટલોયે વખત ક્રમે નીકળ્યો હતો. હું નિશાળે જતો હતો, ઘણી ચોપડીઓ વાંચતો હતો અને ઉંચા ધોરણમાં ચડતો હતો. રઝીયા, નુરજહાં, મુમતાઝના ઇતિહાસો વાચ્યા. Broken Love ની કવિતા મને મોઢે થઇ ગઇ. બીજુંયે ઘણું ભણ્યો હોઇશ. આ નદીનું પાણી સમજ્યા વગર વેહે છે તેમ જીંદગી વહેતી જતી હતી. પણ પાણીને તળાયે જેમ ભાગેલી ચીજોનાટુકડા પડી રહે તેમ મારાં જીવનનાં પાણીમાં પડયાં રહ્યાં હતાં-ભાંગેલા રમકડાં ભાગેલાં મન.

જેમ વરસાદમાં આ નદીમાં વેગ આવે છે તેમ મારી જીવનનદીમાં યે વેગ આવ્યો. વિનાશનો હું બી. એ. માં કમનસીબે પહેલો આવ્યો બાપાયે મને એક 'બેબી ઓસ્ટિન' ભેટ આપી. પેલું પૂતળું ગમ્યું હતું તેમ આ નવું રમકડું પણ મને ગમ્યું. એમાં બેસીને હું ફરવા જતો ત્યારે રસ્તામાં પડેલી ઘણી ભાગેલી ચીજોની પેઠે હું મારાં ભાંગેલાં રમકડા, ભાગેલા મનને ભૂલી જતો. 'પણ ફરીને પાછો આવતો એટલે એ દિવાળીની રાત, એ લક્ષ્મી, એ રમકડાં યાદ આવતાં. એ ભાંગેલાં રમકડાંને જોતો અને રોતો.

એના બાપની બદલી થવાથી લક્ષ્મી ક્યાંક ચાલી ગઈ હતી, રહી ગઈ હતી લક્ષ્મીની ભાંગેલી સ્મૃતિ. એ ભાંગેલાં સ્મૃતિમંદિરની એ ભાંગેલી મનોમૂર્તિનાં ચરણોમાં મારું ભાંગેલું મન મૂકતો અને અશ્રુથી એનાં ચરણો ધોતો—આ નદી આ દેવીમંદિરના ભાંગેલા પ્રગથિયાને ધુએ છે તેમ. રોજનું એ કર્તવ્ય થયું હતું. જેમ આ દેવીમૂર્તિનાં મૂળ દેવી ક્યાં છે એ કોઇ જાણતું નથી તેમ મારી મનોમૂર્તિની મૂળ દેવી ક્યાં હતી હું જાણતો ન હતો.

દિવાળીની છુટ્ટી આવી. ક્યા ગુજારવી વિચાર થતો હતો.

હજી બીજે દિવસે તો વિજ્યા દશમી હતી. હજી ઘણો વખત હતો

પણ બાએ અને બાપાએ નક્કી કરી મુકેલુ. છુટ્ટી એમના કોઇ મિત્રને ત્યાં ગુજારવી. એ પણ ત્યા આવવાના.

બીજે દિવસે ઘરમાં સ્હેજ ધામધુમ હતી. ઘરમાં કસાર રંધાયો હતા. બાનાં મ્હોં પર સ્મિત હતું. બાપાયે પ્રસન્ન હતા.

કોઇક ચોઘડીયું થયુ ત્યારે બાએ મને તિલક કર્યું અને વધામણી આપી કે મ્હારાં લગ્ન નક્કી થયા હતાં.

મને નવાઇ લાગી, કુતૂહલ થયું, આનંદ થયો. 'કોણ' પુછવાનું મન થયું. શરમાયો થયું. તપાસ કરી લઈશ. બા મારા વિચારો જાણે છે. જે કર્યું હશે તે ઠીકજ કર્યું હશે

પાછળથી તપાસ કરતા ખબર પડી કે જેમને ત્યાં અમે જવાનાં હતા તેમનીજ એ પુત્રી હતી. અમે લગ્ન પરજ જવાનાં હતા. દિવાળી પછી તરતજ લગ્ન હતાં.

દિવાળી લગભગ આવી લાગી. બા, બાપા બધાં ટ્રેઈનથી જવા તૈયાર થયાં. મેં મારી ઓસ્ટિન તૈયાર કરી.

બીજે દિવસે સવારે વહેલાં નીકળવું એમ નક્કી કર્યું. રાત્રે સૂતો. વિચારો આવ્યા આ દિવાળી કેવી જશે? અને એ રાત યાદ

આવી. અને લક્ષ્મી યાદ આવી. અને રમકડાં યાદ આવ્યાં. અને એનાથી ભાંગેલાં મન યાદ આવ્યા:

હું મારી બાલજીવનની સહચરીને ભૂલી જનો હતો તે માટે મને પોતાપર તિરસ્કાર છૂટયો. કેવો નિષ્ઠુર! એને ભુલી, હું અત્યારે બીજીને જીવન સહચરી બનાવી રહ્યો હતો. અહા, લક્ષ્મી ક્યાંય ચાલી ન ગઈ હોત તો! આ છોકરી લક્ષ્મી હોય તો!!—હું એની જરૂર માફી માંગી લઉં. એનું ભાંગેલું મન મારૂં જીવનતત્વ આપીને પણ સાજું કરૂં. પણ, ક્યાં એ લક્ષ્મી! મારી પાસે તો પડયાં છે: એનું ભાગેલું પ્રતિચિત્ર, તેની અંદરનું એનું ભાંગેલું મન, આ લટકે છે એ મારાં ભાગેલા મનોમંદિરમાં

મને જીવન જે ગતિ લઈ રહ્યું હતું તેના પર કંટાળો આવ્યો. મારી મોટરને હું ધારેલી ગતિથી ધારેલી દિશામાં લઇ જઇ શકું તો મારા જીવનને ન લઇ શકું? હું લક્ષ્મીને ન ભેટી શકું?........ મારી આંખો મીંચાઇ ગઇ.

બીજે દિવસ મોટરમા ઊપડયો. સાંજ લગભગ ગંતવ્ય સ્થાન પાસે આવી પહોંચ્યો હતો. મોટર ઝપાટા બંધ જતી હતી મારા મનમાં આગલી રાત જેવાજ વિચારો ઝપાટાબંધ જતા હતા. દૂરની વસ્તુ ક્ષણમા નજદિક આવી પાછળ ચાલી જતી હતી દૂરની કલ્પના ક્ષણમાં નજદિક આવી પાછળ ચાલી જતી હતી. હું નગરી પાસે પહોચ્યો હતો, આશા પાસે આવી પહોંચ્યો હતો, નગરીના દ્વાર ઊઘાડાં હતાં. આશાનાં દ્વાર ઊઘાડાં હતાં. હું બન્નેમાં પેઠો.

પણ પણ સામેથી આ કોની મોટર? એમાં આ કોણ? લક્ષ્મી? એ અહિં ક્યાંથી? એ પણ મોટર ચલાવે છે? હું ચમક્યો: મારાં મગજની અને મોટરની એક ઝટકી. એક ભંયકર અવાજ થયો: મને આંખે અંધારાં આવ્યાં......

જાગ્યો, ત્યારે હોસ્પિટલમાં હતો પાસે બા હતી. મને બધું યાદ આવ્યું. મેં પુછયું: 'બા, એ કોણ હતું?'

'શું કહું, ભાઇ! એ સરોજિની બ્હેનની લક્ષ્મી! ત્હારાં એની સાથે લગ્ન નકકી કર્યાં હતાં. આ ચાર દહાડા પછી લગ્ન હતાં. અરે ભગવાન! શું થઇ ગયું?'

હું ચકિત થઇ ગયો અહો, ઇશ્વરે રમે છે ને! એનું શું થયું હશે?

મેં પુછ્યું 'એને બહુ વાગ્યું?

"લાગ્યુ તો બહુ છે. ઇશ્વર લાજ રાખે."

હું મુંગો પડી રહ્યો. શરીરમાં વેદના થતી હતી. હૃદયમાં વેદના થતી હતી. મને લાગ્યું રાત્રિ પડી ગઇ હતી.

મને કંઇ કંઇ વિચાર આવ્યા: એ દિવાળીની રાત, આ દિવાળીની રાત: એ મારીનાં રમકડા, આ મોટરનાં રમકડાં એ ભાંગેલાં મન, આ ભાંગેલાં શરીર!! વાહ, ઇશ્વર!!!

બે ત્રણ દિવસ પછી હું હરતો ફરતો થયો એટલે પહેલું કામ તો મેં એ કર્યું કે લક્ષ્મીની કેબીન શોધી કાઢી ધીમે પગલે હું અંદર ગયો. એ ભયાનક દ્રશ્ય હતું. શિશિરમોચના કૌમુદી શી એ ફિક્કી પડી હતી. એનાં બા દુર એક કોચ પર આરામ લેતાં હતાં. મને થયું કે પાછો જાઉં, ત્યાં તો સુંદર પાંખડીશાં એનાં નયનો વિકસ્યાં. એણે સ્મિતની સુવાસ પમરાવતાં મને આંખોથી આવકાર આપ્યો.

હું સ્તબ્ધ થયો. કોઇ પોતાના ખુનીને આવકાર આપે? કસાઇનાયે પગમાં ગેલ કરતાં હોય તો લવારાં. સ્ત્રીઓનાં હૃદય લવારાં જેવાંજ નિર્દોષ હોય છે ને' ઇશ્વરની આતકૃતિ- છાયા હોય તો એઓજ

મને મારા પર ક્રોધ આવ્યો મને બહુજ દુઃખ થયું. મારૂં હૃદય તુટવા લાગ્યું.

ધીરે ધીરે હું એની પાસે ગયો. માફી માંગવા હોઠ ઉઘાડયા ત્યાં તો એ બોલી;

"ક્યાં આવ્યા? હું તમારીજ વાટ જોતી હતી. મને ખબર પડી હતી. હું તમને મળવાજ બહાર નીકળી છું. પણ આમ મળાતું હશે?".

હું ગભરાયો મેં નાસવાનું કર્યું. આ ગાંડી કોણ? અરે, આતો લક્ષ્મી!'

"ના, ના, જાઓ કયા છો? પણ ખરીવાત. રસ્તામાં આમ ભાવ વધૂથી વાત કરત શરમાતા હશો. ચાલો મારા મહેલમાં."

એ મને જોરથી ખેંચી સામેની ઝુપડીમાં તેડી ગઇ. હું ઘસડાતો ગયો

'લક્ષ્મી!' મેં બોલવાનો પ્રયત્ન કર્યો. પણ મારો અવાજ ઘુંટાઇ ગયો હતો.

"તમે થાકી રહ્યા હશો. બોલોમાં. પણ આજની રાત યાદ છે. આપણાં રમકડા ભાંગી ગયા હતાં પછી આપણે ભાંગી ગયાં હતાં. પણ હું તો સાજી થઇ ગઈ. હું તો રોજ તમારી વાટ જોઉં. કયારે પરણીએ. આજની રાત તો સોહાગીની રાત. ચાલો, આપણે પરણીએ"

એ એક શ્વાસે બોલે જતી હતી. એણે મારો જમણો હાથ પોતાના હાથમા લીધો. માથાનું ફાટેલું ઓઢણું જરા નીચે તાણ્યું.

'કોઇ ગીત કેમ ગાતું નથી. લ્યો હુંજ મારૂં ગીત ગાઉં."

આપણે રમતાં ત્યારે આમજ કરતાં નહિં.'

મને પરસેવો પરસેવો વળી ગયો. મારૂં પાપ મને ડંખવા લાગ્યું, હું જડવત્ બેઠો રહ્યો.

"લ્યો, આપણે પરણ્યાં. આ આપણી પુષ્પશય્યા. ચાલો, પોઢો. હું તમારા પગ દાબું પણ. મને ચુંબન ન લેતા હોં!

મારૂં બળ હરાઇ ગયું હતું. એણે મને એક ફાટેલી ગોદડી પર ફેંકયો. મારા પગ દાબવા લાગી. તેના હોઠ મારા હોઠ તરફ લંબાયા. હું એના આત્માની ઇચ્છા સમજયો, પણ છેવટની અણીએ પણ હું પોતાની સાથે દગો રમ્યો.

હું ગભરાઈ ગયો. ખૂમ મારવા ગયો ત્યાં એણે મારાં મોં પર હોઠ મુકયો એક બુચકારો થયો અને એ ઓચિંતી ઢળી પડી. એનું શરીર ઠંડું થઇ ગયું. એનો આત્મા ભાંગી ગયો એ મૃત્યુ પામી.

હું ત્યાંથી દોડયો. આ અહિં આવી બેઠો છું આ નદીનાં પાણીમાં મારી જીંદગીને જોઈ રહ્યો છું. જીવનનો અર્થ શોધું છું. એ ભાંગી ગઈ. હું સાજો છું. પણ એ કયાં ગઇ? જુઓ! જુઓ એ ત્યાં ત્યાં... પાણીને તળીએ.... જાય છે. જાય છે. હું પણ સાથે જઇશ. એને પકડીશ, આવું છું.: લક્ષ્મી લક્ષ્મી,...... ..

પાણીમાં એણે ઝંપલાવ્યું. થોડીવારે અદ્રશ્ય થયો. હું કિનારા પર જોતો ઊભો રહ્યો. ઘડિયાળમાં ગણણણ ગણણણ બારના ટકોરા થયા.

થઇ ગઇ હતી હું પાછો ફર્યો

હું જાગ્યો. ટાવરમાં સાચેજ બાર વાગતા હતા. અહો, આ બધું સ્વપ્નું હતું હુ ફરવા ગયોજ નથી!

મેં કપડાં ઊતાર્યાં, નાટક શાળામાંથી કે દિવાના શાળામાંથી પાછું ફરેલું કોઇ લલકારતું હતું:

બાલકપન સબ ખેલ ગવાયા,
તરૂન હો તરૂની પર લલચાયા,
વૃધ્ધ ભયા કછું બન નહિં આયા,
અબહુ તજત નહિં મનો વિકારમ
ભજગોવિંદમ્ ભજગોવિંદમ્
ભજગોવિંદમ્ જગદાધારમ્

ડૉ. ઇન્દુલાલ. સે. દવે.

# શ્રી પેટલાદ વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિનો આંકડાવાર હેવાલ

પેટલાદ એ વડોદરા રાજ્યના એક તાલુકાનું સદર સ્ટેશન છે. તેની વસ્તી ૧૭૦૦૦ ના સુમારે ગણાય છે. આણંદખંભાત બ્રોડગેજ રેલ્વેલાઇન ઉપર તે આવેલું મુખ્ય વહેપારનું મથક છે. તથા ભાદરણ વસો રેલ્વે લાઇનનું જંક્શન છે. આ શહેરમા મુખ્ય વસતી ઉજળી-યાત વર્ગની છે તેમાં વડનગરા નાગરો (બ્રાહ્મણ અને ગૃહસ્થો) તથા વાણીઆઓ મુખ્ય છે. નાગરોમાં બે વિભાગ લગભગ સરખાં છે તેમ છતાં 'ગૃહસ્થ' વિભાગ જરા મોટો અને પૈસે સુખી પણ ખરો. તેમાં ઘણા દેસાઇ-મજમુદારો તથા મહેતાઓ છે. તેઓએ જુના વખતના રાજવહીવટમા સારો ભાગ લઇ વતનો જમાવેલા. 'બ્રાહ્મણો' રાજકાર-ભારમા તો સૌથી નીચે તલાટી કારકુનમા હોય, નહીં તો મુખ્યભાગે વહેપાર તથા 'ગૃહસ્થોની યજમાનવૃત્તિ કરે. છેલ્લા સૈકામાં પરિસ્થિતિ પલટાઇ. ફક્ત યજમાનવૃત્તિ ઉપર આધાર રાખનાર ઓછા થતા ગયા અને વહેપાર તથા સરકારી નોકરી તરફ વલણ વધ્યું. સૈકા ઉપર એક નાગર 'બ્રાહ્મણ'ની પેઢી મછલીપટણમાં ચાલતી હતી. એક ઝવેરાતની પેઢી મુંબઇમાં હતી શેરબજારમાં પણ પેટલાદના નાગર 'બ્રાહ્મણો'એ કિસ્મત સારૂં અજમાવેલું અને બે પૈસા પેદા કરેલા. આમ સાહસિકવૃત્તિ સારીરીતે કેળવાયાથી હાલ પેટલાદના નાગર 'બ્રાહ્મણો' તદ્દન પોતાનાજ પગ ઉપર ઉભા રહેતા થઇ ગયા છે.

'ગૃહસ્થો'ની યજમાનવૃત્તિ ઉપર આધાર રાખનાર હવે કોઇ રહ્યા નથી. આજથી દશ વર્ષ ઉપર એક ધાર્મિક સિધ્ધાંત માટે 'બ્રાહ્મણો' અને 'ગૃહસ્થો' ખાવા-ખવડાવવા માટે છુટા પડયા. તાત્કાળીક તો સર્વને ક્ષોભ થયો અને 'ગુજરાન કેમ ચાલશે ને વિષે શંકા ઉત્પન્ન થઇ. પરંતુ એકલીજ યજમાનવૃત્તિ ઉપર આધાર રાખી કોઇ બેઠેલું ન હોતું તે કમાણી તો માત્ર આડ કમાણી તરીકે ચાલતી હતી. એટલે જરા હિંમત આવી. સંબંધ પાછો બાંધવા ઘણા પ્રયાસો કરવા પ્રયત્નશીલ થયા, પણ 'બ્રાહ્મણો'ને હવે તે વૃત્તિ ઉપર આધાર રાખવોજ ન હોતો. માત્ર એક કુટુંબ સીવાય બધાજ છુટા રહ્યા. અને આજ દશકાથી 'ગૃહસ્થ'ની યજમાનવૃત્તિ અને ગોરપદું કરવા સીવાય આખી એ ન્યાત ઉભી રહેલી છે એટલુંજ નહીં પણ વધુ સંપત્તિવાન થઇ છે. કેળવણી માટે ધગશ વધી છે. કમાવાની શક્તિ વધી છે કમાવાની તીવ્ર ઇચ્છા વધી છે. આ સર્વને પરિણામે સર્વ બંધુઓ આગળને આગળ વધ્યા કરે છે. 'ગૃહસ્થ'-'બ્રાહ્મણો' વચ્ચે માત્ર ખાવા ખવડાવવાના સંબંધ સિવાય હૃદયનો સંબંધ તુટયો નથી. હૃદય તો બન્નેનાં એક છે. 'ગૃહસ્થો' 'બ્રાહ્મણો'ની ચઢતી જોઇ રાજી થાય છે. જેમ એક બીજા ભાઈથી સ્વતંત્ર જીવન વહેવા પગભર થઇ રાજી થાય તેમ 'બ્રાહ્મણો' પણ મનમાથી આનંદિત થાય છે.

પેટલાદથી નજીક દસગાઉ ઉપર નડીયાદ આવેલું છે. ત્યાં ફક્ત નાગર 'બ્રાહ્મણો'જ રહે છે. ત્યાં 'ગૃહસ્થો'ની વસતી આજ દોઢસો વર્ષ ઉપરાંતથી નથી. તેથી ત્યાના 'બ્રાહ્મણો' પોતાનાંજ પગ ઉપર ઉભા રહેતાં શીખેલા અને તેમાંથી કેવાં નરવીરો પેદા થયા છે તેનું વર્ણન અહીં અસ્થાને થઈ પડે સમજી લખ્યું નથી. નડીયાદ પેટલાદની ન્યાતનો લોહીનો સંબંધ ઘણો છે. પેટલાદમાં છોકરીઓની અછત, નડીયાદમાં તેની જરા છત વધારે હોય છે. એટલે બન્ને જગા લોહીથી એકમેક ઘણાં વર્ષોથી ચાલે છે, અને તેથી કહેવત બની ગઇ છે કે "નડીયાદ અને પેટલાદ એટલે ઓરડો અને પરસાળ"

નડીયાદથી પેટલાદ કન્યા પરણાવવી તે બહારગામ પરણાવ્યા જેવું કોઇને લાગેજ નહીં.

ઇ. સ. જૂન. ૧૯૨૯ આખેર પેટલાદની ન્યાતની સ્થિતિનો આંકડાવાર ખ્યાલ આપવા તે નીચે આપ્યો છે. *

પેટલાદમાં હાલ 'આગ્રહો'નાં ૪૮ કુટુંબો છે તેમાં ૩૦૪ વ્યક્તિઓ છે.

| કુટુંબની, | સંખ્યા, પુરૂષો. | સ્ત્રી, | છોકરા, | છોકરીઓ, | કુલ્લે. |
|---|---|---|---|---|---|
| ૪૮ | ૧૦૭ | ૮૯ | ૬૩ | ૪૫ | ૩૦૪ |

સોળ વર્ષની અંદરનાને છોકરો તથા છોકરી ગણવામાં આવ્યા છે.

એટલે ટકાવારી ગણતાં પરિણામ નીચે પ્રમાણે આવે છે.

| કુલ | પુરૂષ | સ્ત્રી | છોકરા | છોકરી |
|---|---|---|---|---|
| ૩૦૪ | ૩૫% | ૨૮% | ૨૧% | ૧૫% |

ટકાવારી ગણવામાં દશાંશ કાઢી નાખવામાં આવ્યા છે.

જાતિ પ્રમાણે નીચેનું પરિણામ આવે છે.

| | નર | નારી | કુલ |
|---|---|---|---|
| સંખ્યા | ૧૭૦ | ૧૩૪ | ૩૦૪ |
| ટકાવારી | ૫૬% | ૪૪% | |

**વયપ્રમાણ**

| વર્ષ | ૦ ૫ | ૫-૧૦ | ૧૦-૧૬ | ૧૬/૨૦ | ૨૦/૩૦ | ૩૦/૪૦ | ૪૦/૫૦ | ૫૦/૬૦ | ૬૦ઉપર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પુરૂષો | ૦ | ૦ | ૦ | ૨૦ | ૨૪ | ૨૪ | ૧૭ | ૧૪ | ૮ | ૧૦૭ |
| સ્ત્રી | ૦ | ૦ | ૦ | ૧૭ | ૨૩ | ૧૬ | ૧૬ | ૯ | ૮ | ૮૯ |
| છોકરા | ૨૨ | ૨૬ | ૧૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૬૩ |
| છોકરી | ૧૭ | ૧૨ | ૧૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪૫ |

વયના કોઇ પણ એક વિભાગમાં સ્ત્રી કરતાં પુરૂષ વધારે છે. માત્ર ૧૦-૧૬માં એક સ્ત્રીજાતિ વધારે છે.

---

* આપેલા આંકડામાં સાધારણ ભુલો માટે ન્યાતિજનો ક્ષમા આપશે. કમાણી બાબતના આંકડા કોઇના પણ ચોકકસ કરી શકાય નહીં. નોકરીયાતના પગાર અને ઇતરની આશરે કમાણી ગણવામાં આવી છે. એટલે અનાવેલી કમાણી ઉપરાંત કમાણી હોવા સંભવ છે.

સમાજીક સ્થિતિ

| સ્થિતિ | કુંવારા | પરણેલા | વિધુર વિધવા | કુલ. |
|---|---|---|---|---|
| પુરૂષો | ૩૭ | ૫૯ | ૧૧ | ૧૦૭ |
| સ્ત્રી | ૩ | ૫૯ | ૨૭ | ૮૯ |
| છોકરા | ૬૩ | ૦ | ૦ | ૬૩ |
| છોકરી | ૪૫ | ૦ | ૦ | ૪૫ |

સોળ વર્ષ અંદરનો કોઈ છોકરો યા છોકરી પરણેલી નથી. સોળ વર્ષ ઉપરાંત ત્રણ કન્યાઓ અપરિણીત છે. નાનપણમાં લગ્ન થતાં અટકયાં છે. પણ વિવાહ કરી મૂકવાની રૂઢી હજુ ચાલેછે. જો કે હવે તે પણ નાબુદ થતી જાય છે. કારણ છોકરાઓમા માત્ર બે ૧૦–૧૬ વર્ષના ૧૫ માંથી વિવાહ થયેલ છે જે ૧૩.૩% બતાવે છે અને છોકરીઓમાં માત્ર પાચ ૧૦–૧૬ વર્ષની ૧૬ માંથી વિવાહ થયેલ છે જે ૩૧.૨૫% બતાવે છે. હાલનાં કોઈ પણ ૧૦ વર્ષની અંદરના બાળકોનો વિવાહ થયેલ નથી જો કે ૧૦ વર્ષની ઉમર થતા પહેલાંથી વિવાહ કેટલાના થયેલ છે તે શરમ સાથે જણાવવું પડે છે.

અભ્યાસ

| છોકરા | છોકરી | કુલ |
|---|---|---|
| ૬૦ | ૩૦ | ૯૦ |

અભ્યાસની ઇચના.

| અભ્યાસ | પ્રાથમિક | માધ્યમિક | ઉચ્ચ | કુલ |
|---|---|---|---|---|
| છોકરા | ૨૨ | ૨૦ | ૧૮ | ૬૦ |
| છોકરી | ૨૪ | ૬ | ૦ | ૩૦ |
| ટકાવારી | | | | |
| છોકરી | ૩૬% | ૪૩% | ૩૦% | |
| છોકરી | ૮૦% | ૨૦% | ૦ | |

શાળામાં કેળવણી લઇ શકે તેવી ઉમર ૫-૧૬ વર્ષના છોકરાઓ ૩૧ છે અને પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી લેનાર છોકરાઓ ૪૨ છે તે બતાવે છે કે ૧૬ વર્ષ પહેલાં કોઇ છોકરો અભ્યાસ છોડી

દેતો નથી. તેજ ઉમરની છોકરીઓ ૨૮ છે અને કેળવણી લેનાર ૩૦ જણ છે એટલે ૧૬ વર્ષ ઉપરાંતની બે બેનોએ કેળવણી લેવાનું ચાલુ રાખ્યું છે. તે બન્ને હજુ અપરિણીત છે.

**ઉચ્ચ કેળવણી**

| અભ્યાસ | આર્ટસ | સાયન્સ | લૉ | કુલ |
|---|---|---|---|---|
| સંખ્યા | ૧૨ | ૩ | ૩ | ૧૮ |
| ટકા | ૬૬% | ૧૬-૫% | ૧૬-૫% | |

સ્ત્રીઓમા એક બેને મેટ્રીક થઇ પુનાની મેડીકલ સ્કુલમાં અભ્યાસ કરેલ પણ તેમનું લગ્ન નડીયાદ થવાથી તેમની ગણત્રી પેટલાદમાં કરી નથી. તેમની પેટલાદમાં ગેરહાજરીથી પેટલાદની અન્ય બેનોને તેમના શિક્ષણનો લાભ મળી શકતો નથી.

બીજા એક બેન ઇંટર આર્ટસ પાસ થયેલ છે. પરંતુ તેમનું પીએર નડીયાદ હોવાથી તેમને ઉચ્ચ કેળવણી આપવાનું માન પેટલાદીને નથી.

આ ઉપરથી જણાય છે કે સ્ત્રીઓમાં માધ્યમિક શિક્ષણ જૂજ છે તથા ઉચ્ચ શિક્ષણનો અભાવ છે. આ ખોટ વેળાસર પુરાય એમ ઇચ્છીએ છીએ.

ન્યાતમાં હાલ ૨૯ ગ્રેજ્યુએટો છે. પાંચ ગ્રેજ્યુએટો ગુજરી ગયા છે જે પૈકી બે વકીલો તો ઇ.સ. ૧૮૮૫ના અરસામાં એટલે ૪૪ વર્ષ ઉપર ગ્રેજ્યુએટ થયેલા. કોઇ પણ માણસ ૨૦ વર્ષથી વહેલો ગ્રેજ્યુએટ થઈ શકે નહીં એટલે પુરૂષો ૧૦૭ પૈકી ૨૦ વર્ષ અંદરના ૨૦ બાદ જતાં સંખ્યા ૮૭ રહે છે. તેમાંથી ૨૯ ગ્રેજ્યુએટ છે એટલે ૩૩% પરિણામ ગણાય. હયાત ગ્રેજ્યુએટો પૈકી સૌથી મોટા પચાસ વર્ષના છે એટલે ૨૦-૫૦ વર્ષના ૬૫ પુરૂષો પૈકી ૨૯ ગ્રેજ્યુએટ છે. તે ૪૪% બતાવે છે. આ ઘણું સંતોષ કારક ગણી શકાય.

**કમાણી**

૪૮ કુટુંબો પૈકી કેટલાંક કુટુંબોમાં હાલ કમાનાર પુરૂષવ્યક્તિ ન હોય પરંતુ થાપણમાંથી ખર્ચ ચાલ્યાં કરે તેવાં કુટુંબો બાદ કરીએ તો ન્યાતમાંથી હાલ પ્રત્યક્ષ કમાનાર પુરૂષો ૭૮ છે. તેમના ઉપર ૨૮૬ જીવનું ગુજરાન ચાલે છે કમાનાર પૈકી ૨૭ ગ્રેજ્યુએટ, ૧૧ મેટ્રીક તથા ૪૦ તેથી ઓછા અભ્યાસવાળાઓ છે

ગ્રેજ્યુએટો પૈકી કેવી કેવી જુદી જુદી ડીગ્રીઓ મેળવેલી છે તે જાણવા નીચેનો કોઠો બસ થશે.

| ડીગ્રી | સંખ્યા | ડીગ્રી | સંખ્યા |
|---|---|---|---|
| ફક્ત B. A. | ૧૧ | Graduate in Rly. adminis | ૧ ઈ. ડીગ્રી |
| B. A. LL. B. | ૫ | M. B. B. S. | ૩ |
| B A LL. B B.Sc | ૧ | M. A. | ૧ |
| B. Sc. | ૨ | M. Sc. | ૧ |
| B A. B E. | ૧ | M.A.Ph.D.D.Lit | ૧ ઈ.ફ્રાં.ડી |

આ ઉપરાંત બે ભાઈઓ B. A. થઇ વધુ અભ્યાસ કરે છે. તેમને પ્રભુ કૃપાથી કમાવાની ઉતાવળ કરવા જરૂર પડે તેમ નથી.

**કમાવાનાં સાધનો**

| | આજીવિકાનું સાધન | સંખ્યા | | આજીવિકાનું સાધન | સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧ | નોકરી | ૫૮ | ૨ | વેપાર | ૧૮ |
| | ખાનગી | ૩૦ | | વકીલાત | ૫ |
| | સીટીશ | ૪ | | જમીન | ૧ |
| | વડોદરા રાજ્ય | ૧૭ | | વેપાર (નાણાંનો) | ૯ |
| | રેલ્વે | ૩ | | છાપખાનું | ૩ |
| | પ્રોફેસર | ૨ | ૩ | પેન્શનર | ૨ |
| | પોસ્ટલ | ૨ | | વડોદરા રાજ્ય | ૨ |

કમાનાર ઇસમો ૭૮ અને તેથી પળતા જીવોની સંખ્યા ૨૮૬ એટલે પ્રત્યેક કમાનાર ઇસમ દીઠ ૩.૭૫ જીવો પળે છે. એક કમાનાર પાછળ વધુમાં વધુ ૧૧ અને ઓછામાં ઓછા ૧ જીવ પળે.

દરેકની માસિક કમાણી ઓછી વધતી છે તેમાં ઓછામાં ઓછી કમાણી માસિક રૂા. શૂન્ય આવે છે અને વધુમાં વધુ રૂા. ૬૦૦) ઉપરાંત આવે છે. એટલે સરેરાશ કમાણી કમાનાર જણદીઠ માસિક રૂા. ૯૮-૮-૦ આવે છે. *

દરેકની કમાણીમાંથી અનેક જીવ પળે છે તે પ્રત્યેક જીવદીઠ માસિક કમાણી ઓછામાં ઓછી રૂા. શૂન્ય આવે છે અને વધુમાં વધુ રૂા. ૩૦૦) આવે છે એટલે સરેરાશ પ્રત્યેક જીવદીઠ માસિક રૂા, ૨૬) કમાણી થાય છે. *

**કમાનાર ઇસમોના તારીજ**

| માસિક કમાણી | કમાનાર ઇસમોની સંખ્યા | તેમાં પળતા જીવોની સંખ્યા |
|---|---|---|
| રૂ ૦) થી રૂ ૫ | ૫ | ૯ |
| રૂ ૫ થી રૂ ૧૦ | ૨ | ૩ |
| રૂ ૧૦ થી રૂ ૨૦ | ૫ | ૬ |
| રૂ ૨૦ થી રૂ ૩૦ | ૮ | ૨૧ |
| રૂ ૩૦ થી રૂ ૪૦ | ૩ | ૧૬ |
| રૂ ૪૦ થી રૂ ૫૦ | ૭ | ૧૭ |
| રૂ ૫૦ થી રૂ ૬૦ | ૪ | ૧૭ |
| રૂ ૬૦ થી રૂ ૭૦ | ૦ | ૦ |
| રૂ ૭૦ થી રૂ ૮૦ | ૮ | ૩૪ |
| રૂ ૮૦ થી રૂ ૯૦ | ૨ | ૯ |

* આ આંકડાઓમાં ખાનગી પ્રાપ્તિના ખરેખરા આંકડા મળવા મુશ્કેલ છે. તેમજ વેપાર કરનારની કમાણી સ્થિર હોતી નથી. એટલે અંદાજ આંકડા મેળવવાથી જે પરિણામો આવ્યાં તેજ અહીં આપવામાં છે.

| | | |
|---|---|---|
| રૂ ૯૦ થી રૂ ૧૦૦ | ૧૩ | ૬૩ |
| રૂ ૧૦૦ થી રૂ ૧૨૫ | ૪ | ૨૭ |
| રૂ ૧૨૫ થી રૂ ૧૫૦ | ૭ | ૨૮ |
| રૂ ૧૫૦ થી રૂ ૨૦૦ | ૧ | ૩ |
| રૂ ૨૦૦ થી રૂ ૨૫૦ | ૪ | ૨૧ |
| રૂ ૨૫૦ થી રૂ ૩ ૦ | ૨ | ૫ |
| રૂ ૩૦૦ થી રૂ ૪૦૦ | ૦ | ૦ |
| રૂ ૪૦૦ થી રૂ ૫૦૦ | ૨ | ૮ |
| રૂ ૫૦૦ થી રૂ ૬૦૦ અને ઉપરાંત | ૧ | ૮ |

સરેરાશ માસિક કમાણી રૂા. ૯૮–૮–૦ થાય છે એટલે તે ઉપરાંત કમાણીવાળા ઇસમોની સંખ્યા ૨૦ છે તથા તે ૧૦૦ જીવ પાળે છે. એટલે લગભગ ૬૬.૬% સંખ્યા સરેરાશ કરતા ઓછી કમાણી ઉપર ગુજરાન કરે છે. ૭૮ પૈકી ૨૦ ઇસમો સારી સ્થિતિના ગણાય જે લગભગ ૨૫% થાય છે.

દરેક ઇસમ પાછળ જૂદી જૂદી સંખ્યામાં જીવો પળે છે એટલે પ્રત્યેક ઇસમવાર કમાણીમાથી પ્રત્યેકજીવ દીઠ કમાણી અમુક થાય છે. જીંદગીનો આધાર આ કમાણીના આંકડા ઉપર વધુ રહે છે. કારણ ખાવું–પીવું–પહેરવું–ઓઢવું અને અભ્યાસ કરવો એ બધું દરેકને સામાન્ય છે. સોખની ચીજો સર્વ સાધારણ ન ગણાય એટલે નીચેના આંકડા આપણને બતાવશે કે દરેક જીવ કેટલું કમાય છે. અને તે તેને માટે પુરતું છે કે નહીં. ઉપરનો કોઠો માત્ર એટલુંજ બતાવે છે કે પ્રત્યેક કુટુંબ સુખી છે કે નહીં.

પ્રત્યેકજીવની કમાણીની તારીજ

| જીવદીઠ માસિક કમાણી | કેટલા કુટુંબોમાં તે સંખ્યા | કેટલાજીવો આવી કમાણીથી પળે છે. |
|---|---|---|
| રૂ ૦ થી રૂ ૫ | ૯ | ૩૩ |

| | | |
|---|---|---|
| રૂ ૫ થી રૂ ૧૦ | ૫ | ૧૭ |
| રૂ ૧૦ થી રૂ ૧૫ | ૭ | ૩૬ |
| રૂ ૧૫ થી રૂ ૨૦ | ૧૦ | ૫૫ |
| રૂ ૨૦ થી રૂ ૨૫ | ૧૪ | ૪૨ |
| રૂ ૨૫ થી રૂ ૩૦ | ૩ | ૧૨ |
| રૂ ૩૦ થી રૂ ૪૦ | ૭ | ૨૦ |
| રૂ ૪૦ થી રૂ ૫૦ | ૬ | ૧૫ |
| રૂ ૫૦ થી રૂ ૬૦ | ૧ | ૧ |
| રૂ ૬૦ થી રૂ ૭૦ | ૨ | ૭ |
| રૂ ૭૦ થી રૂ ૮૦ | ૨ | ૧૨ |
| રૂ ૮૦ થી રૂ ૯૦ | ૦ | ૦ |
| રૂ ૯૦ થી રૂ ૧૦૦ | ૧ | ૧ |
| રૂ ૧૦૦ થી રૂ ૧૨૫ | ૧ | ૨ |
| રૂ ૧૨૫ થી રૂ ૧૫૦ | ૨ | ૧ |
| રૂ ૧૫૦ થી રૂ ૨૦૦ | ૦ | ૦ |
| રૂ ૨૦૦ થી રૂ ૨૫૦ | ૦ | ૦ |
| રૂ ૨૫૦ થી રૂ ૩૦૦ અને ઉપરાંત | ૧ | ૬ |

સરેરાશ જીવ દીઠ માસિક કમાણી રૂા. ૨૬) આવે છે એટલે તે ઉપરાંત કમાનાર જીવોની સંખ્યા ૭૨ થાય છે અને તે માટે ૨૫ ઈસમો સરેરાશ કરતાં વધુ કમાય છે. જેથી પરિણામ ૭૫% જીવો સરેરાશ કરતા ઓછી કમાણીમાં નભે છે અને ૩૪% કમાનાર પોતાના આશ્રિતોને સારી સ્થિતિમાં પાળે છે એમ ગણાય.

**વિલાયત ગમન**

ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં બે યુવાન ભાઈઓ વિલાયત જઈ આવેલા જે હાલ ગુજરી ગયેલ છે. ચાલુ સદીના ત્રીજા દાયકામાં બે યુવાનો જઈ આવ્યા છે, અને ઇંગ્લાંડ તથા

ફ્રાંસની ઉચ્ચ ઉપાધીઓ ગ્રહણ કરી આવ્યા છે. તેમાંથી એ ભાઈ તો સ્વતંત્ર પોતાનેજ ખર્ચે અભ્યાસ માટેજ જઈ આવેલ હોઈ તેમની સાહસવૃત્તિને ધન્યવાદ ઘટે છે. બીજા ભાઈઓ નોકરી માટે ગયેલ પણ ત્યાં શિક્ષણ લેવાની તક સચોટ લઇ લીધી તેથી તે પણ ધન્યવાદ પામે છે.

પેટલાદ ન્યાતને બહારગામની ન્યાતો સાથે વિવાહનો કેવો સંબંધ છે તે જાણવા નીચેનો કોઠો આપ્યો છે

| ગામનું નામ | ત્યાંથી આવેલ કન્યાની સંખ્યા | ત્યાં ગયેલી કન્યાની સંખ્ય |
|---|---|---|
| નડીયાદ | ૧૪ | ૩ |
| અમદાવાદ | ૬ | ૧ |
| સુરત | ૨ | ૬ |
| વડોદરા | ૧ | ૧ |
| જુનાગઢ | ૦ | ૩ |
| કુલ | ૨૩ | ૧૪ |

સ્ત્રીઓની કુલ સંખ્યા ૮૯ માંથી ત્રણ એનો અપરિણીત છે તે બાદ કરતાં ૮૬ સ્ત્રીઓ પૈકી ૨૩ તો બહારગામની છે જે ૨૬.૭૫% પરિણામ બતાવે છે. નડીયાદથી કન્યાઓની આયાત પેટલાદમાં કેટલી છે તે ઉપરનાં કોઠાથી જણાય છે. બહારગામથી આવેલ ૨૩ પૈકી માત્ર નડીયાદથી આવેલ ૧૪ છે જે ૬૧% લગભગ બતાવે છે.

## ઉપસંહાર

પેટલાદની ન્યાતનો હેવાલ આંકડાવાર ઉપર બતાવ્યો છે. હજુ પણ અનેક બાબતોનો તેમાં સમાવેશ કરી શકાય. હાલ પેટલાદ મારી સ્થિતિમાં આવતું જાય છે એનો સ્પષ્ટ દેખાય છે આંકડાથી ગમે તેવાં સારાં નરસાં પરિણામ બનાવી શકાય છે. પરંતુ આ લેખમાં જરા પણ હૃદય ચોરવામાં આવ્યું નથી. અને બન્યું તેટલું

વિધાતા, સ્ત્રી વિધેય, પુરૂષ ક્ષેત્રી, સ્ત્રી ક્ષેત્ર; પુરૂષ તે ઓજસ્વી મન્ત્રના દરિયા જેવો ઋગ્વેદ, સ્ત્રી તે સ્વર ઉપરાંત સુરથી મનોહર એવો સામવેદ; આમ કલ્પનાઓ છે. આમાં પુરૂષ સ્થાને બુધ્ધિ અને સ્ત્રી સ્થાને હ્રદયની કલ્પના કરિયે તોજ આ સર્વ કલ્પનાઓ સાર્થક થાય છે. બુધ્ધિમતી સ્ત્રીનાં બુધ્ધિહીન પણ કંઇક હ્રદયવાળા પુરૂષ સાથે લગ્ન કર્યાં હોય તો તે સ્ત્રી પક્ષે તો દુઃખકરજ નીવડે. " કાઇ બુધ્ધિ કીયા હ્રદયને પૂજે છે, કીયું હ્રદય કઇ બુધ્ધિને પૂજે છે એ જાણ-વામાંજ તે તે નરનારીનાં લગ્નનો અર્થ થઇ રહે છે. લગ્ન ગ્રંથિથી જોડાયલાં બુધ્ધિ અને હ્રદય એક બીજાનાં પૂજ્ય અને પૂજક થઇ જાય છે, એમનો નિરંતર સહચારજ રહે છે વિચાર અને આચારનું ત્યા ઐક્યજ વર્તાય છે"

**બુધ્ધિ હ્રદયની વિશુધ્ધ ગ્રન્થિમાં ત્યાગ અને ભોગનાં દોર ગુંથાઇ, સંસારની ઘટમાલમાં હર્ષશોકના નીર લાવે છે અનેદામ્પત્યવાડીને અનુભૂતિપક્વ ફલફુલે પ્રફુલ્લ બનાવે છે—** ભોગને આધ્યાત્મિક વિશુધ્ધિ અર્પવા સારૂં અંદર ત્યાગનું તત્ત્વ ભેળવવું જોઇયે. તેન ત્યક્તેન ભુજ્ઞ્જીથાઃ એ ઉપનિષદ્‌માં આ બોધ છે. પ્રણયનીરમાં વૈરાગ્યનો વડવાનળ તે પણ આજ અર્થમાં. અહિંયા ત્યાગ અને ભોગ એ બે દોર ગુંથાઇ લગ્ન થયાં હોય તેમ ગ્રન્થાઇ જાણે જીવન કૂપમાંથી નીર લાવતાં હોય એમ અલંકાર કલ્પના છે. તેથી સંસાર એટલે સદા ચાલ્યા કરે એવી ઘટમાલ, ઘડાઓની હાર, આ બેવડા દોરમાં ફરતી હર્ષ અને શોક, સુખ અને અને દુઃખનાં નીર લાવે છે અને દામ્પત્ય રૂપ વાડીને પાય છે, પરિણામે સુખ દુઃખના અનુભવ થાય છે અને આમ પાકેલાં એમાં ફલ ઉગે છે.

**આ બે દોરમાંથી પ્હેલી તુટે તો વાડીના ફળ બધાં ઝેરી બને; મૃત્યુ ન પમાડે તોય કેફ લાવે એવાં; બીજી તુટે તો ફલ નીરસ બને અને ફુલ વાસ વિનાનાં બને. બેય એક બને તો નન્દનવન ખીલે.** આ દોરમાંથી પ્હેલી તુટે એટલે દામ્પત્યમાંથી

ત્યાગનોજ લય થાય તો બધી વિશુધ્ધિ નષ્ટ થાય કેવળ સ્થૂલ ભોગ રહે અને પાશવ મદન મ્હાલે. બીજી દોર તુટે એટલે ભોગનો અત્યન્ત અભાવ થાય અને માત્ર ત્યાગનીજ ઉગ્ર ભાવના રહે–એટલે કેવળ અતિસુક્ષ્મ અને અસિધાર જેવા શાસ્ત્રનિયમોજ કુટાય તો લગ્નજીવનમાં રસ ન રહે. જીવનમાં એવી શુષ્કતા ભરવી હોય ત્હેણે લગ્નજ કરવાં નહિ.

પુર્વે એક મહાપંડિત વેદાન્ત ઉપર ગ્રંથ રચનાં એટલું તો દીનદુનીયાનું ભાન ભુલી ગયા કે, પોતાની નવપરિણીતા યુવાન પત્નીનું પણ ત્હેમને સ્મરણ ન રહ્યું. તે સાધ્વીએ તો પતિની સેવાનોજ નિશ્ચય કર્યો હતો એટલે રાત્રિ દિવસ પતિ પોતાની ધુનમાં લખતાં વાચતા, વિચારતા હોય ત્યારે ત્હેની બરદાસ રાખતી. રાત્ર આખી જાગવી પડે તોય જાગતી અને કોડીયામાં વારવાર વાટ સ કોરતી ને તેલ પુરતી. આ સ્નેહપોષણે પ્રદીપ અને પ્રબન્ધ બેય ફરી ફરી પ્રકાશતા, અને પતિનીના દેહને કે આત્માને નિદ્રાનો જાણે સ્પર્શ જ ન હતો હજારો રાત્ર પછી એક રાત્રે, વિધિની વિચિત્રતાએજ હોય તેમ ત્હેની આંખ સહેજ મળી ગઇ. અને દિવો રીસાય ગયો, રાત્રિનો અંધકાર બ્હાર લપાતો ફરતો હતો તે બળ કરી ખણ્ડમા પેશી આવ્યો. કેદ પંડિતજીના ચિત્તમાં વ્યાપો અને પંડિતજીના હૃદયમાં કંઇક ભાન કિરણ સ્ફુર્યાં. એટલામાં પત્નીની આંખ પણ ઉઘડી ફરી દીવો પ્રકાશ્યો જે વિધિએ પત્નીની આંખ બંધ કરી તેણે પંડિતરાજની આંખ ઉઘાડી. વર્ષો પુર્વેનાં યૌવનનાં જોશ ભરી કંઇક નજરે દેખાઇ. વેદાન્ત દગ્ધ મનમાં કંઇ મનુષ્યત્વે પ્રવેશ કર્યો–પંડિતે પ્રાયશ્ચિત કર્યું. પોતાના પ્રબન્ધનું નામ–આ વીરશ્રીને નામે રાખ્યું. આ પ્રબન્ધ તે ભામતિ. વેદાન્તના અભ્યાસીઓની બુધ્ધિને ચકિત કરી દેતા આ નિબન્ધમાં સહુથી સુન્દર ભાગ તો એના નામની પુણ્ય કથા કહેલી છૈ એ છે.

**આ વાડીમાં પશુતાનો અત્યન્ત અભાવ હોય ન હોય એના ઉપર વાડીના વાતાવરણનો આધાર છે. કેવળ પશુતાજ**

**ભરાય તો એ ઉપવન મટી વન બને છે. રસહીન એ'તાનતા-વિહીન સંસારદેહે જુદા જુદા પશુભાવો નિયન્ત્રિત રાખી સ્થુલ વ્યભિચારને દુર રખાય એ વ્યાવહારિક દામ્પત્ય એનાં ઉપવન નહિ તેમ વન પણ નહિ.. એતો 'પશુપ્રદર્શન Zoo gardens. પશુતાના રાગદ્વેષ ભેળાં વિરલ કયારેક મનુષ્યત્વના અનુભવ, તો જન્મમાં થોડીક ક્ષણે દેવત્વની ઝાંખી**

વાડિઓમાં પાંજરાંમાં પુર્યાં પશુઓ હોય છે. વનમાં હોય છે પણ સુરક્ષિત ઉપવનમાં પશુ બિલકુલ નયે હોય. દામ્પત્યને વાડીની ઉપમા આપી હોતાં આ અન્ય સધર્મતાને પણ અહિ દર્શાવી કલ્પના આગળ વધે છે. દામ્પત્ય વાડીમાંજ જો કેવળ પશુતાજ ભરાય તો તો પછી એ ઉપવન નહિ પણ વન, કારણ ત્યાંજ પશુઓ એક બીજાનો ક્રુર શિકાર કરતાં સ્વચ્છન્દ વર્તે છે.પછી દામ્પત્યવાડીજ ન રહે; વામમન્દિરની નિરંકુશતા પ્રવર્તે. આને માટેજ આગળ વાક્ય છે કે "**ઘોર મચસંકલ જંગલ બને**" કવિ શબ્દમાં "વામીઓનું વન સળગે." એમા ભાવના ઉગ્ર. સંસાર ઉગ્ર, પરિણામ ઉગ્ર. સ્ત્રી પુરૂષ માત્ર એક બીજાને ભોક્તા અને ભોગ્ય દેહના ધારીઓ લેખે અને તેમના સંબંધ -લાગ ફાવે ત્યાં, અને આંખ મળે ત્યાં દેહનો આનંદ (ચાર્વાક મતના **અઙ્ગનાલિઙ્ગનાનન્દ**) મેળવવા થાય. પહેલી દ્રષ્ટિએ આ કલ્પના પણ ઉગ્ર લાગે છે સ્ત્રી પુરૂષના સંબંધો આ અધમ કોટીએ પ્હોંચતાં પશુઓમાં જેમ મા, બ્હેન ઇત્યાદિ સંબંધોનું સ્મરણ રહેતું નથી તેવો વ્યવહાર પણ મનુષ્ય જાત સ્વીકારી લે એ અસંભવ નથી. પિતા ઉપર મોહ પામતી મિરહાના મનનાં લેટિન કવિ ઓવિડ આવીજ વાસના મુકે છે. પુત્રી સરસ્વતીની પુઠે દોડતા બ્રહ્મામાં આજ કથા અન્યરૂપે દેખાય છે. કંઇ પણ સંકોચ કે લજ્જા વગર સૂર્યને **માતુર્દિધિષુપતિઃ** અને સ્વસુર્જારઃ વર્ણવનાર ઋષિની માનસિક સ્થિતિ કંઇક આનીજ સુચના કરે છે.

એવી પ્રજાઓ ઇતિહાસે પ્રત્યક્ષ કરી છે જેમાં પિતા પુત્રી ભાઈ બ્હેન વચ્ચે લગ્નવ્યવહાર યોજાતો. લગ્ન એ સંસ્થા એક દ્રષ્ટિએ એક અથવા લગ્ન થયેલ અનેક વ્યક્તિઓની સાથે ભોગ્ય

ભોક્તા સંબંધ જોેઈ, અન્ય અલગ્ન વ્યક્તિઓ ઉપરથી હાથ ઉઠાવવા માટે નિર્માઈ લાગે છે. જે દેશમાં લગ્ન પછી ભાઈ બ્હેન વચ્ચે સ્થૂલ ભોગ શકય બનતો હોય તે દેશમાં લગ્ન ન થતાં પણ ભાઈ બ્હેન વચ્ચે વિકારદૃષ્ટિ થઈ શકે આવા કોઈક કાલ દેશના ઉગ્ર સ્મરણોથી ત્રસ્ત મને મનુએ કદાચ લખ્યું હોય કે મા, બ્હેન કે દીકરી સાથે પણ એકાંતમાં ન બેસવું. કામક્રોધને વશ થતા–દેહધર્મમાં Human Weakness મા ફસાતા–મનુષ્ય માત્ર, મૂઢ વિદ્વાન સહુને આવે સમયે પણ વિકાર થાય એમ તે માને છે. શી મનુષ્યત્વની અધમતા! છતાં ઇતિહાસમા મનુષ્યનું વર્તન અને વર્તમાનમા પણ મનુષ્યની માનસિક સ્થિતિનું ઇંગિતાદિ તપાસે તેને એમાં આવો ભય અસ્થાને પણ ન લાગે. ચાર્લ્સ ડાર્વીન કહે છે કે ટેવ એ કુદરતથી દશ પટ બલવાન છે. ટેવથી મનુષ્ય બધું ભુલી શકે છે. જે સમાજમાં કાકાની છોકરી બ્હેન લાગે–તેજ સમાજમા જો પિત્રાઇનો લગ્ન વ્યવહાર યોજાય તો–કાળે કરી તે ભોગ્ય વર્ગમા મુકાવાથી વિકારનો વિષય બને.

હવે આ ભોગ્ય માનેલી દુનિયા તરફ ભોક્તાની શી દૃષ્ટિ હોય છે. તેનો વિચાર કરીયે. મૂળમાં લખ્યું છે કે "રસહીન, એકતાનતાવિહીન સંસાર દેશે, જુદા જુદા પશુભાવો નયન્ત્રિત રાખી, સ્થૂલ વ્યભિચારને દૂર રખાય એ વ્યવહારિક દામ્પત્ય, એના ઉપવન નહિ તેમ વન પણ નહિ એતો પશુપ્રદર્શન Zoo."

બુદ્ધિહૃદયનાં પૂજન અને ભજન વિનાજ સોયે તેનું–સોયે સો–લગ્ન યોજાય ત્યાં રસ અને એકતાનતા કયાંથી ઉગે? થોડાંક લગ્નોમા સંપ્રત્યયાત્મિકા પ્રીતિ જાગે અને રસ પણ જામે. બાકી રહ્યાં તેનો હવે વિચાર કરિયે. જે બુદ્ધિને પતિ માની, તેને ભજે નહિ, તેમ હૃદય તો જરૂરજ બીજી બુદ્ધિને પૂજશે–જે હૃદયને પત્ની માન્યું તેને પૂજશે નહિ તોય બુધ્ધિ તો જરૂર અન્ય હૃદયને પૂજશે. અહિ સુધી સૂક્ષ્મ વાતજ રહી. પણ પ્રેમ Love જે માત્ર પૂજન ભજનમાં સમાપ્ત છે. તે ત્યાં ન અટકતાં–સ્થૂલ સહવાસ ઇચ્છે છે.

આ કંઇ પ્રેમની તૃષા નથી આ તો આવેશની ઝામ છે. આ આવેશ તે વ્યભિચાર—જ્યાં જ્યાં આવેશ ત્યાં ત્યાં અને ત્યાંજ માત્ર વ્યભિચાર. કોઇ પણ સ્ત્રી—પોતાની પત્ની બની રહેલી સ્ત્રી ઉપર પણ વાસના દ્રષ્ટિ ન જોઇએ Whosoever looketh upon Woman to Lust after her, committeth adultery. "already with his heart" એક પુણ્ય દર્શન કવિ લખે છે O give me that—To look on Woman with impassioned eye. આ આદર્શ.

આ આદર્શને વ્યવહારમાં સ્થાન નથી વ્યવહાર એટલે આદર્શથી કંઇક જુદું A perpetual readjustment of the compromise between the ideal and the practical. આદર્શ અને વ્યવહાર વચ્ચે અનુસંધાન બને તેવો વિધિ ઉપજાવવો એ નીતિ શાસ્ત્રીઓનો ઉદ્દેશ આ અનુસંધાન ક્યારે ક્યારે ફરી તપાસી ફેરવવું એ અધ્યાત્મ શાસ્ત્રનો ઉદ્દેશ. મનુષ્યના લગ્ન વ્યવહારમાં આ બે શાસ્ત્રોને જમાના થયા વિદાય મળી હોતાં ઉપજેલી દુર્વ્યવસ્થાને યોગે માનસિક વ્યભિચાર—જ્યાં જ્યાં મન કચડી નાંખી નાબુદ નથી કર્યું ત્યાં ત્યાં—હોય છે. જ્યાં નીતિશાસ્ત્ર અને અધ્યાત્મ શાસ્ત્ર જતું રહ્યું ત્યાં રૂઢી અને સગવડ અને બ્હારથી ડાવકા દેખાવાની લાલસા એ ફરી વળ્યાં અને સાંસારિક દામ્પત્યમાં કેવળ 'સ્થૂલવ્યભિચાર' જ ઘરમાં અને અદાલતમાં દણ્ડય ગણાયો. વાઘ વરુને પીંજરામાં પૂર્યાં, તેમને પાળ્યા નહિ, તેમને બકરીના કુમળાં બચ્ચાં સાથે ગેલ કરતાં ન શીખવ્યું. ઘર ત્યાગ ન કરાવ્યો. માત્ર દૂર પૂર્યા; વારતેજ વ્યવહારિક દામ્પત્ય તે તો પશુપ્રદર્શન Zoo. સંસારનાં સામાન્ય જોડાંઓ જીવનના બહુ દિવસો આ ભૂમિએ ગાળે છે.

પશુતા એ ચિત્તમાંની અવસ્થા છે. એટલે એને લીધે એના થોડાં યા ઝાઝાં પ્રમાણને લીધે દામ્પત્યની જુદી જુદી ભૂમિઓ નિર્માય છે. જેમ. જો પશુભાવનેજ અવકાશ હોય તો તે લગ્નજ નહિ, એ

**પરણેલો વ્યભિચાર**–આથી કંઈક અઢિયાતી ભૂમિમાં પશુતાનો અલ્પ ભાવ પછીની ભૂમિમાં પશુતાનો અત્યન્ત અભાવ.

આ ત્રીજી ભૂમિકા* અસંભવ જેવી છે છતા એવાં સુન્દર હૃદયવાળાં સાધુજનો છે, જેમને અલખમદના રહસ્યાવતાર હૃદયમાં પ્રત્યક્ષ થાય છે અને જેઓ નન્દનવન સમી દામ્પત્ય વાડીઓમા આશ્રમ બાંધી જીવન ગાળે છે.

અત્યન્ત પશુતા ભર્યાં, રાગદ્વેષ ભર્યાં દામ્પત્યમાં પણ વિરલ કયારેક મનુષ્યત્વનો અનુભવ તો જીવનમા થોડીક ક્ષણે દેવત્વની ઝાંખી થાય છે. પતિ પત્નિ તરીકે ભલે પશુજ રહે છતા પણ જીવનમાં અન્ય વ્યવહારમાં સહચાર અને ન છુટકે ભલે, પણ સહવાસ હોવાથી બેયનાં ચિત્તમાં કોઇ કોઈ વાર અતિ દુઃખમા, માંદગીમાં રહેલું મનુષ્યત્વ દીપી નીકળે; તેમ એવી પણ કેટલીક ક્ષણો છે જ્યારે દેવત્વની ઝાંખી થાય, "પાશવ રાગદ્વેષથી ભરેલા સંસારમાં પણ બાલકનો જન્મ દિવ્યતાની ઝાંખી કરાવે છે. અધમમા અધમ પુરૂષને પણ બાળકના જન્મની આશાજ પોતાની સખી પ્રતિ આકર્ષે છે. ભાવી પ્રસંગની પૂર્વે રેખાજ દેહ ઉપર ઉગતા અરૂણ પેઠે ભાસમાન થાય ત્યારથીજ પ્રભુતાનાં કુંકુમ પગલાએ સંસાર સુભાગી બને છે."

એથીજ પ્રથમના કટુ જીવનમાં, બાલક થયા પછી મીઠાશ આવે છે, અને આ તો અધમ લગ્ન–જેને લગ્નજ ન કહેવાય એની વાત થઇ. જ્યાં પશુતાનો અત્યન્ત અભાવ હોય, **હૃદયની સૌન્દર્ય વેલીઓ બુધ્ધિના વૈભવ તરૂઓને સર્વ સમર્પે અને પરસ્પરમય બને, નન્દનવન ત્યાં દેવ દેવીના લગ્ન નહિ, કારણ હૃદયમાત્ર સ્નેહભર્યાં બુધ્ધિમાત્ર સ્નેહસુખી જીવનના હેતુ સ્નેહદાન અને જીવનનું સાફલ્ય સ્નેહભોગ.**

**વ્યવહાર પુરૂષવર્ગનો–અનુભવ દેવનો**–વ્યવહારનું કોઇ પણ એવું આચરણ નથી જેની અસર આત્મા ઉપર પરભારી થાય. એ આચરણ આચરતાં જેટલો રાગદ્વેષ હોય તેટલા પ્રમાણમાં અને એ

રાગદ્વેષનીજ અસાર–મલિનતા–આત્માને કલુષિત કરે છે બ્હારથી એક સરખો લાગતો વ્યવહાર અંદરની વૃત્તિને બળે અતિશુધ્ધ કે અતિ અધમ બને છે આગળ ઉપર અતિ સ્વચ્છન્દ જીવનનું વર્ણન કર્યું. છે એની કલ્પના પણ કંપારી ઉપજાવે છે. છતાં ઉચ્ચતમ ભૂમિમાં દર્શન કરતાં પણ એજ બાહ્ય વ્યવહાર દેખાશે અને તેથી તેવાંજ શબ્દોમાં તેનું વર્ણન થઇ શકે-માત્ર અંદરનો ફરક પરબ્રહ્મ અને પાપનાં પુતળાં વચ્ચે હોય તેટલો છે આથી પશુમાત્રમાં, અને પશુતામય જીવનમાનો અધમ વ્યવહાર અને દેવલોકનો વ્યવહાર બ્હારથી સરખોજ દેખાય છે છતા એક પાશવ અને બીજો દૈવી છે, માત્ર આ વ્યવહારને 'દૈવી' અને 'સ્વર્ગીય' નામ આપતા અચકાવું પડે છે કારણ જે અર્થ 'સ્વર્ગીય' શબ્દનો છે તે ખરૂં જોતાં અધમ પશુઓનોજ સૂચક છે. શારીરિક વ્યવહારને અવકાશ ન હોય. વિકાર માત્ર વિશુધ્ધ હોય તેજ ઉત્તમ. સ્વર્ગનું ત્રર્ણન એવું છે?

સ્વર્ગનું વર્ણન કરતાં પુરાણો વામમાર્ગનું વર્ણન નથી કરતા? સુરા કહો કે સોમ–પણ વામમાર્ગમાં વિચરવા ચિત્તની વિશુધ્ધિને નષ્ટ કરનાર, ઘટના ઘુંઘટ ખોલાવનાર મદિરા એ શું સોમપાનથી વિશેષ અધમ છે ખરી? વામમાર્ગમાંના જીવન શું સ્વર્ગના અપ્સરાજીવન જેવાં નથી? "હું સહુની પતિ અને સહુ મ્હારા પતિ" આ વામોક્તિથીજ ઉર્વશી અર્જુનને આમન્ત્રણ નો'તી કરતી? એજ ઉર્વશી ઇન્દ્રને સંતોષતી, એજ પુરૂરવસની પ્રિયતમા ખરી? આજ દૈવી વ્યવહાર!!

અત્યન્ત પશુતામય વ્યવહાર બીજો કેવો હોય? કુદરતમાં બીજું શું દેખાય છે? એ કુદરતનો બોધ મનુષ્યે ન સ્વીકાર્યો તો સ્વર્ગનો વ્યવહાર "સ્વર્ગીય" ગણ્યો. છતાં કુદરતથી પણ મનુષ્ય ન ખેંચાયો એમ તો નહિજ. પછી કોઇ કિલષ્ટ શબ્દોમા કહે તો કોઈ બહુ કવિત્વમયતા વાપરે.

What Tyrant then these obvious Laws began
Made not for any other Beast but Man.

All Creatures else are happirer kind
Whom no ill natured laws from plasure bind
Nor thoughts of Sin disturb their Peace of Mind
But Man, a Slave of his own making lives
*The Fool denies himself what Nature gives.*

આ શબ્દો બહુ કડવા છે. બીજો કવિ એજ વાત બીજીરીતે મુકે છે.

ભૂં ભૂં ભૂં ગુંજતો આવે પુષ્પો ઉપર ભૃંગ ત્યાં
ખીલેલાં કૈંક પુષ્પોને ચુસતો તે ફર્યાં કરે
... ... ... ...
અહો કેવાં પુષ્પો ભ્રમરપર પ્રેમે ઝુકી રહે
અને કેવાં ચુમ્બે સ્મિત અધરથી સૌ ભ્રમરને
... ... ... ...
પરન્તુ આ ઉડયો નવીન કલિઓ ને કુસુમમા
ફરી ઇચ્છા થતાં લપટી પડશે એજ કલિમાં

કુદરતનાં આ દર્શન કરતા, મનનું ધાર્યું માની લેવાની લાલસાવાળું હયુ ફરિયાદ કરે છે

"અરે હું માટે તે કુદરતતણો શું ક્રમ ફરે?
મ્હને શું સૌન્દર્યે લપટી પડતાં પાતક પડે?

કુદરતનો આ અર્થ બોધ લાગ્યો. સુન્દર શોભનાના રસતરસ્યા કલાપી, સામાન્ય બનાવમાં આમ સુચનો જોઇ, રમા પણ વ્હાલી અને બેયનાં રસભંડારનો તે સ્વામી આ સ્વપ્ન જોઇ રહે; પરંતુ હજુ કુદરતે તેને માટે વિશેષ નિર્મ્યું હતું.

આવે છે ગુંજતો બીજો તે પુષ્પો પર ભૃંગ ત્યાં
જોઇ તે અશ્રૂ આવ્યાં ને ઉદાસી તે બન્યો ફરી

જે શરીરના, સૌન્દર્યે એક ભૃંગને રસઘેલછા લગાડી તેજ સૌન્દર્ય અનેકને લગાડશે અને દરેકને ત્યાં લપટવા અધિકાર રહેશે! આ વિચાર આવતાંજ સ્વપ્ન નષ્ટ થાય છે.

એક ત્રીજા કવિની દૃષ્ટિથી જોઇયે આજ પ્રશ્ન અનેક કલિઓ સાથે કેલિ કરનાર અનેક અનિલોની સ્વચ્છન્દ લીલાના વર્ણન રૂપે એ કવિ મૂકે છે

કલિ બાપડી અનિલની અસ્થિરતા કળી ગઇ છે તે કહે છે

અનેક કળિયો ચૂમી આજ–આવ્યો અહિયાં તું ઠગરાજ
વળી તજી મુજને તું જશે–જ્યહાં કળિયો બીજી ખીલી હશે
માર્ગ જતાં સહુને તું ચૂમે–નિર્લજ તો પણ હરખે ઘૂમે

પુરૂષસ્થાનીય અનિલ પોતાની જાતિગત (રસિકજન જેને દક્ષતા કહે છે તેવી) નિર્લજતાથી હસતો ઉત્તર આપે છે.

કોમળ કલિ તું કાં રીસાય–તુજ સરિખી નવ દીઠી કયાંય
અનેક અનિલો આવી ભમે–અહિ તુજ શું તે રંગે રમે

બીચારી કલિ આજ બેશરમ ઉત્તર સાંભળવા તૈયાર ન હતી. તેણે પોતાનો બચાવ કર્યો

રે ઠગ મુજને કાં તું રહાય–નહિ એ જુદા અનિલ બધાય
જુદા જુદા રૂપજ ધરી–તુંના તું આવે ફરી ફરી

ત્રણ કવિઓએ કુદરત નિહાળી અને એમાં પ્રવર્તતી સ્વચ્છન્દ નિરંકુશ લીલા પણ જોઈ, એની રમ્યતામાં મોહ્યા, પરંતુ મનુષ્યમાં એજ લીલાની સંભાવના ન કરી શકયા. છેલ્લા કવિએ લખ્યું.

સુણી આ બે જણની ગોઠડી–હું ચાલ્યો મન ખેદજ ધરી

છેવટે એક સારસનું જોડું જોયું. ભવભૂતિ જેને **કાન્તાનુવૃત્તિ ચાતુર્ય** કહે એવું ચાતુર્ય કરતો સારસ, પત્નીને કહે છે.

જો આ લહરી સરિતા તણી

ત્હેમાં આપણા બેની છાય–મળી એકઠી શી મલકાય
જીવ આપણા એમજ મળ્યા–મરણ લગી નવ ટળશે ટળ્યા

અતિ કિલષ્ટ એવી પ્રથમની કલ્પનાથી ઉપજેલો નિર્વેદ દૂર કરવા બીજી કલ્પના યોજી કવિએ મૌન ધર્યું. પ્રથમ પણ કુદરતજ

છે તો પછી બીજી કલ્પના કવિને કે આપણને આપણી ધર્મ દ્રષ્ટિએ ધર્મ્ય લાગી માટે ધર્મ્ય ?

કવિઓની ફરજ તો લાગણી દર્શાવવાની છે. તત્વની ગૂંચો ઉકેલવાની નથી એમની Immediate tendency is to innovation and anarchy an impetuous eagerness to subvert and compound with very little care what shall be established (Johnson)

ત્યારે તત્વના શોધક ઉપર તો ગુંચો ઉકેલવાનીજ ફરજ આવી પડે છે; પરન્તુ ઘડી ભર ઉપર અવતરણ આપ્યાં છે એમાંજ ગુંચના કંઇ ખુલાસો હોય તો જોઇયે. પ્રથમ ભૃંગ પુષ્પોનો સ્વેચ્છા વ્યવહાર જોઇ મનુષ્યને માટે ને યોગ્ય નથી એમ ન કહેતા મનુષ્ય તે માટે યોગ્ય નથી એમ કહે છે.

ક્ષમાવાળાં હૈયાં કુદરતી ભલે આમજ રમે
મનુષ્યો તે માટે નવા હજુ થયાં લાયક ખરે !

આ કવિએ આવાં જીવનનું મૂળ ક્ષમામાં શોધ્યું. એવી ક્ષમા નથી તેથી મનુષ્ય એ જીવન ન ગુજારી શકે.

બીજા કવિની કવિતાનો દક્ષ નાયક અનિલ પોતે આવાં જીવનનો બચાવ કરતાં જેવો પોતે ઇચ્છાચારી છે તેવીજ કલી પણ છે એમ કહી પોતાને દોષમુક્ત માની લે છે. એ કહે છે

We neither believe what either can say
And neither believing we neither betray

આ બચાવ નહિ પણ નફટાઇજ છે !

કુદરતમાંના જીવનમાં ક્ષમા છે. માટે એ જીવન ક્ષન્તવ્ય છે ! પરંતુ કુદરત ખરેખર વાંચતાં આ વાત ખોટી ઠરે છે.

અર્વાચીનતમ વિજ્ઞાનના સિધ્ધાન્ત પ્રમાણે સ્થુલ સહવાસની ઇચ્છાયે એકાદ સાથી માટે ઉપજતી અનેક પશુઓની લડાઇને

એ બુધ્ધિને તેની ખબર પણ ન હોય તો હૃદયને કંઇજ દુઃખ નથી. હૃદય ચ્હાય છે સારે સામો ચાહ મળશે કે નહિ તેની રાહ જોવાની ધીરજ નથી રહેતી. I love you with all my heart, but what is that to you પુરૂષ અને સ્ત્રી એ બેમાં બુધ્ધિ હૃદયના પ્રભાવમાં વધુ ઓછું પ્રમાણ હોય તેથી જુદાં જુદાં સુખી દુઃખી દામ્પત્ય પરિણમે. અત્યંત ઉગ્ર બુધ્ધિઓ કંઈ પણ ચાહ આપી ન શકે માટે અતિ પ્રેમભુખ્યાં હૃદયો સાથે એમના દામ્પત્ય યોગ સરખો નજ નીવડે.

૧

## વસ્તીપત્રક કરીએ તો આંખો ઉઘડે

**શાબાશ જૂનાગઢ**

સામાજિક પ્રગતિના પ્રથમ ચિહ્ન પણ જ્યાં આપણી જ્ઞાતિમાં દેખાતાં નથી, ત્યા જૂનાગઢની જ્ઞાતિએ બહાર પાડેલ જૂનાગઢની જ્ઞાતિનાં વસ્તીપત્રકનો અહેવાલ, અનેક દ્રષ્ટિબિન્દુએ જરૂર આદરણીય છે સમાજમાં વ્યવસ્થા કે પ્રગતિ લાવવા માટે, હયાત પરિસ્થિતિ સમજ્યા વગર કામ કરનારની પાયા વગરના ચણતર જેવી સ્થિતિ થઇ રહે. અને આપણે સમાજના અંગ તરીકે આજે કયાં છીએ તે વસ્તીપત્રક, આરીસાની પેઠે ચોકખુ બતાવે છે. માટેજ વસ્તીપત્રકો આવકારદાયક છે. અખિલ ભારતવર્ષીય નાગર પરિષદે બધાં નાગરોનાં વસ્તીપત્રક કરવા માટે ઠરાવ પસાર કર્યો હતો. પણ તે તો, તે પરિષદના બીજા બધા ઠરાવોની માફક, ઠરાવજ રહ્યો છે. નાગરિકે એ ઠરાવ ઉપર કામ કરવા હોશ બતાવેલી અને મદદ માગેલી ત્યારે એક સંસ્થા સિવાય, બીજે કયાંયથી ઉત્તેજન ન મળ્યું: છતા નાગરિક હજી તે કાર્ય ઉપાડવા તૈયાર છે—જો ગામેગામના ભાઇઓ સહકાર દેવા તૈયાર હોય તો. આટલું તો પ્રાસંગિક.

જૂનાગઢનાં વસ્તીપત્રકની ઝીણી વીગતોને મૂકીને મુખ્ય પરિણામ વસ્તીપત્રકમાંથીજ ફકરાઓ ટાંકી, જણાવીએ

"સંવત ૧૯૬૪ ની સાલની ગણત્રી વખતે આપણી જ્ઞાતિનાં કુટુંબોની સંખ્યા ૩૯૪ ની જણાવવામાં આવેલી હતી. તે કુટુંબો-માંથી ૩૪૦ કુટુંબો સ્વમાલીકીના મકાનમાં રહેતાં હતાં. ૧૪ કુટુંબો

વિવાહ ન મળેલ છોકરીઓની સંખ્યા ૨૮૫ ની છે એટલે તે રીતે તો બે કુંવારા છોકરાએ એક કુંવારી છોકરીનું પ્રમાણ આવે છે. અને તે ગણત્રીએ તો આપણી જ્ઞાતિમાં કન્યાનો વધારો છે એમ કહી શકાતું નથી. પરંતુ છોકરા છોકરીનો આવો અગત્યનો સાંસારિક સંબંધ બાંધવા પ્રસંગે યોગ્યાયોગ્યતાનો વિચાર ઊભય પક્ષનાં મા બાપો કરિ તે સ્વાભાવિક છે, અને તે વિચારને પરિણામે, કુંવારા છોકરાની સંખ્યા કુંવારી છોકરીની સંખ્યા કરતાં બમણી હોવા છતાં, આપણી જ્ઞાતિમાં કન્યાનો વધારો છે એવી માન્યતા જોવામાં આવે છે અને યોગ્ય વરને અભાવે કન્યાનો લગ્નકાળ વ્યતીત થશે એવી બીતી કન્યાનાં મા બાપને રક્ષા કરે છે. આપણી આખી નાગર જ્ઞાતિમાં આસારે ૨૦ છોકરી ૧૩ થી ૧૬ વર્ષની અંદરની કુંવારી છે અને ૧૪ થી ૩૦ વર્ષ સુધીના ૧૫૮ પુરૂષો કુંવારા છે. એટલે કુંવારી છોકરી કરતાં લગભગ આઠગણા પુરૂષો કુંવારા છે. છતાં પોતાની કન્યા માટે યોગ્ય વરની શોધ કરવામાં કન્યાનાં મા બાપને મુશ્કલી અનુભવાતી હોય તો તે ઉપરથી આપણને આપણી એકંદરે સ્થિતિનો ખ્યાલ લેવા જેવું થાય છે."

જૂનાગઢની વડનગરા નાગર જ્ઞાતિના વસ્તી પત્રકમાંથી ખાસ નોંધવા લાયક આટલી વાતો ઉપર તારવી કાઢી છે. આવીજ હકીકતો આખી જ્ઞાતિની સંગ્રહાય તો રૂઢ અને ઉદ્દામ પક્ષને સબળ આધારો ઉપર વિચારવાનું જરૂર મળે અને બન્ને પક્ષને અમુક મર્યાદાએ મળવાનું સુલભ બને.

આટલી મહેનતે, આટલો સુન્દર દાખલો બેસાડવા માટે, જૂનાગઢની નાગરી નાતને અને તેના મંત્રીને અમે જરૂર અભિનંદન આપીએ છીએ.

૨

મુંબઇવડનગરાનાગરમંડળ તરફથી હમણાંજ એક પત્રિકા બહાર પાડવામાં આવી છે. તે મંડળ તરફથી '૧૨ મંડળની ત્રીજ વર્ષ-

દ્વારા વહીવટ થતાં દરેક ફંડોની ટૂંકી વિગતો તથા શ્રી મંડળના વાર્ષિક ઉત્સવ પ્રસંગે જ્ઞાતિના વયોવૃદ્ધ વ્યવહારકુશળ અને વિદ્વાન બંધુઓએ પ્રમુખ તરીકે દર્શાવેલા અતિ ઉપયોગી વિચારોવાળાં ઉત્તમ કોટીના ભાષણોની ટૂંક નોંધો વગેરે વિષયોવાળું. આશરે ૧૫૦ થી ૨૦૦ પાનાનું એક સુંદર પુસ્તક છપાવી પ્રસિદ્ધ થશે."

આ પુસ્તકની છપામણી ખર્ચને પહોંચી વળવાને, તે મંડળના મંત્રીએ, બહારગામના નાગરોને પણ ફંડમાં નાણાં ભરવાની વિનંતિ કરી છે અમે નથી સમજી શકતા કે, પૈસેટકે, અને ફંડફાળે સમૃદ્ધ એવાં મુંબઈવડનગરાનાગરમંડળને આ જૂની દારિદ્રયને વળગી રહેવાની પ્રથાનો સ્વીકાર કરવાનું કેમ સુઝયું. પુસ્તકમાં બધી મંડળ વિશેનીજ માહીતી આપવાની છે. વડનગરા નાગરોના બધા મંડળોની વીગત તેમાં નથી મુકવાની. વીગત માત્ર મુંબઈના મંડળની. અને તેનાં ખર્ચ માટે ફંડમાં પૈસા બધેથી મેળવવા તે ઇન્સાફ અને મનોવૃત્તિ અમને નથી સમજાતાં. બીજાં ગામોને પોતાનું ઘણું સંભાળવાનું છે અને જે મંડળો પોતાનો અહેવાલ પણ પુરો પ્રસિધ્ધ ન કરી શકતાં હોય તે મંડળો, બીજા સમૃધ્ધ મંડળનાં અહેવાલ માત્રની પ્રસિધ્ધિને માટે નાહક નાણાં શા માટે આપે? મુંબઈ મંડળના સમજુ કાર્યકરોને આ શું સુઝયું હશે?

૩

ભાવનગરથી અમને ત્રણ અહેવાલો મળ્યા છે.

કાલોલના આ સંમેલન પ્રસંગે, સરઘસ, નગરકીર્તન, કસરતની હરીફાઇ, વક્તૃત્વ અને સંગીતની હરિફાઇ, નિબંધ તથા ગૃહકળાની હરિફાઈ, કળા પ્રદર્શન, સુવાવડ તથા આરોગ્ય પ્રદર્શન, અને નાટ્યપ્રયોગો વગેરે થયાં હતાં. કાર્યક્રમનાં આટલાં બધાં રૂપો કાર્યકર્તાઓનો ઉત્સાહ અને બાહોશી બતાવે છે.

શ્રી પેટલાદ વડનગરા નાગર બ્રાહ્મણ ઐક્ય પ્રવર્તક સમાજનો ૩૧ મો વાર્ષિક ઉત્સવ ગય તા. ૩૦-૫-૨૯ ના રોજ ડૉ. કવિશંકર આચાર્યના પ્રમુખપણાં નીચે થયો હતો. પ્રસંગને અનુસરી ડૉ.

ઈન્દુલાલ સેવકરામ દવેએ પોતાનું મનનીય ભાષણ વાંચ્યું હતું. જેમાં કેળવણી અને લગ્ન બાબત જેમ બને તેમ પ્રગતિ કરી, નાગર શરીરમાં રહેલ સંસ્કાર અને સંસ્કૃતિને વધુ ઉચ્ચ બનાવવાની પ્રવૃત્તિ કરવાની તેમણે બધાને વિનંતિ કરી હતી. આ પ્રસંગે ગરબાપાર્ટી પણ ગોઠવવામાં આવી હતી.

**મુંબઈ:** ૧ જામનગરવાળા રા. વસંતરાય હરિશંકર વચ્છરાજાની Secreteriat માં Legal Department ના મદદનીશ Secretary નીમાયા. તેમને અભિનંદન.

૨ પાટોત્સવ પ્રસંગે સમસ્ત નાગરોની એક સભા Sir લલ્લુભાઇના પ્રમુખપદ હેઠળ મળી હતી.

૩ All India Nagar Bank ની યોજના રા. ગિરિધરલાલ મ્હેતા (વિસનગરા નાગર ગૃહસ્થ) અને રા. રમણિકલાલ મ્હેતા (ભાવનગરના વડનગરા નાગર ગૃહસ્થ) તરફથી પગભર થયાનું સાંભળ્યું છે. બન્ને ગૃહસ્થોને ધન્યવાદ.

૪ મુંબઇના નાગર ગૃહસ્થોના શ્રમને પરિણામે, ગયા April–may ના મહીનાઓમા નાગર યાત્રિકોની એક ખાસ આગગાડી હિન્દનાં ઘણા ખરાં યાત્રાના સ્થળોની મુલાકાતે જવાની ઠરી હતી; પણ મુખ્ય યાત્રાધામોમાં ચેપી રોગો ફાટી નીકળવાને કારણે તે યોજના આવતા october માસ સુધી મુલ્તવી રહી સાંભળી છે ઇચ્છિયે કે યોજના પરિપાક પામે!

**અમદાવાદ** ૧ ગયા પાટોત્સવ–પ્રસંગે, એક અમદાવાદમા વસતા સમસ્ત વડનગરા નાગરોની, અને બીજી શ્રી કચ્છ–કાઠીયાવાડના વડનગરા નાગર–મંડળના આશરા હેઠળ કચ્છ–કાઠીયાવાડના નાગરોની, એમ બે સભા ભરાઈ. બન્ને સભામાં હાજરીની સંખ્યા સારી હતી. પ્રથમ સભામાં પ્રમુખસ્થાને શ્રી ઇષ્ટદેવની પ્રતિમા વિરાજતી હતી. અમદાવાદમાં વસતા ચારે પાસના વડનગરા નાગરોનું આવું સમ્મેલન છેલ્લાં ઘણાં વર્ષોમાં આ પ્હેલુંજ હતું. ઐકયની શુભ આકાંક્ષાઓ બધી બાજુથી દર્શાવવામાં આવી હતી. બીજી સભામાં પ્રમુખસ્થાને

શ્રી જયસુખરાય પુરૂષોતમરાય જોશીપુરા નિયુક્ત થયા હતા; નાગર અજોડ રસિકતા, અનુપમ સંસ્કારિતા અને અપ્રતિમ જ્ઞાન–વિજ્ઞાનની પુર્તિ–આવું ઉત્તેજક આત્મભાન તેમણે સબળ દલીલો અને હૃદય-ગામી દ્રષ્ટાન્તોથી કરાવ્યું હતું. એ આત્મભાન, માર્તિનાં આત્મભાનને ન્યાયે નાગરોનું જોખમ સ્ફુરાવે ?

૨ શ્રી કચ્છ–કાઠીયાવાડ વડનગરા નાગર મંડળના નવા વર્ગના અધિકારીઓ :

પ્રમુખઃ—રા. શંકરલાલ દોલતરામ સ્વાદીયા High Court Pleader.

ઉપપ્રમુખઃ—રા. મગનલાલ માણેકલાલ ધોળકીયા B.A.B.T.

મંત્રીઓઃ—૧ રા. અમૃતલાલ લક્ષ્મીશંકર સ્વાદીયા B. A.

અને - રા. વિજયરામ પ્રીતમરામ ઓઝા M. A.

કોષાધ્યક્ષઃ—રા ગુણવંતરાય ભગવતીદાસ માંકડ M. D

હિસાબ તપાસવાઃ—રા શ્યામપ્રસાદ રૂપશંકર વસાવડા m. a.

વ્યવસ્થાપક સભાસદો ૧ રા જયન્તિલાલ નારદલાલ ધોળકીયા.

અને ૨ રા. વૈકુંઠરામ વિઠ્ઠલરાય કિકાણી.

રાજકોટઃ—૧ વૈશાખ શુદ ૫ ના રોજ જગદગુરૂ શ્રી આદ્ય શંકરાચાર્યની જયન્તિ ઉજવવા અહિંના શ્રી હાટકેશ્વરના મંદિરમા શ્રીમચ્છંકરાચાર્યના પ્રશસકોની એક સભા મળી હતી. એ શાસ્ત્રીઓ રા ગુલાબરાય હાથી, રા. ઉછરંગલાલ ઓઝા અને અન્ય વકતાઓએ શ્રી શંકરાચાર્યના ગુણકીર્તન કરી યથા શક્તિ મતિ બોધ–નવનીત તેમના જીવનમાંથી કાઢી બતાવ્યું હતું. એ શાંકર–બોધની શુભ પ્રેરણાઓ હિન્દ–હૃદયને ઉન્નતપંથે દોરો!

૨ રા. રમાશંકર ભગવંતરાય છાયા B. A. ઉદેપુરની Maharana College મા રૂ. ૯૦) થી નીમાયા છે.

૩ રા. છગનલાલ મુગટરાય માંકડ (Western India States Agency) લાઠીના manager, નીમાયા છે.

પોરબંદરઃ—૧ પટોત્સવઃ સદ્દગત ભાણજી પ્રભુદાસે પટોત્સવ પ્રસંગે જ્ઞાતિભોજન કરાવવા માટે રૂા. ૧૦૦૦) વ્યાજે મુંકેલ તેની ૪ વર્ષની વ્યાજની રકમ ભેગી થતા રા. રા. ઉમેદરાય રણછોડદાસે શ્રી હાટકેશ્વરનાં મંદિરમાં ઘણાજ ઉત્સાહથી જ્ઞાતિભોજન કરાવ્યું. સદહું વાર્ષિક વ્યાજ ા ૩૫) રૂા. જ્ઞાતિ-સમુદાય વધવાને પરિણામે, હવે પુરા નહીં થતા હોવાથી, શ્રી હાટકેશ્વરમાં જ્ઞાતિમંડળે એકઠા મળી ૩૫૦૦)થી ૪૦૦૦ સુધીની રકમ એકઠી કરવા ઠરાવ્યું છે. કે જેના વ્યાજમાંથી દરવર્ષે ખર્ચ કરી શકાય. તે કામ માટે નીચેના ગૃહસ્થોની સમીતિ નીમાઇ છે. ૧ રા. રા. નરભેશંકર જીવણરામ મારૂ ૨ રા. રા. હરિલાલ કલ્યાણરાય મારૂ ૩ રા રા. અમૃતલાલ હિમ્મતરામ વૈષ્ણવ અને રા. રા. વૈકુંઠરાય છેલશંકર જોશીપુરા.

૨ શ્રી હાટકેશ્વર પાઈ ફંડ સંસ્થા સારૂં કામ કરી રહેલી છે આર્થિક સ્થિતિ સારી છે. આશરે પોણા ચારસો Savings Bank મા છે અને નવસોનાં Cash Certificates છે ઉપરાંત, પોણોસો Loan પછવાડે અપાયા છે ફી, પુસ્તક વગેરે વિદ્યાવૃદ્ધિને પણ સારી સહાય અપાય છે અખાડો પણ ચુકાતો નથી એ વધુ આનંદની વાત છે. કાર્ય કર્તાઓનો ઉત્સાહ દિન પ્રતિ દિન અભિવૃધ્ધિ પામો !

૩ રા. વૈકુંઠરાય છેલશંકર જોશીપુરાએ ભોજેશ્વર પ્લોટમાં ઘરનું મકાન બનાવ્યુ છે. અને કાયમના વતની થયા છે

૪ રા હરખલાલ સદાશંકર જોશીપુરા ખાતાની પરીક્ષામાં પસાર થયા છે

૫ રા મુળશંકર ભવાનીશંકર માંકડ (ખંભાળીયા)ના ધર્મપત્ની અ. સૌ. ચંદ્રબાળા (ઉં વ. ૧૯),

રા. અનંતરાય શંકરલાલ પોટા પોરબંદર (ઉ. વ. ૩૦),

રા. સવાઇલાલ છગનલાલ ઓઝા (ઉનાવડા) (ઉ. વ. ૪૦), અને રા ત્ર્યમ્બકલાલ દુર્ગાશંકર ધોળકીયા (જામનગર) નાં ધર્મપત્ની

અ. સૌ ચંદા (ઉ. વ. ૧૯—આશરે'નાં અવસાનની નોંધ લેતાં ખેદ થાય છે. કૈલાસવાસી આત્માઓને અખુટ શાન્તિ અને જગદ-વાસી તેમનાથી વિખુટાં પડેલાં સ્નેહી સંબંધીઓને પરમાત્મા અખુટ ધૈર્ય આપો! ઉમ્મરના આંકડાઓ જોતાં કંઇ કંઇ વિચાર નથી આવતા?

ગોંડળઃ—અહિં પણ પાઇ ફંડ જેવી સંસ્થા છે. તેના મંત્રી રા. મગનલાલ વજેશંકર બુચ છે. પ્રમુખ દરબારે રા ગણેશરાય ફુલેરાય બુચ છે સાંભળવા પ્રમાણે તે સંસ્થાની સ્થિતિ પોરબંદરની એવી સંસ્થાના જેવી સુદ્રઢ નથી ઇચ્છીયે કે પોરબંદરના ઉત્સાહી કાર્યવાહકો અને ઉત્સાહ ઝીલનાર નાગર બંધુઓનું દ્રષ્ટાન્ત ગોંડળ વાસી આપણા ભાઇઓ લે અને બીજને ખિલાવી મ્હોટં વૃક્ષ બનાવે.!

રાજકોટના રા. અમૃતલાલ લક્ષ્મીશંકર સ્વાદીયા ઝાલગાપટ્ટણના બાળયુવરાજના, રાજકોટની રાજકુમાર કોલેજ ખાતે શિક્ષક નીમાયા. અભિનન્દન.

રાજકોટના રા. ઇચ્છાશંકર પુલશંકર વૈષ્ણવ અને જુનાગઢના રા. મન્વંતરાય આણંદરાય વૈષ્ણવ છેલ્લી S. T. C. ની પરીક્ષામા ઉત્તીર્ણ થયા છે અભિનન્દન.

રાજકોટના રા. ઇચ્છાશંકર પુલશંકર વૈષ્ણવ અમદાવાદની I. P. Mission High School મા પોણીસોના દરમયાથી Assistant નીમાયા ખાતે અભિનન્દન.

રાજકોટના રા. કેશવલાલ વજેશંકર ધોળકીયા (ખેડાના માજી હેડમાસ્તર) અમદાવાદની I. P Mission High School માં એકસો ને પચાશના દરમાયાથી Assistant નીમાયા ખાતે અભિનન્દન.

કાલોલઃ—અહિં એક નાગરોનું સમ્મેલન રા. કનકપ્રસાદ રવિશંકર અંજારીયાનાં પ્રમુખપણા હેઠળ થયું હતું અને તેમા બાળ સપ્તાહ વગેરે ઇચ્છવાયોગ્ય ક્રમ અનુસરાયો સંભળાય છે. પેટની પીડાના જમાનામાં તેની પર જઇ શકે તેવા કોઇ કાર્ય કર્ત્તા ધન્યવાદનેજ પાત્ર છે.

# સ્વીકાર

પ્રભુના દર્શન જેમ મનુષ્યમાં થાય છે તેમ મહાપુરૂષનાં દર્શન પણ તેની કૃતીમાં થઈ શકે છે. કાવ્ય વાંચતાં કવિનાં દર્શન ન થાય તો તે કાવ્ય કહેવાયજ નહિ. શ્રીયુત રવીશંકર ગણેશજી અંજારીયાનાં દર્શન પણ તેમનું છેલ્લું પુસ્તક 'વગર દોકડાનો વૈદ" વાંચતા સહજ થઇ જાય છે. શ્રી રવીશંકરભાઇનો પરિચય નાગર જ્ઞાતિને દેવાની તો જરૂર નજ હોય, અન્ય જ્ઞાતિના પણ કેટલાયે તેને ઓળખતાં હશે. તેઓ શ્રી એક દાકતર છે; દાકતરની સાથે તેઓ માણસ પણ છે. આ જડવાદના જમાનામા મનુષ્યત્વ નહિ ગુમાવ્યુ હોય તેવા દાકતર જવલ્લેજ દ્રષ્ટીગોચર થાય છે. શ્રી રવીશંકરભાઇનું કથન તથા જીવન દાકતરી દુનિયા ઉપર મુકાયેલ આ આક્ષેપને તદ્દન જુઠો પાડે છે કર્તાને મનુષ્ય દાકતર તરીકે ઓળખવ્યા પછી તેની કૃતી વિષે ઉલ્લેખ કરવો ઘટે છે

પોતાના છેલ્લા પુસ્તક 'વગર દોકડાના વૈદ'મા શ્રી રવીશંકરભાઇ પોતાના દાકતર તરીકેના લાંબા અનુભવને પરિણામે સિધ્ધથયેલા' કેટલાક સિધ્ધાંતોને મનુષ્ય જાતિને ભેટ આપે છે આરોગ્યતા એ મનુષ્યનેગન સૌથી વધારે કીમતી વસ્તુ હોવી જોઇએ. પહેલું સુખ તે જાતે નર્યા એ કહેણી હવે સૌ કોઇ સમજે છે જે વસ્તુની ઉપયોગીતા સર્વ માન્ય છે તેજ વસ્તુ વેડફી નાંખતા મનુષ્ય જરાપણ વિચાર કરતો નથી, લેખકે આરોગ્ય જાળવવાની તથા પ્રાપ્ત કરવાની સહેલી રીત સરળ ભાષામાં આપેલ છે. તેઓ શ્રીનું પુસ્તક વાંચ્યા

પછી હરકોઇના મનમાં થઇ આવે છે કે માંદા પડવું એ સ્હેલું હશે પણ માંદા ન પડવું એ વધારે સ્હેલું છે. જગતમાં કેટલાં મનુષ્યો પોતાનું જીવન માંદા પડી વેડફી નાંખતા હશે? કેટલાંક માણસો અકાળ મૃત્યુને વશ થતાં હશે? આ દુઃખદાયક સ્થિતિ આરોગ્યતાના સાદા નિયમોના અજ્ઞાનતેજ આભારી છે. ખુલ્લી હવા. કસરત. સાદો ખોરાક, પાણી અપવાસ અને પ્રાર્થના આ છ ઉપયોગી વસ્તુઓનો બરાબર રીતે ઉપયોગ કરવાથી મનુષ્ય જીવન સુખ મય બની શકે છે; અને આ હકીકત શ્રી રવીશંકર ભાઇએ પોતાના જાતી અનુભવથી સાબીત કરેલ છે.

પુસ્તકને અંતે લેખક પોતે પોતાનું જીવન અત્યારે કેવી રીતે વ્યતીત કરે છે તેની સ્વીસ્તર હકીકત આપે છે. પુસ્તકમા આપેલ બોધ તથા પોતાના વર્તનમાં રહેલ સામ્ય દેખાઇ આવે છે જેમ ગાંધીજીનું આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન નામક પુસ્તક લેખકના અનુભવનુ વર્ણન છે અને તેથીજ ઘણુ આકર્ષક છે તેવીજ રીતે વગર દોકડા નો વૈદ પણ લેખકના અનુભવો ની યાદી હોઇ ઘણુંજ ઉપેયોગી પુસ્તક છે. શ્રી રવિશંકર ભાઇએ આ પુસ્તક લખી મનુષ્ય જાતીને આરોગ્યતાનું દાન આપ્યું છે એમ કહીયે તો અતિશયોક્તિ ન કહેવાય. વંદન હોજો તે મનુષ્ય જાતિના મહાન ઉપકારકને.

સ્યામપ્રસાદ રૂ. વસાવડા

મોદેન્દુ (શ્રી ચાતુર્વેદી મોઢબ્રાહ્મણ જ્ઞાતિનું માત્ર માસિક પત્ર) લવાજમ રૂા. ૧-૪-૦ તંત્રીઓ રવિશંકર હ. પંડયા, ઉમીયાશંકર બા. પંડયા, જીવરામ શં દવે. ૧૦૧, રેમ્પર્ટ રોડ, કરાંચી

આ. માસિકના બે અંકો અમને મલ્યા છે. છપામણી અને રૂપરંગ. સુંદર છે. સાધારણ રીતે માસિકની વૃત્તિ જ્ઞાતિમાં જે અજ્ઞાન તમસ વર્તે છે તે દુર કરવાની છે. રૂઢ અને સુધારક મત વચ્ચેના વિગ્રહમાં, સત્યનિર્ણયાર્થે આવા માસિક જરૂર આદરણીય છે.

સ્કાઉટિંગ: (જામનગર સ્ટેટ તરફથી) પ્રકાશક રા. હર્ષવન્તરાય લ ધોળકિયા. લવાજમ રૂા. ૧-૦-૦ જામનગર

સ્કાઉટિંગને લગતા સુંદર લેખો આમાં આવે છે. ચિત્રોથી વિભુષિત થાય તો તેની ઉપયોગીતા જરૂર વધે.

આ વર્ષે નીચેના ભાઇઓ અમારી જાણ મુજબ સારી રીતે નીચેની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે.

રા. રા. અન્જારિયા (બી એ. ફર્સ્ટ કલાસ) તેમને વીલ્સન કોલેજમા ફેલોશીપ મળી છે.

રા. રા. નટવરલાલ મો. આચાર્ય (બી એ સેકન્ડ કલાસમાં) વીલીસન કોલેજમાં ફેલોશીપ મળી છે.

રા. રા. નીલકંઠ મોહનલાલ બુચ (બી એ. સેકન્ડ કલાસ) રીચર્ડ કોબ્ડન મેડલ મેળવ્યો છે.

રા. રા. કંચનલાલ મુ. પંડયા (એસ ઈ ફર્સ્ટ કલાસ) થીઓડોરો કુક પ્રાઇઝ મેળવ્યું છે.

## આપ શૈવધર્મી છો કે?

### તો રૂદ્રી વગર આપને કેમ ચાલશે?

**જરૂર મંગાવો.**

### રૂદ્રાધ્યાય અને રૂદ્ર, શિવ અને લિંગ સંપ્રદાય.

(મૂળ, ભાષાન્તર અને ટીકા સહિત)

લેખકઃ—**ડોલરરાય માંકડ ચન્દ્રશંકર બુચ**

કિમ્મત ૦-૧૨-૦ ટ. ખ. જૂદું.

**થોડાક અભિપ્રાયો**

'જેટલો ભાગ વાંચ્યો છે તેટલાથી પણ ચિત્તને આનંદની પ્રાપ્તિ થઇ છે' **દિ. બ કેશવ હ. ધ્રુવ.**

'તમારો પ્રયત્ન સુંદર છે. ખાસ કરીને ટીપ્પણીઓ માટે ઘણો શ્રમ લીધો છે. ને શિવભકત નાગર ભાઇ બ્હેનો જપ, અભિષેક, પાઠ વગેરે સાથે આ રહસ્ય પણ વિચારે તો જરૂર લાભ થાય.'

**રા. રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી**

"તેના ઉપોદ્દઘાતનાં બે અંગો મધુર અને પ્રસાદવાળી શૈલીથી લખાયા છે. સંશોધનના આધારે શ્રી ચન્દ્રશંકર બુચનો લેખ વ્યાપક છે. રૂદ્ર, શિવ અને લિંગની સાંપ્રદાયિક ચર્ચા ઐતિહાસિક રીતિએ થઇ છે. આપના પુસ્તકનો પ્રચાર નાગરોમાં અને અન્ય બ્રાહ્મણોમાં થાય અને તેમની વિચારદૃષ્ટિ ઉઘડે એવું ઇચ્છું છું" **નર્મદાશંકર દેવશંકર મ્હેતા.**

"નરી ધાર્મિક અંધ શ્રધ્ધાને પોષનાર અને ઇશ્વરદત્ત શાસ્ત્રોનીજ પદવી પામી બેઠેલા પ્રાચીન ગ્રંથોને એક તરફથી અર્વાચીન વિવેકની કસોટીએ ચડાવી કેવળ અભ્યાસની ભૂમિકા પરજ ઉતારી લેવા અને છતાં એને વર્તમાન યુગની ઉપરછલી તિરસ્કાર દૃષ્ટિમાંથી ઉગારી લઇ એનાં સર્જન સમયની પરિસ્થિતિ પરથી ન્યાય આપવા યત્ન કરવોઃ એ બન્ને દૃષ્ટિને સંયુક્ત ધોરણે આ પુસ્તકનું સંપાદન કરવામાં આવ્યું છે એટલે એ આવકારને પાત્ર છે. આપણી સંસ્કૃતિના પ્રવાહની તવારીખનું એક પાનું ઉકેલવાનો આ કરેલો પ્રયત્ન છે આખા વિષયનું દોહન, ટિપ્પણો, અનુવાદો અર્થો અને સાદી મીઠી ભાષામાં લખાએલા પ્રવેશકોથી સરલ બન્યું છે."

**સૌરાષ્ટ્ર તા ૪-૫-૨૯**

'રૂદ્રાધ્યાયનું પુસ્તક શોધક બુધ્ધિથી લખાયું છે. ધાર્મિક દૃષ્ટિથી તથા ઐતિહાસિક દૃષ્ટિથી એ ગ્રંથમાં શ્રી શિવનાં સ્વરૂપ વિષે તથા શિવની ઉપાસના વિષે ભિન્ન ભિન્ન વિદ્વાનોના મત જણાવી સારો વિચાર કર્યો છે. શ્રી રૂદ્રનું સ્વરૂપ જાણવા ઇચ્છનારને તથા રૂદ્રાધ્યાયનો અર્થ જાણવા ઇચ્છનારને આ ગ્રંથ ઉપયોગી છે.' **પૂજ્યપાદ કૃપાનાથ શ્રીમન્નથુરામ શર્મા**

છુટક નકલ મગાવનારને ૦-૧૨-૦+૦-૧-૦-૦-૧૩-૦ ટીકીટ મોકલવાથી

# पितापुत्रीयम् सम्प्रदानम्

अथातः पितापुत्रीयं सम्प्रदानं चाचक्षते

કારણ કે મરણ તો અવશ્યંભાવિ છે એટલે પિતાએ પુત્રને આધ્યાત્મિક આધિભૌતિકાદિ સમ્પત્તિનું દાન કેમ કરવું તે ઉપનિષત્કાર દર્શાવે છે.

पिता पुत्रं प्रेष्यन्नाह्वयति नवैस्तृणै रगारं संस्तीर्याग्निमुपसमाधायोद कुम्भं सपात्रमुपनिधायाहतेन वाससा सम्प्रच्छन्नः पिता शेते

હવે કદાચ નિમિત્તવશાત્ મૃત્યુ પામીશ એમ સમજી પિતા પુત્રને તેડાવે. તાજાં કુશ આદિ તૃણ વડે ઘરમાં બિછાત પાથરી શ્રૌત કે સ્માર્ત અગ્નિનું ઉપનિધાન કરી બાજુમાં પાણી ભરેલો ઘડો અને ઘડા ઉપર અક્ષતભરેલું પાત્ર મુકી, કોરૂ વસ્ત્ર ઓઢી પિતા સુએ.

एत्य पुत्र उपरिष्टादभिनिपद्यत इन्द्रियैरिन्द्रियाणि संस्पृश्यापि वाऽस्या आसीनायाभिमुखायैव सम्प्रदध्यादथास्मै सम्प्रयच्छति

પુત્ર પિતા પાસે આવીને, કાંતો પોતાનાં અંગે અંગનો પિતાનાં અંગોને સ્પર્શ થાય એમ પિતાના શરીરે સુએ અથવા અભિમુખ થઇને બેસે પછી પિતા સમ્પ્રદાનનો આરંભ કરે.

वाचंमे त्वयि दधानीति पिता वाचं ते मयि दध इति पुत्रः

પિતા કહે 'મ્હારી વાક્ હું ત્હારામાં સ્થાપું છું' પુત્ર કહે 'ત્હારી વાક હું ધારણ કરૂં છું'

प्राणंमे त्वयि दधानीति पिता प्राणं ते मयि दध इति पुत्रः

મ્હારા પ્રાણ હું ત્હારામાં મૂકુ છું એમ પિતા કહે એટલે પુત્ર કહે કે ત્હારા પ્રાણ હું ધારણ કરૂં છું.

चक्षुर्मे त्वयि दधानीति पिता चक्षुस्ते मयि दध इति पुत्रः

મ્હારી આંખો હું ત્હારામાં મુકુ છું એમ પિતા કહે અને ત્હારી આંખો હું મ્હારામાં ધારણ કરૂં છું એમ પુત્ર કહે.

श्रोत्रं मे त्वयि दधानीति पिता श्रोत्रं ते मयि दध इति पुत्रः

મ્હારાં શ્રોત્ર હું ત્હારામાં મુકું છું એમ પિતા કહે અને ત્હારા શ્રોત્ર હું ધારણ કરૂં છુ એમ પુત્ર કહે.

अन्नरसान्मे त्वयि दधानीति पिताअन्नरसांस्तेमयि दध इति पुत्रः

વિવિધ અન્ન માહેંનો મ્હારો સ્વાદ હું ત્હારામાં મુકુ છું એમ પિતા કહે અને ત્હારો અન્નરસ હું ધારણ કરૂં છું એમ પુત્ર કહે

कर्माणि मे त्वयिदधानीति पिता कर्माणि ते मयि दध इति पुत्रः

કર્મો મ્હારાં હું ત્હારામાં સ્થાપિત કરૂં છું એમ પિતા કહે એટલે પુત્ર કહે કે ત્હારાં કર્મો હું મ્હારામાં ધારણ કરૂં છું.

आनन्दं रतिं प्रजातिं मे त्वयि दधानीति पितानन्दं रतिं प्रजातिं ते मयि दध इति पुत्रः

મ્હારો આનન્દ મ્હારી રતિ અને મ્હારી સંતતિ હું ત્હારામાં સ્થાપિત કરૂં છું એમ પિતા કહે એટલે પુત્ર કહે કે ત્હારો આનન્દ ત્હારી રતિ અને ત્હારી સંતતિ હું ધારણ કરૂં છું.

इत्यां मे त्वयि दधानीति पितेत्यां ते मयि दध इति पुत्रः

મ્હારી ગતિ હું ત્હારામાં સ્થાપું છું એમ પિતા કહે એટલે પુત્ર કહે કે ત્હારી ગતિ મ્હારામાં હું ધારણ કરૂં છું

मनो मे त्वयि दधानीति पिता मनस्ते मयि दध इति पुत्रः

મ્હારૂં મન હું ત્હારામાં સ્થાપું છું એમ પિતા કહે એટલે પુત્ર કહે કે ત્હારૂં મન મ્હારામા હું ધારણ કરૂં છું

प्रज्ञां मे त्वयि दधानीति पिता प्रज्ञां ते मयि दध इति पुत्रः

મ્હારી બુદ્ધિ હું ત્હારામા સ્થાપિત કરૂં છું એમ પિતા કહે ત્યારે પુત્ર કહે કે ત્હારી બુદ્ધિ હું મ્હારામાં ધારણ કરૂં છું.

*यद्युवा उपाभिगदः स्यात् समासेनैव ब्रूयात्प्राणान्मे त्वयि दधानीति पिता प्राणांस्ते मयि दध इति पुत्रः*

યદા પિતા એટલો રોગગ્રસ્ત હોય કે પ્રત્યેક સમ્પ્રદાન બોલી ન શકે તો એટલું જ કહીદે કે ' મ્હારા પ્રાણો હું ત્હારામાં સ્થાપું છું " અને પુત્ર કહીદે કે "ત્હારા પ્રાણો હું મ્હારામાં ધારણ ધારણ કરૂં છું."

*पुत्रोऽथ दक्षिणावृदुपनिष्क्रामति तं पितानुमन्त्रयते* यशो ब्रह्मवर्चसं कीर्तिस्त्वा जुषतामिति

પછી પુત્ર પિતાને પ્રદક્ષિણા કરી ચાલવા માંડે તેને પિતા કહે 'ત્હને યશ, બ્રહ્મવર્ચસ અને કીર્તિ પ્રાપ્ત થાઓ !'

**अथेतरः सव्यमन्वंसमभ्यवेक्षते पाणिनान्तर्धाय वसनान्तेन वा प्रच्छाद्य स्वर्गान्लोकान्कामानाप्नुहीति.**

પછી બીજો પુત્ર ત્યાં ઉભો રહે અને પોતાનો હાથ કે કપડાનાં છેડો આંખ આગળ ધરી મોઢું ફેરવી ડાબા ખંભા તરફ નજર રાખે અને પિતાને કહે કે સ્વર્ગાદિ લોક અને કામનાઓ તમને પ્રાપ્ત થાઓ!

**स यद्यगदः स्यात्पुत्रस्यैश्वर्ये पिता वसेत्**

આ સમ્પ્રદાન ક્રિયા કર્યા પછી જો પિતા નિરોગી થઇ ઉઠે, તો પછી તે પોતાના પુત્રના ઐશ્વર્યમાં રહે, પણ ફરીથી ઐશ્વર્ય ન સ્વીકારે.

**परि वा व्रजेत्**

અથવા વિરાગ ઉત્પન્ન થયો હોય તો પરિવ્રજ્યા આચરે.

**નોંધઃ**—આ લેખ કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્ ના બીજા અધ્યાયનો પન્દરમો ખણ્ડ છે. જો કે આ ઉપનિષત્ બૃહદીશાદિ દશોપનિષત્‌ની કક્ષામાં સામાન્યતઃ ગણાતુ નથી છતાં એની મહત્તા એવી છે કે ભગવાન્ શંકરાચાર્ય પોતાનાં મહાભાષ્યમાં એનો અનેકવાર આશ્રય શોધે છે, અને વિદ્યારણ્યના અનુભૂતિ પ્રકાશમાં આમાંની પ્રતર્દન વિદ્યા અને અજાતશત્રુ વિદ્યાનો ઉપન્યાસ કર્યો દેખાય છે. આ ઉપનિષત્‌નું ફારસીમાં ભાષાન્તર થયેલું મળી આવે આવે છે અને આંકેતિલ નામના પાશ્ચાત્ય વિદ્વાને એનું લેટિનમાં રૂપાન્તર કરેલું છે. પ્રસ્તુત લેખ વિષે એ વિદ્વાન નીચેની નોંધ લખે છે.

Hoc Testamento pater ens suum totum ad filium suum transfert, in illum transfundit et sic in eo et deinceps in filu filio vivit, unde opera religionis, quae perficere non potuit, a filiis absoluta, sedes beatas patri aperiunt. His vinculis paternus amor et pietas in parentes quasi

ind'ssolubili modo astringuntur, et continua serie in duobus mundis, inferiori et superiori, homines ex uno orto in unum resoivendi sibi invicem connectuntur

(બંગાલની એશિયાટિક સોસાયટીની બિબ્લીઓથીકા ઇન્ડિકા-પ્રકાશિત ૧૮૬૧ ની આવૃત્તિમાંથી)

આ સમ્પ્રદાન વિધિથી પિતા પોતાનું સ્વત્વ પુત્રમા અખણ્ડ આરોપી દે છે, અને એ સમ્પ્રદાનને લીધે પિતા પુત્રમાંજ જાણે નવો અવતાર ધારણ કરે છે, અને પુત્રમા અને પૌત્રોમાં એ જીવતોજ રહે છે. જે ધાર્મિક ક્રિયાદી એ દેહને અભાવે ન કરી શકે તે પુત્રાદિના દેહના સાધનથી એ કરી શકે છે, એટલે પુત્રાદિનાં કરેલા સત્કાર્યોના ફલ રૂપે એ ઉંચા લોકોને પ્રાપ્ત કરી શકે છે. આ પ્રમાણે પૈતૃક પ્રેમ અને પુત્રોચિત ભક્તિ અભેદ્ય ગ્રન્થીથી સંધાય રહે છે; વળી પરંપરાની સંકલનાથી આ લોક અને પરલોક એક રૂપ એવા પિતા પુત્રના સંબંધે એકજ સમયે સાધ્ય બની રહે છે.

જોઇયેછેઃ—સુધારકો. પોતાના, પારકા નહિ.

ઉમરઃ—પરમ આનન્દે દીપેલી શાશ્વત જુવાની.

પગારઃ—અખણ્ડ ઐશ્વર્ય.

સત્વર લખો.—નિર્માલ્યતા દર્શક અરજી નહિ પરંતુ પ્રભુત્વશાલી નિશ્ચયાત્મક સંદેસો.

મળોઃ—સમસ્ત વિશ્વના સમ્રાટને, ત્હમારા અન્તરમાં.

સ્વામી રામ

# અમે ધર્મગુરૂઓ !

અમે પ્રેમિકો હાડપીંજર તણા !
પુજારી સડેલા કલેવર તણા !
અમે માનવીને પશુ સમ નચવીએ,
'પ્રભુ' શબ્દ બોલીને પંખી પઢવીએ,
પુરા અંધને સ્વર્ગ-ચાવી અપવીએ,
અમે ગારૂડી ધર્મ-તર્કટ તણા !
મદારી ખરા લોક-મર્કટ તણા !
અમે દેવમૂર્તિની માંડી દુકાનો,
કિફાયત દરે વેચીએ બ્રહ્મજ્ઞાનો,
પ્રભુધામ કેરાં ઉડવીએ વિમાનો,
અમે પાવકો પાપગામી તણા !
પ્રવાહો રૂડા પુણ્ય-ગંગા તણા !
અમે ભોગનાં પૂતળાં તોય ત્યાગી,
છયે રાગમાં રક્ત તોયે બિરાગી,
સદા જળ-કમળ વત્ અદોષી અદાગી,
અમે દીવડા દિવ્ય જ્યોતિ તણા !
શરણધામ માનવ-ફુદાઓ તણા !
અમારી બધી લાલસાઓની તૃપ્તિ,
થકી પામશો! મેળવો સદ્ય મુક્તિ,
'સમર્પણ' મંહી માનજો સાચી ભક્તિ,
અમે તો ખપર વાસનાઓ તણા !
ભ્રમર અંધશ્રદ્ધાની બાગો તણા !
શ્રીમંતો સ્ત્રીઓ પાપીઓના બનેલા,
ઉભા જો! અમાર અડગ કોટ-કિલ્લા,
વૃથા છે સુધારા તણા સર્વ હલ્લા,
અમે સૈનિકો પાક શયતાનના !
પુરોહિત પાખંડ અજ્ઞાનના !

[સૌરાષ્ટ્ર પુ. ૮ અંક ૪૪]

જ્યોત્સ્ના શુક્લ

# એ વિધવા!!

થોડા વખત ઉપર નડિયાદની બ્રહ્મભટ્ટ કોમના એક કરૂણ લગ્ન વિષે અમે ટીકા કરી હતી અને એ લગ્ન તરફ સખત વિરોધ દર્શાવી લગ્ન બંધ રહેવાની જરૂર જણાવી હતી બ્રહ્મભટ્ટ કોમના વિરોધ છતા અને જ્ઞાતિના યુવાનોના લગ્ન અટકાવવા માટેના પ્રયત્નો છતાં પણ આ લગ્ન અટક્યાં નહોતાં. અને માત્ર ચૌદ વર્ષની વયના એ છોકરાના લગ્ન–તેર વર્ષની એક પત્ની જીવતી હોવા છતાં–બીજી એક બાળા સાથે કરવામા આવ્યા અને લગ્નની પવિત્ર સંસ્થાને હલકી પાડવાનું કારણ ઉભું કર્યું

એવા સમાચાર પ્રગટ થયા છે. કે એ ચૌદ વર્ષનો બાળક–એ બાળાનો પતિ–પરલોકવાસી થયો છે અને બાળકને પરણાવનાર સગાવ્હાલાંઓએ બે મહિનાપર પરણેલી પેલી બાળાને અખંડ વૈધવ્યની લ નભેટ આપી છે.

બાળલગ્ન નામે અનિષ્ટ છે એના હૃદયભેદક પરિણામો હિંદમ ઘેર ઘેર અનુભવાય છે એક પાસથી એ અનિષ્ટો ટાળવાના ને બાળલગ્ન નિષેધક કાયદાઓ ઘડવાના પ્રયત્નો થાય છે, ત્યારે બીજી પાસથી આવાં પણ બાળલગ્નો થાય છે જેને પરિણામે એકજ લગ્નને લીધે બે નિર્દોષ બાળાનો જીવતો ભોગ અપાય છે. ચૌદ વર્ષના કુમળી વયે કોઇ પણ યુવાનનું મૃત્યુ થાય એ બનાવ કરૂણ છે, પણ એ વયે કોઈ અપરિણીત યુવાનનું મૃત્યુ થાય એના કરતા, એક નહિં પણ

બે નિર્દોષ–કુમળી બાળાઓને વૈધવ્ય સોંપીને થયેલું મૃત્યુ ખરેખર અસહ્ય છે.

હિંદુ સમાજની રૂઢીઓ વિષે, હિંદુ લગ્ન વિષે, અને હિંદુ વિધવાઓ વિષે મિસ મેયોએ 'મધર ઈન્ડીઆ'માં મનસ્વિપણે ટીકા કરી છે અને હિંદુ જનતાના પર જેમ ફાવે એમ આક્ષેપો કર્યા છે. એ ટીકા પાછળ જે હેતુ રહેલો છે, અને જે પ્રકારે એ ટીકાઓ અને એ આક્ષેપો કરેલા છે એ જુઠ્ઠા, નિંદ્ય અને તિરસ્કારને પાત્ર છે એમ છતાં પણ જ્યારે જ્યારે આવા પ્રસંગો બને છે ત્યારે એમ લાગે છે કે જે હિંદુ સમાજ આવાં અનિષ્ટોને–આવી કુરૂઢીઓને પોષે છે; આવી ક્રૂર ઘટનાઓને જે સમાજ સહી લે છે; આઠ આઠ દસ દશ વર્ષની દૂધ પીતી રમતીયાળ બાળાઓને વૈધવ્યની ધીગતી ભઠ્ઠીમાં હોમતાં જે સમાજ જરાય કંપતો નથી; એ સમાજને આવા પુસ્તક સામે, આવા આક્ષેપો સામે ફરિયાદ કરવાનો કશો હક નથી. માત્ર લગ્નની ક્રિયા પુરતીજ પત્ની બનેલી અજ્ઞાન **કુમારી કન્યાઓને** પણ ન જાણેલા એવા કોઇ યુવાન માટે જીવન પર્યંત વૈધવ્ય ભોગવી અનંત તપશ્ચર્યા કરાવનાર ને એવા કરૂણ બનાવોને વિધિનિર્મિત અને ઇશ્વર લીલા માનનાર સમાજને આવી ટીકાઓનો ઉત્તર આપવાનો પણ કશો અધિકાર નથી. અને જ્યાં સુધી આ શરમ ભરેલી સ્થિતિમાંથી સમાજ છૂટયો નથી, જ્યાં સુધી રૂઢીઓની ગુલામીમાથી સમાજે મુક્તિ મેળવી નથી, જ્યાં સુધી સ્વધર્મ મનાતી રૂઢીઓની પરવશતાના એ ખપ્પરમા હિંદનાં પવિત્ર કૌમાર્યને અને ઝળકતાં યૌવનને હોમવાનું બંધ થયું નથી ત્યાં સુધી સ્વાતંત્ર્યની, છુટાપણાની, રાજીકય સુધારાઓની વાતો કરવાનો પણ આપણને શો હક્ક છે? જ્યાં સુધી આ કલંક દૂર કરી ન શકાય ત્યાં સુધી ઉજ્જવલ મુખે જગતમાં ફરવાનો આપણને શો હક છે? એ પવિત્ર કૌમાર્યના–એ ઝળકતા આશાભર્યા યૌવનના અનંત કાળના દર્દભર્યા નિઃશ્વાસો હિંદુસમાજ સાંભળશે નહીં તો ભવિષ્ય મહા ભયાનક છે. એ નિઃશ્વાસો તરફ આજે સમાજ ભલે બેદરકાર રહે, નિર્દય

સ્વાભાવિકતાથી ભલે એના તરફ દુર્લક્ષ કરે, પણ નજદિકના ભવિષ્યમાં એક પ્રસંગ એવો આવશે જ્યારે એ નિઃશ્વાસો હિંદુ સમાજને ભસ્મીભૂત કરશે. હિંદુ સમાજની સંસ્કૃતિ, સમાજનો રહ્યો સહ્યો ધર્મ સૌ એ ચિતામાં હોમાઇ જશે અને સમાજવ્યવસ્થા છિન્ન ભિન્ન થઇ જશે.

એ ભવિષ્યમાંથી બચવાનો હજી વખત છે. હિંદુ સંસ્કૃતિ સમાજ વ્યવસ્થા જાળવી રાખવાને હજી મોડું થયું નથી. જો, આવાં લગ્નો–બાળ લગ્નો પર અંકુશ મૂકાય, જો, કુમારોના કૌમાર્યને અને યુવાનોના યૌવનને જાળવવાના પ્રયત્ન થાય, જો, વિધવાઓના વૈધવ્યને ધર્મના ફરજીઆત સ્વરૂપને બદલે ઐચ્છિક રૂપ આપવાની કુદરતી નીતિનો સ્વીકાર થાય, અને જો, લગ્ન એ માત્ર વ્યવહારીક સગવડ માટે નહીં પણ સ્ત્રી પુરુષ ઉભયને યોગ્ય જીવન સાથી મેળવવા માટે છે એ સિદ્ધાંતનું પાલન થાય, આમ થાય તો હિંદુ સમાજ જગતની સૌ પ્રજાઓમા મોખરે રહીને પોતાની ઉજ્જ્વળ સંસ્કૃતિનું પ્રદર્શન કરી શકે એમ થાય તો એ યૌવનવતી અને સુસંસ્કૃત પ્રજા અનુપમ બળથી છૂટાપણા માટે લડત ચલાવવાને તૈયાર થાય. અને એમ થાય તો એવી કોઇ શક્તિ મૃત્યુલોકમાં વસતી નથી જે હિંદની પ્રજાને પરાધીનતાની જંજીરોમા જકડી રાખી શકે.

[સુદર્શન ૬–૮–૨૯]

ભાવનગરના લગ્ન ધારાની તરફેણમાં ઠરાવ રજુ કરનાર, પોતે સનાતનધર્મ પ્રવર્તક મંડલના ઉપપ્રમુખ, તે સુપ્રખ્યિ ગુલાબરાયભાઈ હતા અને ટેકો આપનારમાં કુમારી જ્યોતિર્ણાળા હોશ હતાં.

# મુત્સદ્દીની દેવડીએ.

વેપારીને ચોપડે કેટલીક રકમો દાયકાઓ સુધી ખતવાતી નથી અને દર વર્ષે નવે ચોપડે ખેંચવામાં આવે છે તેમ મુત્સદ્દી-ઓની દેવડીએ કેટલાક અરજદારો પણ વર્ષોને વર્ષો ખતવાયા વગર પડી રહે છે. એવા સનાતન અરજદારની આ વાત છે.

એનું બદન નાતવાન હતું, એની કમરમાં જોક હતી. એના બાલમા ઝીણી સફેદી હતી અને આંખોમા ઉંડી ગમગીની ભરી હતી. દિવાન સાહેબની દોઢીએ એ દરરોજ અચૂક હાજર થતો, અને એમને એમ વર્ષો વહી ગયા છતાં રૂબરૂ મુલાકાત માટેની એની મુરાદ હજુ બર આવી ન હતી.

દરરોજ વ્હેલો વ્હેલો આવીને એ દરવાનને પૂછતો "બાપુ બાપુ બેઠકમા પધાર્યા છે?" અને દરરોજ દરવાન તુમાખથી કહેતો "હા, પણ ત્હારાથી અંદર નહિ જઇ શકાય! પછી એ ડેલીના ખુણામાં જઇ બેસતો. બધા અરજદારો ગયા પછી પણ જ્યારે એકાદ ચપરાશી એને સોટીએ જગાડતો ત્યારે એ વિચારનિદ્રામાથી ઉઠી ધીમે પગલે ચાલવા માંડતો.

ડેલીના એ ખુણામા ભીંત ઉપર એક સિપાઇનું ચિત્ર હતું ઘણુંખરું એ ડૈફની આંખો એ રંગીન સિપાઇના મ્હો પર તાકેલી રહેતી, અને ઘણીએવાર એના હોઠ કંઇ અસ્પષ્ટ ગણગણતા લાગતાં ચપરાશીઓ એને આવી હાલતમાં જોઈ માંહોમાંહ વાતો કરતા. કોઇ કહેતું અરજદાર છે, કોઇ કહેતું પાગલ છે, કોઇ કહેતું ભેદુ છે,

પણ એની દયા તો કોઈ ન ખાતું. માનવ હૈયામાંથી માનવ જાત માટેની લાગણીનો સમૂળો નાશ કરવા માટે રાજદરબારી નોકરી જેવું બીજું કશું નથી!

એકવાર એક શિરસ્તેદારે એને કહાડી મુકવાનું ફરમાન કર્યું "કોઈ ઘરબાર વિનાનો હરામખોર લાગે છે એટલે મુલાકાતને બ્હાને શિયાળો ઉનાળો ડેલીમાં ધામા નાંખે છે," સાહેબે ખીજાઇને કહ્યું, પણ અવલ કારકુને સુચના કરી કે 'નવા દિવાન આવવાના છે, તેને એની મુલાકાતનું માન આપવું' અને એ સુચનાથી સહુને એટલું તો હસવું આવ્યું, કે એ બુઢ્ઢા વિષેનું ફરમાન દોઢીએ પ્હોંચાડવાનું ભુલાઈ જવાયું.

વર્ષો વ્હેતાં એની હાજરીથી સહુ એટલા ટેવાઇ ગયા કે એના વગરની ડેલી કલ્પવી પણ અશકય લાગવા માંડી. અને એ વૃદ્ધ તો હંમેશ પેલા રંગીલા સિપાઇ સાથે અનેક પ્રકારની વાતો કરતો. એ ડેલીમાં અને એ કચેરીમાં કે એકમાં આ અરજદાર અને ભીંત પરને. આ રંગેલો સિપાઇ એજ બે પ્રાચીનમાં પ્રાચીન અવશેષ હતા, અને તેથી એ બેની મૈત્રી પાકી જામી ગઇ હતી. ઘણીવાર એ વૃધ્ધ, ભૂતકાળમાં ગુમ થયેલા ચપરાશીઓ, ચિટનીસો, કારકુનો, ઉમેદવારો, અરજદારો, દિવાનો સુધ્ધાંની વાતો યાદ કરી કરી એ સિપાઇને કહેતો અને પેલો ભીંતપરથી ઝાંખો પડતો પડતો પણ એમાં ટાપશી પુરતો!

પેલો અફીણી દોઢીઓ! જેને પોતાની ઉમર કેટલી થઇ એ પણ ખબર ન હતી, અને એકવાર રાતપાલીમા ડેલી વચ્ચે ખાટ નાંખી સુતો તે સુતોજ; અને પેલો ખવાસડો! ભાઇનાં ઘરકામ કરીને ઓસરીએ માનીતો થયેલો એટલે દોઢી આખીને દબાવતો—પછી ભાઇ સ્હામે બોલવા માટે શ્રીફળ મળેલું.

અને પેલો શિરસ્તેદાર! કોણ જાણે કેટલાંય વર્ષો થયાં એકનું એક કડિયું એણે ચલાવેલું. આસમાની બનાતની છેવટે ભૂખરિયા ગુણપાટ થઇ ગઈ પણ એનું કડિયું, નોકરી ને પગાર, પાંત્રીશ વર્ષ સુધી ન બદલાયાં. પટાવાળાઓ વાત કરતા કે ચસ્માને દાંડે બાંધેલ દોરા

સિવાય ભાઇ સાહેબ બીજું કશું બદલાવતાજ નહિ—માત્ર એકજ અપવાદ હતો, અને તે વહુનો ભાઇ દર વિવાહે વહુ બદલાવતા એટલું જ.

અને પેલો અવલ કારકૂન! એની લગ નો ઠેઠ સુધી પ્હોંચે દિવાન સાહેબનો એ કાન અને કાળજું! પણ હુ. વહિવટદાર, શિરસ્તેદાર સહુ એને જ્યો જ્યો કરે—અને એ વગ વિષે કેટલીયે વાતો થતી. લોક વાયકા કહેતી કે દિવાન સાહેબના વહુ કરતાં પણ કારકૂનની વહૂ ઉંચા ઘરેણા પ્હેરતી અને દરબારી શગરામમાં બેશી નિત દર્શને જતી ત્યા પુજારીઓ સહુથી પ્રથમ એની આંખે નમોણ વંદાવતા.

ઇન્દ્રજાલીની સૃષ્ટિ પેઠે સ્મૃતિપટેથી સરી જતાં આ પૂતળાઓ વિષે, પેલો ઠૂંઠ, ભીંતપરના સિપાઇ સાથે અબોલ વાતો કર્યા કરતો અને એ ભૂલી જતો તે પેલો રંગીલો સિપાઇ યાદ કરી આપતો.

અને આમ વર્ષો વીતી ગયાં! દિવાનો પણ કેટલાય બદલાઇ ગયા. લાલ હિંગોળી બત્તી, અક્કડજામા, ઢાકાની પછેડી, ભેડે દોત જમૈયો અને તસતસતી ઇજાર નીચે દિલ્હીની મોજડી પ્હેરતા અને ઝીણી નજરે દરેક અરજદારને નખશિખ તપાસી લેતા મુત્સદીઓ, જેનો દિમાગ બ્હારથી નરમ લાગે અને અરજદારો સાથે નમ્રતાથી બોલે છતા રાવરાણાને, નજરથીજ ડારી દેતા આઝમ મુત્સદીઓ-પછી વળી લાંબો કોટ અને પાટલુન ચડાવી, માથે પુનાશાહી બ્રાહ્મણિયાં બત્તી પ્હેરેલા અને દરેક અરજદાર સામે ચશ્માં માંથી જોતા અને મુછના છેડા હોઠ વચ્ચે દબાવી વિચાર કરતા, ઑફિસધારાવાદી ભાઉસાહેબ મુત્સદીઓ—છેવટે એજન્સીના સાહેબ જેવાજ લિબાશમાં રાજ થઇ શિરસ્તેદારને રજીસ્ટ્રાર કહેતા અને ચિટનીસને સેક્રેટરી કહી બોલાવતા સાહેબ મુત્સદીઓ-સહુ આવી ગયા પણ કોઇએ પેલા ઠૂંઠ અરજદારને મુલાકાત આપી નહિ. હવે તો એના અંગ થાકયા હતાં તેથી પણ વધારે તેની હિમ્મત થાકી હતી અને સાથે સાથે એના સિપાઇ દોસ્ત ઉપરથી પણ રંગીલાં પોપડાં ઉખડવા માંડયાં હતાં.

આખર એક સ્હવારે એ રાબેતા મુજબના સવાલ જવાબ કરી પોતાના દોસ્ત પાસે જઇ બેઠો. આજે એનામાં બહુ ફેરફાર દેખાવા

લાગ્યો. એની આંખોએ ઝાંખપ વળી ગઇ લાગી. ભીંતપરનો એનો રંગીલો દોસ્ત હવામાં ગૂમ થતો લાગ્યો: આવજાવ કરતા ચપરાશીઓ ધુમાડાના બનાવેલાં પૂતળાં હોય એમ દેખાવા લાગ્યા. એનું માથું કાંધ ઉપર ડોલવા લાગ્યું અને એના કાનમાં પેલા ભીંતપરના દોસ્તનો સ્પષ્ટ અવાજ સંભળાયો "સાલામ ભાઈ, હું અને તું અંદર બેઠકમા પ્હોંચવાને સરજ્યલાજ નથી!"

આનું આ વાક્ય વારંવાર એના મગજમાં ઘૂમી રહ્યું અને એના હાથમાંથી પડી ગયેલી લાકડીના અવાજથી દોડી આવેલા ચપરાશીઓએ એનું શરીર ઝાલી લીધું.

એજ પળે દફતરમાં રોન પર નીકળેલા નામદાર દિવાનસાહેબ ત્યાં અકસ્માત્ આવી ચડયા.

ચપરાશીઓએ બુઢ્ઢાને દિવાનસાહેબના માન ખાતર ઉભો કરવા માંડયો અને એના પગ જમીન પર સુવેલી ડાળ પેઠે લટકતા મેલી એને બગલમાંથી ઉંચો કર્યો

'અલ્યા તું કોણ છે, ત્હારૂં નામ શું?' દિવાનસાહેબે પુછ્યું, અને મૃત્યુમુખેથી પણ એના પ્રશ્નનો ઉત્તર મળવો જોઇયે એવી અદાથી ઉભા રહ્યા.

તે ઝેરના હોઠ ઉઘડયા અને બીડાયા–ફરી ઉઘડયા અને કંઇ ગણગણાટ થયો "પ્રજા–પ્રજા............" અને એ વધુ ન બોલી શકયો.

'શું–પ્રજા–પછી શું' દિવાન સાહેબે શિરસ્તેદાર તરફ ફરી પુછ્યું–' પ્રજા એટલે કોણ?

'સાહેબ, હું નથી ઓળખતો. એ નામનું કોઇ પણ અરજદાર આપણે દફતરે નથી..........' શિરસ્તેદારે કહ્યું.

× × × ×

રાહ જાતી ગાડીમાં બેસી દિવાનસાહેબ પધાર્યા, એટલે તુરતજ લાકડી અને પછેડી હાથમાં લઇ શિરસ્તેદારે હુકમ કર્યો "જુઓ છો શું, મરી જાય તે પ્હેલાં બ્હાર કાઢો, નહિ તો દોઢી અભડાવશે".

છતાં બીજે દિવસે દોઢીને ઘણાં વર્ષે ચૂનો દેવાડયો અને પ્રજા સાથે વર્ષોથી સહાનુભૂતિ દેખાડનાર પેલા રંગીલા સિપાઇનું અસ્તિત્વ પણ નાબૂદ થયું.

મણિલાલ કલ્યાણરાય વોરા

# આપણા ચિરંજીવી રાસ

નાની નાની બોધદાયક વાતોને, સુંદર ભાષા તથા શૈલીમાં ગરબા કે રાસમાં ગૂંથી આપણી સ્ત્રીઓને કણ્ઠે અર્પનાર દરેક જણ ખરો રસિક કહેવાય.

સંગીતને કંઇક અન્યતર સ્થાન આપવા છતાં, સંગીત કળાની નજરે પણ રાસ અને ગરબાનો હેતુ મર્યાદિત થતો નથી. પણ દરેક ગરબામાંથી ઝરતો મીઠો ભાવ ગાનાર તથા સાંભળનાર પર સચ્ચોટ સંસ્કાર તથા છાપ પાડે એ ગરબાનું મુખ્ય અંગ ગણાય.

જ્યારે પુર્ણિમાનો ચંદ્ર સોળે કળાથી ખીલી રહ્યો હોય, આજુબાજુ બીજી કોઇ જાતની ખલેલ ન હોય, ત્યારે મીઠી હલકે ગવાતા રાસડાઓની અને તાલબદ્ધ નુપૂર ઝણકારની કલાસંવિધાનની શક્તિ કોણે નહિ અનુભવી હોય? હજુ તો એક બે દાયકાનીજ વાત. ગ્રામ્ય બલિકાઓ ટોળે મળીને ચાંદનીમાં રાસડા લેતી એક અગ્રણી થતી અને બીજી બધી ઝીલતી. તે વખતે આજુબાજુનું વાતાવરણ કેવી મીઠી સુંદરતાથી ભરાતું હશે એ કલ્પવું પણ આજના શ્હેરી-જીવડાઓની શક્તિ બ્હાર બની ગયું છે. કમનસીબની વાત છે કે એ સુંદર આનન્દ આપણા જીવનક્રમમાંથી નાશ પામ્યો છે અને તેની સાથે સંગીત કળાની પણ સ્ત્રી સમાજમાંથી પડતી દેખાય છે. હજી આછાં આછાં સ્મરણો કોઇક કોઇક ભાગમાં જોવામાં આવે છે. ફરક એટલોજ છે કે હમણાંના ગરબાઓમાં શબ્દ અને ભાવના ફેરફાર સાથે આજના કવિઓનો પ્રચાર વધારે દેખાય છે.

આજના રાસ કર્તા કહો તો મુખ્ય બે નામ–કવિ નાનાલાલ તથા સ્વ. કવિ ખોટાદકર. નાનાલાલના 'નાના નાના રાસ" તથા ખોટાદકરની "રાસ તરંગિણી" એ ચિરંજીવી કૃતિઓ છે અને આ વિષયમાં નાનાલાલ તથા ખોટાદકરનાં નામ સાથે કેશવ શેઠ તથા રાયચૂરાને યાદ નહિ કરીએ તો તેમને અન્યાય કર્યો ગણાશે. છતાં એ બધાંથી જુદી ભાત પાડતું પ્રકાશન તો શ્રીયુત મેઘાણીનું છે

રાસમાળાઓના કર્તાઓએ કેટલું બધું કર્યું કહેવાય? તેમનાં રસિક હૃદયોએ કેટલાએકનાં મનો રસિક બનાવ્યા હશે! કેટલાઓને કલ્પનાની પાંખે ઉડાડયા છે!

ખાસ કરીને ખોટાદકરે હિંદુસંસારને કલ્પનાની સુંદર પીંછીથી રંગબેરંગી રંગે ચીતર્યો છે.

"ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ,
એકતો સુહાગી ગગન ચાંદલો રે
બીજો તો સુહાગી મારો વીર જો,
ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ."

એ ગાતાં ગાતાં કેટલીએ ભગિનીઓની છાતી ભાઈ માટેના પ્રેમમાં ગજ ગજ ઉંચી આવતી હશે.

"હો માળીડા, છાબ ભરીને લાવ્ય ફૂલ
આજ મારે પ્રીતમ પધારે ઘેર,
હો માળીડા, આપીશ અમૂલના એ મૂલ,
આજ મારે પ્રીતમ પધારે ઘેર."

એ મધુરકંઠે ગાતી કેટલીએ નવવધૂઓનાં હૈયાં પતિઘેલાં બનતાં હશે! તે સિવાય કુટુંબનાં દરેક અંગભૂતોનો આબેહુબ સરળ ભાષામાં ચિતાર ખડો કરનાર કેટલાએ બીજા રાસો એ બેઉ જણાએ આપણને આપ્યા છે!

"તમને કયી વહુ ગોરી ગમશે હો રાજ,
અચકો મચકો કારેલી.
અમને ફલાણી વહુ ગોરી ગમશે હો રાજ,
અચકો મચકો કારેલી"

એમ ઠેકા તથા તાલ સાથે ગાતી બિનઅનુભવી બાલિકાઓનાં મન પર ભવિષ્ય વિષેની છાપ ઘણી અસરકારક નહિ તોય આલ્હાદકારક તો પડેજ કન્યાને પરણાવી પછી સાસરે વળાવવા વખતે માતાની તેને શિખામણ તથા તે પછી કન્યાનો ત્યાંનો સંસારનો અનુભવ કે જ્યારે, "મનનો માનેલ મળ્યો મોરલો, રૂપાળી રાત" એવી રીતે "રૂપાળી રાત"નું વર્ણન બહુજ અસરકારક છે. સાસૂ નણંદનો નવી વહુ પર આગળથીજ ચાલતો આવતો દ્વેષ તથા વારંવાર અપાતાં મેણાં ટોણાં આપણને હિંદુ સંસારનું ભાન કરાવે છે તેની સાથે નવવધૂનો સર્વે તરફનો સ્નેહ તથા પૂજ્યભાવ પણ અવર્ણનીય છે.

"આજ સ્વપ્નામાં મેં તો ડોલતા ડુંગર દીઠા જો,
ખળખળતી નદીઓ રે અમારાં સ્વપ્નામાં.
ડોલતા ડુંગર એ તો અમારા સસરાજીરે,
ખળખળતી નદીઓ અમારાં સાસુજીરે."

વગેરે વગેરે. પૂજ્યભાવ સાબીત કરે છે. તે ઉપરાંત તેનાં મહિયર પક્ષને પણ મૂકી નથી દેતી. ત્યાં પણ ભાઈ ભાભી તરફનો સ્નેહ ઉભરાઇ જાય છે. "મારા વીરાના વંશની વેલ" એવી રીતે પોતાની ભાભીને ઓળખાવે છે. કુટુંબવર્ણન ઉપરાંત અન્ય નૈસર્ગિક વર્ણન સુંદરતા તથા મીઠાશનો અનુભવ આબેહુબ કરે છે.

સારાંએ જગતને શીતળતામાં નિમગ્ન કરતી રૂપેરીચંદા, કાળી પણ કામણગારી કોકિલાના ટુહૂ ટુહુના ટહુકાર સહિત પુર બહારથી ખીલી રહેલી વસંત, રંગ બે રંગી સુગંધી પુષ્પથી સુશોભિત થએલી લતાઓ તથા ઝીણા ઝીણાં ઝરમર મેહથી આછી આછી છવાએલ

જમીન એ વર્ણને મનુષ્યનાં મનમાં નૂતન ચેતન રેડ્યા વગર રહેજ નહિ. એકદરમાં પણ એકદર માણસ પણ જરા વાર દિઙ્મૂઢ બની જાય, સિવાય કે જેમણે શહેરી જીવનમાં રહી આનો અર્થ સમજવાની શક્તિજ ગુમાવી હોય.

સ્ત્રી વર્ગને કોલેજનું, યુનીવરસીટી શિક્ષણ આપવાની તરફેણમાં ઘણાઓ મ્હેનત કરી રહ્યાં છે પણ આ વિષે બહુજ ઓછા બોલે છે એ આશ્ચર્યકારક છે. યુનીવરસીટી શિક્ષણ સ્ત્રીઓ માટે વ્યાજબી છે કે નહિ એ ચર્ચવું અત્રે અસ્થાને છે પરંતુ હમણા તો એટલુંજ કહી. શકાય કે રાસ તથા સંગીત તરફ દુર્લક્ષ રાખવું એ જીવનમાંથી રસિકતાના સમળા વિનાશ તરફનું પ્રથમ પગથીઉં છે.

પરંતુ આ પ્રશ્ન કેવળ સ્ત્રી મંડળીનોજ નથી. પુરૂષોમાથી પણ સમૂહસંગીત Mass Singing નો લોપ થયો છે એ એક આવશ્યક અંગનો ઉચ્છેદ થયો છે એમ કહેવામાં અનિશયોક્તિ નથી. નવરાત્રની ગરબીઓમા તાલ લેના પુરૂષોની જાત હવે નાશ પામવા માંડી છે એ ખરેખર શોચનીય છે.

રાસ એ એક પ્રકારનં-બહુ ઉંચા પ્રકારનં-નૃત્ય છે. આજે જ્યારે નવાં નવાં નામો નીચે નૃત્યકલા ફરી દેખાવ દેવા લાગી છે અને અંગના સ્વાસ્થ્ય અને સૌન્દર્ય માટે Rythmical Exercisesની વાતો પારકા દેશમાંથી આયાત કરવામાં આવે છે ત્યારે આપણા સ્ત્રી પુરૂષોમાંથી અસ્ત પામતા આ રાસમંડળીના રિવાજ ઉપર ફરી ગંભીર ધ્યાન દેવાનો સમય આવી પ્હોંચ્યો છે એ દેખીતું છે.

અને આ પુનર્જીવનની સાધનામાં એક વાત બહુ આગળ પડતી તરી રહે છે. આજ સુધી સ્ત્રીમંડળમાં સર્વતોમુખ પ્રચાર પામેલા રાસડાઓ વિગેરેમાં લૌકિક તત્ત્વ એટલું પ્રબળ હતું કે તેમાં શૈલી, શબ્દો, અને કર્તૃત્વ સુધ્ધાં વિલય પામી ગયું હતું. રહેકડો અમર કૃતિઓના કર્તાને આપણે ઓળખતા પણ નથી. એ રાસડાઓ

સર્વ વર્ગને અને સર્વ શક્તિને એટલા અનુકૂલ હતા કે જે રાસડા ઉત્તમ સંસ્કૃત જાતિના શ્હેરી સ્રીસમાજમાં ગવાતા તેજ સહજ ઉચ્ચારભેદથી માલધારીના નેસડામાં અને ભીલડીઓના કૂબાઓમાં એક સરખા રસથી ગવાતા. આજના રાસ રચનારાઓ પોતાની કૃતિઓ માટે આ વાતમા અભિમાન ન લઇશકે, એ આજના સમગ્ર સાહિત્યનો દોષ આમાં પણ પ્રવેશી ચૂકયો છે એ દેખાડે છે.

અમદાવાદ સાક્ષર પરિષદ વખતે મહાત્મા ગાંધિજીએ કહેલું કે જ્યા સુધી આજની કવિતાઓ કોસિયાના મ્હોયે-નીકળતી ભૂંડી ગાળોને દૂર કરી પોને ત્યાં બીરાજે નહિ ત્યાં સુધી સાક્ષરતા ઉપર સ્વાર્થનું કલંક રહેવાનું. રાસડાઓ માટે તો આ કથન વધારે લાગુ પડતું કહેવાય જે સર્વના હૈયામાં પેશી શકે અને બાલ વૃદ્ધ ભણેલાં કે અજાણ, ઉંચા કે નીચાં સહુ રસિકતા પૂર્વક ઝીલી શકે તેજ રાસડો ઉત્તમ કહેવાય. આ દૃષ્ટિએ મેઘાણીની અમુક કૃતિઓ બોટાદકરની અમુક અને કેશવશેઠની કોઇકજ ઉત્તમ ગણાય. કવિશ્રી ન્હાનાલાલની કૃતિઓમાં અન્ય બધી કળાએ દીપતા ચન્દ્રના કલંક પેઠે એકજ દોષ છે તે એ કે એમના રાસ ભીલડીઓના કૂબામાં સભળાય તે પ્હેલાં એ ભીલડીઓને ઓછામાં ઓછું માર્ગોપદેશિકા સુધીનું સંસ્કૃત તો આવડવુંજ જોઇયે.

નથી લાગતું કે રાસડાઓના સામુદાયિક પ્રચાર માટે અને પુરષોની ગરબીઓને ફરી જોશથી ચાલુ કરવા માટે સાહિત્ય પરિષદે કંઇ નહિ તો દરેક ડેલિગેટને ગરબા ગાવાની ફરજ પાડવાનો વખત આવી ચુકયો છે?

[મીરનું ખૈરપુર ૨૯-૭ ૧૯૨૯]

# સંમતિવય સમિતિ

વડી ધારાસભાએ લગ્નવય અને સંમતિવય વિષેનાં ગૌર બિલને ભણી કહાડવા નીમેલી સમિતિની ભલામણો બ્હાર પડી છે, તે નીચે છાપી છે. આ સમિતિએ ૭૭૩૦ આગેવાન સ્ત્રી પુરૂષોને પ્રશ્નપત્રો મોકલ્યાં હતાં અને દરેક પ્રાન્તમાં પર્યટન કરી ૪૦૦ જાહેર સ્ત્રી પુરૂષોની સુખજુબાની લીધી હતી નાગરિકના પ્હેલા અંકમાં છાપેલા રા. રા. પ્રેમરાય ગૌરીશંકરના લેખના સુચનાઓનો મુકાબલો આ ભલામણો સાથે કરવાથી અમારા એ લેખકની આ વિષયમાં કેટલી ઉંડી નજર પ્હોંચી હતી તે જણાશે.

## નવી ભલામણો

(૧) બાળલગ્નને નાબૂદ કરવા અને તેના અટકાવનો સાર્વત્રિક અસરકારક અમલ કરવા, કન્યા માટે લગ્નની ઉમ્મર ઓછામાં ઓછી ૧૪ વર્ષની રાખવામા આવે જે.

(૨) લગ્નથી જોડાયેલાં છતા, પંદર વર્ષથી નાની વયની પત્ની સાથે પતિ જીન્સી સંબંધ નહિ બાંધી શકે. પત્નીના સંમતિવય ઓછામાં ઓછી ૧૫ વર્ષની જોઇએજ.

(૩) પંદર વર્ષની અંદરની પોતાની સ્ત્રી સાથે જીન્સી સંબંધ ગુન્હો લેખાશે. અને તે કરનારને ઇ. પી કો. ના ૨૦ માં પ્રકરણની કલમો અનુસાર ગુન્હેગાર ગણવામાં આવશે.

(૪) આવા ગુન્હાઓને ' લગ્ન જીવનની ગેરવર્તણુંક ' તરીકે ઓળખવામા આવશે.

(૫) ૧૮ વર્ષની અંદરની અપરિણિત સ્ત્રી સાથે જીન્સી સંબંધ બાંધવો એ ગુન્હો ગણાશે. અપરિણીત સ્ત્રીને માટે સંમતિવય ઓછામાં ઓછી ૧૮ વર્ષની જોઇએ

## આરોપ અને સાશન

(૬) કલમ ૧માં બતાવ્યા મુજબ ૧૪ વર્ષની અંદરની કન્યાના લગ્ન કરવા માટે બન્ને પક્ષોને ક્રી. પ્રો. કોડની કલમ ૧૨૨, ૧૨૬, ૧૨૬ અ અને ૪૦૬ મુજબ જેલ અને દંડની સજા થશે.

(૭) કલમ ૨ માં બનાવ્યા મુજબ, ૧૨ વર્ષની અંદરની પોતાની સ્ત્રી સાથે જીન્સી સંબંધ બાંધવાનો ગુન્હો કરનારને દસ વર્ષની સખ્ત કેદની સજા અને તે ઉપરાંત દંડ થશે ૧૨ અને ૧૫ વર્ષ વચ્ચેની પોતાની સ્ત્રી સાથે જીન્સી સંબંધ બાંધવાના ગુન્હા બદલ સખ્ત અથવા સાદી એક વર્ષની કેદની સજા અને દંડ થશે.

(૮) લગ્નજીવનની ગેરવર્તણુકના કિસ્સામાં નાની ઉમ્મરની પત્ની ૧૫ વર્ષની થતાં સુધી, તેના ધણીએ અગર ધણીના વાલીએ તે બાઇના સ્વતંત્ર આવાસની, ખાનપાનની વગેરે સગવડ કરી આપવી પડશે

(૯) ૧૫ વર્ષની અંદરની કન્યા સાથે લગ્ન થયાં હશે, તો ફરિયાદ થતાં, કોર્ટ એ બાઇની સોંપણી કોઇ આબરૂદાર માણસ યા જાહેર સંસ્થાને કરશે; પછી કોર્ટ અવાર નવાર એ બાઇના વિકાસ, રહેણી-કરણી વગેરેથી વાકેફ રહેશે. એ સંબંધેની હકિકતો પૂરી પાડવાની જવાબદારી એ બાઇને સંરક્ષણમાં લેનાર સંસ્થા યા વ્યક્તિને શિર રહેશે.

(૧૦) આવી બાળાઓને રક્ષણ આપનાર સંસ્થાઓને ઉચિત મદદ, ઉત્તેજન વગેરે આપવું જોઇએ.

## મહશીર

(૧૧) આવા ગુન્હાઓની તપાસ અર્થે સ્ત્રી પોલીસની સ્થાપના થવી જોઇએ. અને સ્ત્રીઓની તપાસ આ પોલીસ મારફત સ્ત્રી ડૉકટરો

દ્વારા થવી જોઇએ અને જ્યાં સ્ત્રી પોલીસ નહિ હોય ત્યાં એ કાર્ય આબરૂદાર સ્ત્રીઓને સોંપવામાં આવશે.

(૧૨) એક વર્ષ વીતી ગયા પછી, આવા ગુન્હાઓની તપાસ નહિ થાય. કોર્ટ એવી ફરિયાદ ધ્યાનમાં નહિ લે.

(૧૩) આ કાયદો અમલમાં મૂકાયે, કોઇપણ માણસ હિન્દુ કાયદા પ્રમાણે ૧૫ વર્ષની અંદરની પોતાની સ્ત્રી સામે લગ્નહક્કના ભોગવટા માટે ફરિયાદ નહિ કરી શકે.

## ઉમ્મરના પુરાવા

(૧૪) સરકારી દફતરોમાં ઉમ્મરની નોંધ રહેશે.

(૧૫) આ વ્યવસ્થાની જવાબદારી હિન્દી સરકારનું કારોબારી ખાતું ઉપાડી લેશે

(૧૬) બાળકનો જન્મ થતાની સાથે તેની સાચી તારીખની નોંધ સ્થાનિક અધિકારી પાસે એ બાળકના વાલીઓએ કરાવવી પડશે

(૧૭) બાળકના જન્મ પછી, જો તે જીવતુ રહે તો. એક વર્ષની અંદર તેના નામની ખબર પણ કરવી પડશે

(૧૮) લગ્ન થતી વેળા લગ્ન તારીખ, સ્ત્રી પુરૂષની ઉમ્મર વગેરે હકિકતની નોંધ છાપેલ ફોર્મમા સ્થાનિક અધિકારી મારફત સરકારી દફતરે ચડાવવી પડશે

(૧૯) સ્થાનિક અધિકારીના દફતરે જન્મ અને લગ્નની નોંધ ચડયા પછી, અધિકારી વગર ફીએ તે સંબંધના પ્રમાણપત્રો આપશે.

## પરચુરણ

(૨૦) લગ્નના અને સંમતિના આ નવા કાયદાને વધારેમાં વધારે પ્રસિદ્ધિ આપવાને અને આ સંબંધમાં પ્રજાસમૂહને જ્ઞાન આપવાને બરાબર પગલાં લેવા જોઇએ.

(૨૧) પુરૂષો અને સ્ત્રીઓમાં સામાન્ય જ્ઞાન પ્રચારવાને અસરકારક માર્ગો યોજવા જોઇએ.

# નોંધ

કુમારી વિનોદિની નીલકણ્ઠ બી. એ. વધુ અભ્યાસ માટે અમેરિકા સિધાવ્યાં છે. સારાં ગુજરાતનાં સ્ત્રીજગતની પ્રગતિમાં પ્રથમ પગલાં માંડનાર માતાની કુખ ઉજાળનાર બ્હેનોમાં, પ્રતિપર્વરસોદયઃ એ કથન વાસ્તવિક કરનાર વિનોદિનીબ્હેનને, નાગરિક અન્તઃકરણ પૂર્વક ધન્યવાદ અર્પે છે. નાગરિકના આવતા અંકમાં આ બ્હેનની છેલ્લામાં છેલ્લી છબિ પ્રગટ થશે.

અ. સૌ વિનોદ રમણલાલ યાજ્ઞિક બી. એ. પતિ સાથે વધુ અભ્યાસ માટે ઇંગ્લેન્ડ ગયાં છે. "સ્મિતભરી સહચરી"નાં સ્વપ્ન જોનાર કવિનો આદર્શ આવા સહચારથી ફલિત કરનાર આ દંપતિની શુભપ્રવૃત્તિનો નાગરિક વિજય પ્રાર્થે છે.

બંધારણ વિમર્શક સમિતિની વરણી માટે મળેલા મતોથી નીચે ગણાવેલાં નામો વધુમતે ચૂંટાયાં છે.

| | |
|---|---|
| **આનન્દશંકર ધ્રુવ,** | **પુરુષોત્તમરાય ઝાલા,** |
| **સર લલ્લુભાઇ,** | **રામપ્રસાદ બુચ,** |
| **ગુલાબરાય છાંયા,** | **ગુલાબરાય દેશાઇ,** |
| **હિમતલાલ અંજારિયા,** | **નથનસુખલાલ પંડ્યા,** |
| **ત્રિભુવનદાસ રાણા,** | **માનશંકર મ્હેતા,** |
| **સરદાર પાઠકજી,** | **રાજેન્દ્ર દલાલ,** |

મુંબઇ મંડલના પ્રતિનિધિઃ **દલપતરામ અંજારિયા** અમદાવાદ મંડલના પ્રતિનિધિ **ડૉકટર માંકડ** ઍમ. ડી. બીજાં મંડલોના જવાબ ફરી વળે સમિતિનું કાર્ય શરૂ કરવામાં આવશે

.........

# વારસાહક્ક અને સ્ત્રીઓ

હિન્દુ સંયુક્ત કુટુમ્બમાં સ્ત્રીઓના બે પ્રકાર છે. કુટુમ્બમાં જન્મેલો પુત્રીવર્ગ અને પરગોત્રમાંથી આવી કુટુમ્બમાં માનપદ ઉજાળનો વધૂવર્ગ. આ ગોત્રસમાસ એટલો તો અખણ્ડ અને નિતાન્ત છે કે વારસાહક્કના કાયદામાં કુટુમ્બનું એકજ અંગ ગણવામાં આવ્યું છે: તે આ વધૂવર્ગ! પુત્રીઓ પરણીને પરગોત્રમાં સમાસ લે એટલે એ તો પર કુટુમ્બનું અંગ લેખાય છે. અને વિભક્ત હક્ક ભોગવતા અપુત્ર હિન્દુની પુત્રીઓજ મૃત પિતાનાં ધનનો હિસ્સો મેળવી શકે છે. જો પિતા જુદો ન થયો હોય તો સંયુક્ત કુટુમ્બમાં પુત્રીઓને પિતાની કમાણી ઉપર કે એના મૃત્યુશિષ્ટ ધન ઉપર કશો વારસા હક્ક નથી. વળી જો પિતા વિભક્ત હોય, છતા એ પાછળ પુત્ર મૂકી ગયેલ હોય તો પુત્રીઓનો હિસ્સો રહેજ નહિ. અને જાણે પિતા સંયુક્ત કુટુમ્બમાંજ હોય એમ પુત્રીઓ બાતલ રહે છે. સંયુક્ત કે વિભક્ત કુટુમ્બમાં એકથી વધારે પુત્રો હોય યા પૌત્રો હોય તો પણ એ ભાઇઓ ફરી વિભક્ત થતાં બધું ધન પુત્રો વચ્ચેજ સરખે હિસ્સે વ્હેંચાઇ જાય છે અને પુત્રીઓને એ વ્હેચણીમાંથી બાતલ રાખવામાં આવે છે.

પુત્રીઓનો કૌટૂમ્બિક ધનમાં હક્ક માત્ર એટલોજ રહે છે કે જ્યાં સુધી લગ્નદ્વારા પરગોત્રમાં એનો સમાસ ન થાય ત્યાં સુધી એનું ભરણ પોષણજ પૈતૃકઘર-પિયર-માં થાય. લગન થયા પછી વૈધવ્ય કે અન્ય કારણથી પુત્રી નિરાધાર થાય તો પણ પિયરમાં એ બટકુ રોટલો કે અંગ ઢાંકવાને ચિંથરૂ પણ હક્કનીરૂએ માગી નજ

શકે. પિતાના મૃત્યુને સમયે જો પુત્રીનાં લગ્ન ન થયાં હોય તો પિતાને ખરચે એ લગ્ન થવાં જોઇયે એટલોજ બોજો પિતાના ધન ઉપર રાખવામાં આવેલ છે સંયુક્ત કુટુમ્બમાં પુત્રીવર્ગ વિષે આમ સ્થિતિ છે.

વધૂવર્ગ જે હિન્દુ કુટુમ્બમાં કુટુમ્બિનીનું પદ ભોગવે છે તેની સ્થિતિ પણ વધારે સારી તો નથીજ. સંયુક્ત કુટુમ્બમાં વધૂવર્ગને ભરણ પોષણનોજ હક્ક મળે છે. સંયુક્ત કુટુમ્બનો ભલે એકજ કમાનાર અને ધન મેલી જનાર હોય પણ એના મૃત્યુ પછી એની વિધવા માત્ર આજીવન ભરણ પોષણજ પામે. જો કે એના પતિએજ સંયુક્ત કુટુમ્બના ધનની પાઇયે પાઇ જાત કમાઇથી મેળવી હોય તો પણ એની વિધવા તો ખાવાનું અને અંગ ઢાંકવાનુંજ હક્કનીરૂયે માગી શકે. બાકીનું ધન અવશેષ રહેલા બીજા પુરુષ કુટુમ્બિઓ ભોગવે અને છુટા થાય તો વિધવાનો બંદોબસ્ત કરી સરખે હિસ્સે વ્હેંચી લ્યે.

આમાં એક વિચિત્ર ગૂંચ મૂકવામાં આવી છે. ગત થનાર પતિ જો સંયુક્ત કુટુમ્બને પૈસે કેળવણી પામેલા હોય છતાં એ કેળવણીના પરિણામરૂપે કરવો જોઇતો ધંધો ન કરતાં કોઈ બીજા ધંધાએ સંપત્તિ પ્રાપ્ત કરે તો આજના કાયદાનીરૂયે સંયુક્ત કુટુમ્બમાં હોવા છતાં એ કમાણીની વ્યવસ્થા તે પોતાની ખુશી મુજબ કરી શકે છે, એટલે પોતાની વહુને સ્ત્રીધન તરીકે કંઇ આપી શકે.

પોતાની પત્નીને જો વૈધવ્યની અભાગી દશામાં સ્વતંત્ર રાખવા ઇચ્છતો હોય તેણે તો શરૂઆતથીજ વિભક્ત થઇ સ્વોપાર્જીત ધન સંચય કરી તેમાંનો સારો જેવો હિસ્સો પત્નીને અથવા પુત્રીઓને જીવતે આપીદેવો પડે એવો સંચો આજના કાયદામાં યોજાયો લાગે છે. સંયુક્ત કુટુમ્બની સંસ્થાને પાછી પાડવામાં આ કાયદો અમુકઅંશે જવાબદાર લેખાય તો નવાઇ નથી.

આ વિષયમાં સ્ત્રીઓની પરતંત્રતા કેટલી ભયંકર છે તેનો ઇતિહાસ તો કોર્ટોમાં આવતા કિસ્સાઓનો અભ્યાસ કરવાથીજ સમજી શકાય.

થોડાંક વખત પ્હેલાં શ્રીયુત જયકર બારિસ્ટરે આવો એક કિસ્સો કહી સંભળાવ્યો હતો. એક વિધવા યાત્રાર્થે ગયેલ અને એની યાત્રાનો ખર્ચ એના મૃત પતિની મિલકતમાંથી અપાય કે કેમ એવો પ્રશ્ન ઉભો કરવામાં આવ્યો હતો. આ ઉપર અનેક પ્રમાણો અને પૂર્વેતિહાસો તપાસતાં એમ જણાયું કે જો 'વિધવા પોતાના મૃત પતિના આત્માના હિતાર્થે યાત્રાએ ગયેલ હોય તોજ એ ખર્ચ પતિની મિલ્કતને ખાતે ઉધારી શકાય: પણ જો એ સ્ત્રી પોતાના આત્માના કલ્યાણ માટેજ યાત્રાએ ગઈ હોય તો એ ખર્ચ એને પોતાને શિર રહે' કાયદાની આ બારીકીનો ઉપયોગ કરવા માટે દરેક વિધવાએ પતિના નિમિત્તેજ યાત્રા કરવી પડે. કાતો પોતના ઔરસ યા દત્તક પુત્ર કે અન્ય વિહિત છોકરા દ્વારા પતિના શ્રાદ્ધના નિમિત્તે યાત્રા કરે, યા પતિનાં ફુલ પધરાવવાને નિમિત્તે યાત્રા કરે, વિગેરે બારીઓ શોધે તોજ કાયદો એને યાત્રાનું ખર્ચ અપાવે. નહિ તો પલ્લું વેંચીને યાત્રા કરવી હોય તો કરે !

આવોજ કાયદો પ્રથમથી હતો એમ સમજવાની કોઇ ભૂલ ન કરે. અનેક સ્મૃતિઓમા સ્ત્રીની સ્વતંત્ર કમાણી અને હકના ઉદાહરણો અપાયાં છે. રૂપથી, ગુણથી, અન્યરીતે કોઇને પ્રસન્ન કરી જે મેળવે, પોતાની સ્વત મ્હેનતથી જે મેળવે, કલાના વ્યવહારથી જે મેળવે તે સઘળું ને વિધવા સ્ત્રીનુંજ ધન મનાતું. પણ સાર પછી પ્રિવી કાઉન્સિલના એક ફસલાથી આ ધન પણ વિધવા ન ભોગવી શકે એમ ઠેરવવામાં આવ્યું છે. પ્રિવિ કાઉન્સિલે એમ ઠરાવ્યું છે કે "હિન્દુઓનાં શાસ્ત્રો જોતા એમ લાગે છે માટે ઠરાવવામાં આવે છે કે પતિના મૃત્યુ પછી હિન્દુ વિધવાએ તો પોતાના પતિની સ્મૃતિ અખણ્ડ રીતે સાચવી રાખવાનુંજ કાર્ય કરવુ અને સાધુજીવન જીવવું જે જીવન માટે માત્ર થોડુંકજ ખર્ચ લાગે અને તેટલુંજ ખર્ચ એ મેળવી શકે."

ખરૂં જોતાં અઢળક ધન ઉપર મ્હાલનારી સ્ત્રી પણ દૈવયોગે વિધવા બને તો સંયુક્ત કુટુમ્બના ધોરણે અને કાયદાની દ્રષ્ટિએ એકાદ

રોટલો અને પાતળી છાશજ એ માગી શકે, અને એ સંયુક્ત ધનનો ભોગવટો તો ભલે દૂરના પણ પુરૂષ સમ્બંધીનેજ મળે.

સધવા સ્ત્રીઓ માટે પણ કાયદો કઇ વધારે નરમાશ નથી બતાવી શકતો. પ્રથમ તો હિન્દુઓની અનેક નાતોમાં હજુ બહુપત્નીત્વનું ભૂત દહાડે દહાડે વધતુંજ જોવામાં આવે છે. આને લીધે સધવા અને વિધવા સ્ત્રીઓની સ્થિતિ કુટુમ્બમાં વધારે કફોડી થઇ રહી છે. આની સાથેજ એક બીજો ધારો પણ સમાજને નુકશાન કરી રહ્યો છે, તે દત્તકલેવા સંબંધી છે. પુરૂષ સમ્બધીઓમાંથીજ દત્તક લેવાય, પછી ભલે દત્તક લેનાર મા કરતા ઉમ્મરે બમણો હોય તોય ચાલે. પણ પુત્રીના પુત્રને દત્તક ન લેવાય એ કાયદો અનેક કિસ્સાઓમાં પ્રચલિત મનાયો છે.

આતો આજની સ્થિતિની ઝાંખી રૂપરેખા છે. સહુકોઇ ધર્મથી ચાલતા હશે એવા અસંભવિત લાગતા સત્યયુગમાં ભલે આજના ધારાએ સુખ વેર્યાં હોય, પણ જ્યારે સર્વત્ર કુટુમ્બો સ્વાર્થમાજ મચ્યાં રહેલા દેખાય છે ત્યા હિન્દુ સમાજમાં આ ભયંકર અન્યાય સાંખી લેવાનો સમય ગયો છે એ સહુ સમજી લે એમાજ સમાજનું કલ્યાણ છે.

"સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય મળવું જોઇએ. વારસા હક્કમાં શાસ્ત્ર આડે આવે એ જોતાં એ શાસ્ત્ર નહિ પણ પાખંડ છે. દેશને મુક્ત કરવા માગતા માણસોએ સ્ત્રી સ્વાતંત્ર્યનો વિરોધ કરતાં શરમાવું જોઇએ. એવા માણસો દેશભક્ત નહિ પણ દેશદ્રોહી છે. લક્ષાધિપતિની પુત્રીને પાઇ ન મળે એ કયાંનો ન્યાય? દરેક સ્ત્રીને કમાઇ તેમજ વારસાનો હક્ક મળવો જોઇએ. સ્ત્રીઓ કમાય તેમાં સ્ત્રીઓના કયો આદર્શ નષ્ટ થાય છે એ સમજી શકાતું નથી.

......સ્ત્રીઓને પોતાને થતા અન્યાય સાલે નહિ એ આપણું દુર્દૈવ છે. ઘોર અન્યાય સામે જાગૃતિ જેવું કશુંયે જણાતું નથી. આ સ્થિતિ માટે પુરૂષો જવાબદાર છે. દરેકને ગુલામડી જોઇએ એ સ્થિતમાં સ્ત્રીઓનું માનસ કેમ સુધરે? —સૌ. સરોજીની મ્હેતા

# વિવાહસંસ્કાર

[અશ્વલાયનનાં ગૃહ્યસૂત્રો પ્રમાણે]

[કંડિકા સાતમી]

**હવે, ખરેખર, જૂદા જૂદા રિવાજો જનપદમાં અને ગ્રામમાં હોય છે. તેને વિવાહમાં પાળવા. ૧**

ટીકાઃ—જનપદ અને ગ્રામના અર્થ કરવાની અહિં જરૂર છે. સાધારણ રીતે જાનપદ અને પૌર વચ્ચેનો તફાવત તો હવે સમજાઈ ગયો છે. રાજધર્મનાં વર્ણનોમાં જાનપદને પૌરથી વિશિષ્ઠ ગણેલ મળે છે. ત્યાં પૌર એટલે શહેરને લગતું અને જાનપદ એટલે સાધારણ જનો જ્યાં રહેતા હોય તે પ્રદેશને લગતું એમ થાય.[1] પણ અહિં જનપદને ગ્રામની વચ્ચે કંઇક તફાવત સૂત્રકાર સમજતા લાગે છે. ભાષાન્તરકાર ઓલ્ડનબર્ગ જનપદ એટલે 'દેશો' અને ગ્રામ એટલે 'ગામડાં' લે છે. એમ લાગે છે કે જૂદા જૂદા પ્રાન્ત અને દેશમાં રીતરિવાજો જૂદા હતા એટલુંજ નહિં પણ તે તે દેશ અને પ્રાન્તમાં પણ ગામ ગામ પ્રમાણે કંઇક ફેરફારો વિધિમાં રહેતા, એવું સૂત્રકાર સૂચવે છે.

**જે (બધાને) સમાન છે તે અમે કહીશું. ૨**

૧ આને માટે જુઓ Jayaswal: Hindu Polity

અગ્નિની પશ્ચિમે ઘંટીનું પડ, અને ઇશાનમાં પાણીનો ઘડો મૂકીને, (કન્યા વરને) અડકી રહે ત્યારે (બલિ) હોમાને, વર, પોતે પશ્ચિમાભિમુખે ઊભી, પૂર્વાભિમુખે ઊભેલી કન્યાનો અંગુઠો માત્ર, "તારો હાથ સૌભાગ્ય માટે લઉં છું"[2] એ મંત્રથી લેવો, જો એમ ઇચ્છે કે મને પુત્રોજ થાય તો. ૩. પુત્રીઓની ઈચ્છા-વાળાએ માત્ર આંગળીજ. ૪. બન્નેની ઈચ્છાવાળાએ અંગુઠા સહિત ચત્તો હાથ. ૫

ટીકાઃ—ઓલ્ડનબર્ગ અહિં વર્ણવેલ વિધિ શાંખયનગૃહ્યસૂત્ર (૧, ૧૩, ૨, અને પછી)માં છે તેની સાથે સરખાવે છે. તે આ છેઃ "હું તારો હાથ સૌભાગ્ય માટે લઉં છું" એમ કહી, તે (વર) પોતાના જમણા હાથે તેનો જમણો હાથ, અંગુઠા સહિત, બન્ને હાથ ચત્તા રહે તેમ લે છે. ત્યારે તે ઊભો હોય અને તે બેઠી હોય. વર પશ્ચિમાભિમુખે ઊભે જ્યારે કન્યા પૂર્વાભિમુખે બેસે. (૧, ૧૩, ૨,) ઉત્તરમાં એક પથ્થર મૂકવાનું શાંખા. ગૃ. (૧, ૧૩, ૧૦,)માં કહ્યું છે પારસ્કર ગૃહ્યમાં આ પાણિગ્રહણની ક્રિયા લાજાહોમ પછી ગણાવી છે. તે આમઃ

"પછી તે, તેનો જમણો હાથ અંગુઠા સાથે પકડે છે આ મંત્રથી,—" (૧, ૭, ૩,) પારસ્કરમાં પણ અગ્નિની ઉત્તરે પથ્થર રાખવાનું કહ્યું છે. (૧, ૮, ૧.)

ખાદિરગૃહ્યમાં જરા ફેર છેઃ

વરે, કન્યાની પછવાડે થઇ, દક્ષિણે ઊભી, કન્યાનો હાથ પકડવો." (૧, ૩, ૧૭). ૧, ૩, ૧૯ માં ઘંટીનું ઉપલું પડ અગ્નિની પશ્ચિમે રાખવાનું કહ્યું છે.

ગોભિલગૃહ્યમાં આમ છે.

"વર કન્યાની પછવાડે જાય છે, દક્ષિણે ઉત્તરાભિમુખે ઊભે— છે અને કન્યાના જોડેલા હાથ પકડે છે." (૨, ૨, ૨)

હિરણ્યકેશીગૃહ્યમાં અશ્વલાયન પ્રમાણેજ છે. (૧, ૬, ૨૦, ૧) આપસ્તમ્બ પણ અશ્વલાયન પ્રમાણેજ કહે છે માત્ર વરનો હાથ ઉંધો અને કન્યાનો ચત્તો હોવા જોઇએ એટલો ફેર નોંધે છે. (૨, ૪, ૧૧.)

૨ ઋ. ૧૦, ૮૫, ૩૬.

અહિં, બીજા દેશોમાં પણ પાણિગ્રહણની પ્રથા બહુ ચાલુ છે તે નોંધવું જોઇએ. ઇન્ડો-યુરોપીઅન લોકોમાં તો તે ઘણા જૂના કાળથી પ્રચલિત છે. આબીસીનીઆમાં, વરવધૂ આંગળીઓ સાથે અડાડે છે. સકાઇ લોકોમાં પણ એમજ થાય છે. (વધુ માટે જુઓ વસ્ટમાર્ક ભા. ૨ પૃ. ૪૩૯.)

આ રિવાજનાં કારણોની વિચારણા કરતાં વેસ્ટમાર્ક લખે છે: The joining of hands may undoubtedly be an expression of several different ideas. By the *dextrarum junctio* the bride came under the *manus* of the husband, or was "handed over" to him. The joining of hands is also from early times the outward sign of a troth that two persons give to each other: *Handschlag, Hand in Hand geloben, Handgelübde,* are familiar legal phrases in Germany. But it is obvious that the rite in question very frequently at least is a symbolic act of union; and this may be the case even when it is something else besides."[૩] પાણિગ્રહણ act of unionનું ચિહ્ન છે એમ વેસ્ટમાર્ક માને છે. પાણિગ્રહણ ઉપરાંત બીજા રિવાજોમાં ખાસ જાણવા જેવા આ છે: સિંહાલીઝ લોકોમાં વરવધૂના અંગુઠા બાંધવામાં આવે છે. આજ પ્રમાણે વેસ્ટમાર્ક આપણાંમાં પ્રચલિત છેડાછેડીને પણ સમજાવે છે. એમ લાગે છે કે પાણિગ્રહણમાં કે છેડાછેડીમાં act of unionની ગંધ પણ નથી. ઉપર ઉતારેલા ફકરામાંનું પહેલું કારણજ સત્ય લાગે છે. કન્યાનો

૩ વેસ્ટમાર્ક ભા. ૨. પૃ. ૪૪૦

વડિલ, કન્યા વરને આપે ત્યારે તેનો હાથ ઝાલી વરના હાથમાં મૂકે તેથી બીજું શું સ્વાભાવિક હોય? એમાં બીજો કંઇ અર્થ કે હેતુ જોવો તે નકામું છે. વળી છેડાછેડી અને પાણિગ્રહણનો એકજ હેતુ હોય તેમ પણ નથી લાગતું. 'હવેથી આ કન્યા તને સોપું છું' એવા આંતરિક વિચારનું બાહ્ય ચિહ્ન તે પાણિગ્રહણ અને વરવધૂ વચ્ચે હાર્દિક અને માનસિક ઐક્ય થઈ રહે એ વિચારનું બાહ્ય ચિહ્ન તે છેડાછેડી.

**જમણી તરફ રહે તેમ, અગ્નિ એને જલકળશને ત્રણવાર ગોળ ફરીને તે (વર) જપે છેઃ "એ હું છું, તે તું છો, તે તું છો, એ હું છું. હું દ્યૌ, તું પૃથિવી, સામ હું ઋચા તું, તે આપણે બે પરણીએ, પ્રજા ઉત્પન્ન કરીએ (એક બીજાને) પ્રિય, પ્રકાશિત, સારાં મનવાળાં આપણે બે સો વર્ષ જીવીએ.[૪]" ૬**

**ટીકાઃ**—પ્રદક્ષિણા વિશે શાંખાયન (૧, ૧૩, ૪, ૯, ૧૩), ખદિર (૧, ૩, ૨૪), પારસ્કર (૧, ૫, ૧; ૧, ૬, ૩), ગોભિલ [૨, ૨, ૮], હિરણ્યકેશી [૧, ૬, ૨૦, ૪], આપસ્તમ્બ [૨,૫, ૧] બધા એકમત છે. તેના ક્રમમાં કયાંક ફેર છે પણ પ્રદક્ષિણા ફરવામાં તો બધા માને છે. બોલવાના મંત્રોમાં પણ કયાંક ફેર છે.

અગ્નિની પ્રદક્ષિણા કરવાનો રિવાજ, પ્રાચીન રોમમાં. ક્રોટ લોકોમાં, જર્મનીના કેટલક ભાગોમાં, અને આફ્રિકાનો કેટલાક ભાગોમા પ્રચલિત છે. આ રિવાજના હેતુ માટે Dr. Jochelson લખે છે: "It symbolises the acceptance of the bride into the family cult which the hearth represents." પણ વેસ્ટર્માર્ક લખે છે: "But I doubt that these explanations disclose their original meaning in full. They seem too similar to other fire rites which obviously serve a purificatory purpose, to be dissociated from chem.". પણ આજ સુધી હિન્દુસ્થાનમાં ચાલતા આ વૈદિક રિવાજને, તે વખતે

૪ અર્થવવેદ: ૧૪, ૨, ૭૧.

બોલાતા મન્ત્રો સહિત ધ્યાનમા રાખતાં તો એમ લાગે છે કે તેનો મૂળ હેતુ કદાચ હલકા ભૂત પ્રેતના કે એવા વ્હેમો દૂર કરવાનો હોય તો કોણ જાણે. પણ વૈદિક અને ગૃહ્યસૂત્રના સમયે તો અગ્નિનું સ્વરૂપ એટલું તો દૈવી ગણાતું કે વરવધુ સુન્દર જીવન ગાળવાના સંકલ્પ તેની સમીપ કરતા. દેવની સાક્ષીએ–અગ્નિ, સૂર્ય અને બ્રાહ્મણની સાક્ષીએ–થએલુ કામ મક્કમ આજે પણ ગણાય છે

**ફેરવી ફેરવીને [દર વખતે] પથ્થર ઉપર ચડાવે છે " આ પથ્થર ઉપર ચડ, પથ્થર પેઠે તું સ્થિર થા. દુશ્મનની સામે થા. શત્રુની સામે મક્કમ રહે." એ મંત્રથી ૭.**

ટીકા:—આ રિવાજ બધાં ગૃહ્યસૂત્રોને માન્ય છે. શાખા (૧, ૧૩, ૧૨), પારસ્કર (૧, ૭, ૧), ખાદિર [૧, ૩, ૧૯], ગોભિલ [૨ ૨. ૩]. હિરણ્યકેશી [૧. ૬ ૨૦ ૮]. આપસ્તમ્બ (૨, ૫. ૩. ).

ત્રીજા સૂત્રમાં જે ઘંટીનું પદ કહ્યુ છે અને જેના ઉપર અહિં કન્યાને પગ મૂકવાનું કહ્યુ છે તેને માટે મૂળમા दृशदश्मानम् છે. ટીકાકાર નારાયણ તે વિશે આમ લખે છે. अश्ममर्यामित्यर्थः। मृण्मय्यपि हि लोके दृशद्भियते। ટીકાકાર હરદત્ત તેને यया पिष्यते मा दृषत्. એમ સમજાવે છે. એટલે અહિં ઘંટીનું પદજ કહ્યું લાગે છે.

**વધૂની અંજલિની ઉપર ઘી રેડીને, ભાઈ કે ભાઇને ઠેકાણે બીજો કોઈ (તે અંજલિમાં) બે વાર તળેલા અનાજના દાણા નાખે ૮–ત્રણ વાર જામદગ્નિ કુટુમ્બમાં ૯ હવિ ઉપર આજ્ય છાંટીને ૧૦ તથા જુદાં રાખેલાં (હવિ) ઉપર. પણ ૧૧ આ જુદાં રાખેલાંનો વિધિ છે. ૧૨ 'હવે અર્યમનને, અગ્નિને કન્યાએ પૂજ્યો છે. તે દેવ અર્યમા તેને (કન્યાને) અહિંથી છોડો, ત્યાંથી નહિં. સ્વાહા. દેવ વરૂણને, અગ્નિને, કન્યાએ પૂજ્યો છે. તે દેવ વરૂણ તે (કન્યાને) અહિંથી છોડો, ત્યાંથી નહિં દેવ પૂષનને અગ્નિને, કન્યાએ પૂજ્યો છે તે દેવ પૂષન કન્યાને અહિંથી છોડો, ત્યાંથી નહિં " ૧ એમ (વર) બોલે ત્યારે, (કન્યાએ) અંજલિ છોડયા વગરજ સુવથી હોય તેમ (તળેલા દાણા) હોમી દેવા ૧૩.**

ટીકાઃ—શાંખાયન પણ આ લાજહોમ આમજ વર્ણવે છે પણ આમ સંબન્ધ નહિ. (૧, ૧૮, ૩; ૧, ૧૩, ૧૭; ૧, ૧૪, ૧). પારસ્કર (૧, ૬, ૧, ૨)માં કન્યાનો ભ્રાતા લાજની સાથે સમીપત્ર મૂકે એમ વધુ છે. તથા અર્યમન વગેરેના મંત્રમાં પ્રેતો મુક્ષતુ ને પતેઃ (અહિંથી છોડો, પતિથી નહિં) એમ છે. ખાદિર (૧, ૩, ૨૦–૨૩), ગોભિલ (૨, ૨, ૫–૭), હિરણ્યકેશી (૧, ૬, ૨૦, ૩–૭) અને આપસ્તમ્બ (૨, ૫, ૪–૮)માં અશ્વલાયન મુજબજ આ વિધિ છે.

આ લાજહોમનો અવદાનધર્મ બરાબર સમજવા જેવો છે. ઓલ્ડનબર્ગ તે આમ સમજાવે છે: "Two portions of fried grain poured over bride's hands, together with the first (ઉપસ્તરણ and the second pouring out of Ajya, constitute the four avadanas. The descendents of Jamadagni were पञ्चावत्तिन् i. e. they used to cut off five such portions; so they had to pour the fried grain three times." (S. B. F. XXIX P. 168.) સામાન્ય રીતે વધૂની અંજલિ ઉપર બે વાર ઘી રેડવાનું અને બે વાર લાજ નાંખવાનું છે. પ્હેલાં એક વાર ઘી રેડી ને, બે વાર લાજ નાખવા, પછી ઉપર પાછું ઘી રેડવું. આમાં પ્હેલી વાર ઘી રેડવું તેને ઉપસ્તરણ કહે છે અને લાજો નાખ્યા પછી ઘી રેડે છે તે અભિધારણા કે પ્રત્યભિધારણ કહે છે. જામદગ્નિ કુટુંબનો વર હોય તો લાજો ત્રણ વાર નાખવા પડે. હરદત્ત અહિં નોંધે છે કે: उपस्तरणाभिधारणेवार्व एवं कर्ता लाजानां भ्राता ઉપસ્તરણ અને અભિધારણ તો વરજ કરે માત્ર લાજો નાખનાર ભાઇ છે.

વેસ્ટર્માર્ક (Vol II P. 470–484), વર, કે વધૂ કે બન્ને ઉપર ચોખા, અમુક દાણા, કે ફળો ફેંકવાના રિવાજો દુનિયામાં બધે વર્તે છે એમ દાખલા આપી સાબીત કર્યા પછી, તેના હેતુઓ વિશે લખે છે:

'*Manuhardt suggests that the custom* of throwing grain or seeds or dried fruit over the bride, invariably takes its rise 'from the feeling of a sympathetic connection between mankind and seed-bearing grasses and the comparision between the fruit of the body and of corn." આ પ્રમાણે તો આ વિધિ સ્ત્રીની પ્રજોત્પાદન શક્તિ વધે માટે છે. આગળ વેસ્ટર્માર્ક લખે છે: In many cases they are said to be means of ensuring posterity as well as offspring, or prosperity or abundance only *Mr. Crawley maintains that*, "the practice or throwing rice originated in the idea of giving food to the evil influenes to induce them to be propitious and depart. આજ મત ડૉ. સૅમ્તર, મો. રૈનાશ અને સાર્તોરી ધરાવે છે. અંતે વેસ્ટર્માર્ક લખે છે: It is an unwarranteed assumption, then, that the custom of throwing *grain, seeds, or dried fruits* at weddings, wherever it is found, originated in a rite the exclusive object of which was to *promote fecundity*. To ensure prosperity, and abdundance and to avert evil may have been *equally primitive motives* for it."

પ્રદક્ષિણાને અંતે પથ્થર ઉપર વધૂને ઉભી રાખવાનો આ રિવાજ આજે પણ ચાલુ છે. આ રિવાજનો હેતુ જો તેની સાથે બોલાતા મંત્ર ઉપરથી સમજવા માગીએ તો, તો પત્ની, પતિ તરફ બરાબર વફાદાર રહે તે લાગે છે. પણ તો

પછી ઘંટીનું પડજ શા માટે અને બીજી કોઇ સામાન્ય શિલા કેમ નહિં ? ઘંટીનું પડજ વપરાતું તે બતાવે છે કે તેનો હેતુ ઘણેભાગે ગૃહકાર્યમા મક્કમ રહે તેવો હતો. આ રિવાજ હિન્દુસ્થાનની બહાર આ રૂપમાં તો નથી દેખાતો લાગતો.

ઉપરનાં સૂત્રોમાં અર્યમન વગેરે દેવોને માટે જે મંત્રો લખ્યા છે તેમાંથી તો આનો હેતુ ખાસ મળતો નથી. અહિંથી છોડો અને ત્યંથી નહિં એટલે પિયરથી છોડો અને સાસરેથી નહિં એ વચન ઉપરથી તેનો હેતુ પ્રજોત્પાદનશક્તિ વધારવાનો મનાય પણ તે કદાચજ. હિરણ્યકેશીગૃહ્યસૂત્રમાં આ વખતે નીચેનો મંત્ર બોલવાનું કહ્યું છે.: " આ દાણા તારા હાથમાં નાખું છું. તે મને આબાદી આપો. તે મને તારી સાથે જોડો, અગ્નિ તેમ કરો " ( ૧, ૬, ૨૦, ૩.) આ મંત્ર ઉપરથી ધનધાન્યની તેમજ પુત્રપુત્રીની પ્રાપ્તિ અને આબાદીનો હેતુ અહિં હોય એમ લાગે છે. છતાં, આ દાણાઓ પાછા હોમી દેવાના હતા તેથી અનિષ્ટ અસરો નિર્મૂળ કરવાનો વિચાર મૂળમાં રહેલો દેખાય તો બને.

આ હેતુઓ વિશે આટલી ચર્ચા કર્યા પછી. એક બાબત તરફ ધ્યાન ખેંચવાનું રહે છે. અહિંઆ, અર્યમન, વરૂણ, પૂષન વગેરેને જે પ્રાર્થના કરી છે તે ઉપરથી એમ સમજાય છે કે આ દેવોને આ કન્યા ઉપર પરણ્યા પહેલાં કંઇક હક્ક હતો. આ કયી જાતનો હક્ક હતો તે નક્કી કરવું મુશ્કેલ છે. પણ અત્યાર સુધી ગમે તે હક્ક કન્યા ઉપર આ દેવોનો હોય તે હવે વર પોતાને માટેજ માગે છે. આ વિચાર ઋગ્વેદ (૧૦, ૮૫, ૪૦–૪૧)માં વધુ ચોકખો સમજાય છે આજના વિવાહ વિધિમાં આ મંત્રો હજી પણ બોલાય છે. તે મંત્રો આ છે: "પહેલાં સોમની તું વધૂ હતી, ગન્ધર્વને પછી તું મળી, અગ્નિ તારો ત્રીજો વર છે. તારો ચોથો વર હું મનુજ છું. સોમે તને ગન્ધર્વને આપી. ગન્ધર્વે તને અગ્નિને આપી,

અને અગ્નિએ તને મને, ધન અને પુત્રો માટે આપી છે." ભાષ્યકાર સાયણ આ મંત્રો આમ સમજાવે છે "જ્યારે વિષયની લાલસા નથી ઉત્પન્ન થઈ ત્યારે, સોમ કન્યાને ભોગવે છે. જ્યારે આ વાસના તાજીજ ઉત્પન્ન થાય છે ત્યારે ગન્ધર્વ તેને લે છે, અને લગ્ન સમયે અગ્નિને સોંપે છે, જેની પાસેથી માણસ તેને મેળવે છે." સ્મૃતિઓ વધુ ચોકખું લખે છે અત્રિ કહે છે: "સ્ત્રીઓ પ્રથમ સોમ, વિશ્વાવસુ અને અગ્નિ—એ દેવો વડે ભોગવાય છે. પછીજ માણસ તેમને ભોગવે છે. પણ તેથી સ્ત્રીઓ દૂષિત નથી બનતી. જ્યારે વાળ ઊગે છે ત્યારે સોમ કન્યાને ભોગવે છે. જ્યારે સ્તન વિકસે છે ત્યારે ગન્ધર્વ તેને ભોગવે છે. અને રજોદર્શન થતાં, અગ્નિ ભોગવે છે." આ બધા ઉલ્લેખો નીચે મુજબ સમજાવાય છે: "સોમ શસ્યાધિપતિ, એટલે વનસ્પતિનો પતિ છે, અને મનનો અધિષ્ઠાતા પણ છે. એટલે સ્ત્રીના શારીરિક વિકાસનાં, વાળના ઉગવા સહિતનો સોમ અધિષ્ઠાતા છે. ગન્ધર્વ સૌન્દર્યનો અધિપતિ છે. સ્ત્રીનાં શરીરને સુન્દર બનાવવાનું તેનું કામ છે. તેના અધિષ્ઠાતૃત્વ નીચે સ્તન ગોળ અને આકર્ષક બને છે, આંખમાંથી પ્રેમ વર્ષે છે. તેનું કામ પૂરૂ થયે તે અગ્નિને સોંપે છે. અગ્નિ કોણ છે? તે અગ્નિતત્ત્વનો અધિપતિ છે. વસંત અને ગ્રીષ્મમાં પ્રકૃતિ ગુલાબીમાં હોય છે પ્રાણીઓ ગ્રીષ્મમાં ઉશ્કેરાય છે. અગ્નિ ફળદાતા છે."

ઉપરની લાંબી સમજુતી એટલા માટે ઉતારી છે (જુઓ Rgvedic India by A. C. Das, P. 374-6) કે તેથી વાંચનારને રૂઢ મતની ખબર પડે. આ મંત્રો અને આ રૂઢ સમજુતી એટલું તો જરૂર સિદ્ધ કરે છે કે આ વિધિ, જેને Jus Noctae Primce કહે છે, તેને લાગે છે—તેનાં મૂળરૂપ હોય કે તેનો વિકાસ હોય. પરંતુ, આ રિવાજ આ 'પ્રથમ રાત્રિના અધિકાર'નાં મૂળરૂપેજ

લાગે છેઃ શાથી જે રૂઢ મત પ્રમાણે લગભગ અનાદિ કાળથી આમ કન્યા ઉપરની દેવની માલિકી, લગ્ન પ્હેલાં હતી એમ મનાતું હોય એટલે પછી દેવને ઠેકાણે, દિવસો અને સમજણ જતાં, ધર્મગુરૂઓનો તે અધિકાર ગણાવા લાગ્યો. આમ નિર્દોષ રિવાજની કેવી બેડોળ વિકૃતિઓ, અધમ માનસ થતાં, કોઈ પણ પ્રજા કરે છે તે સમજાય છે.

**(અગ્નિને) ફર્યા બગર, સૂપડાંથી પોતા તરફ, બોલ્યા વગર, ચોથી વખત (દાણા) હોમવા. ૧૫. કેટલાક દર વખતે લાજે હોમીને કન્યાને (અગ્નિની આસપાસ) ફેરવે છે. તો છેલ્લી બે આહુતિઓ ઉપરા ઉપરી ન થાય. ૧૫.**

ટીકાઃ—આ માત્ર મતાંતર છે.

**જો કરેલી હોય તો, તે (વર) તેની [કન્યાની બે લટ છોડે છે. ૧૬ [તે આમ] ઊનનાં બે નાડાં, બન્ને બાજુની લટને બાંધવામાં આવે છે-આ મંત્રથી, "તને વરૂણનાં બન્ધનમાંથી છોડું છું." ૧૭. બીજી લટ, પછીની [ઋચા]થી. [ઋ ૧૦, ૮૫, ૨૫]. ૧૮**

ટીકાઃ—આ વિધિ બીજાં કોઇ ગૃહ્યસૂત્રમાં નોંધ્યો નથી. 'તને વરૂણનાં બન્ધનમાંથી છોડું છું' તે મંત્ર વાપરવાનું બીજાં ગૃહ્યસૂત્રોમાં આવે છે, પણ તે બીજા સંબંધમાં અશ્વલાયન ગૃહ્યસૂત્ર, બીજાં ગૃહ્યસૂત્રોથી ઘણી વીગતમાં જૂદું પડે છે. આ વિધિ, બીજે નથી નોંધાયે, છતાં, રિવાજ તરીકે આજે પણ નાગરોમાં દેખાય છે. લગ્ન પછીના ત્રણ કે ચાર દિવસ સુધી, વરપક્ષનાં બૈરાંઓ, કન્યાના વાળ ઓળવા માટે જાય છે તે રિવાજને, આની સાથે જરૂર સંબંધ છે.

આ રિવાજનો હેતુ બરાબર સમજાતો નથી. કોઇપણ અનિષ્ટ અસરમાથી છોડવા માટે હોય તો બને. કદાચ માત્ર પવિત્રીકરણ રૂપે જે આ વિધિ હોય. રૂઢ સ્વરૂત સમયમાં, વિરલમાં પત્ની એકવેણીવ્રતા રહેતી, તે રિવાજનું એક કાળે વધુ પ્રાબલ્ય માનીએ તો કદાચ, લગ્ન પ્હેલા અંબોડો વાળવાની કન્યા માટે છૂટ ન હોય. તો આ વિધિ સમજાય છે. પણ આ માત્ર કલ્પના છે - [અપૂર્ણ]

મૂળ લેખકઃ—ઓલ્ફોન્સ ડૅાડે

# છેલ્લો પાઠ

[ નીચેની વાર્તા સમજવા સારૂં આટલો ઇતિહાસ જાણવો જરૂરી છે. ગઇ સદીમાં ફ્રેન્ચ અને જર્મન વિગ્રહને પરિણામે ફ્રાન્સની હાર થઇ, અને તહનામાની શરતોમાં અલ્સાસનું પરગણું આખું જર્મનોને તાબે સોંપાયું. આ પરગણાને ફ્રેન્ચમાંથી જર્મન બનાવવાના ભગીરથ યત્નોમાં એક એ હતો કે અલ્સાસની નિશાળોમાંથી ફ્રેન્ચ શિક્ષણનો બહિષ્કાર કરવામાં આવ્યો અને તેને સ્થાને જર્મન લિપિ અને ભાષાનો ઉપયોગ શરૂ કર્યો. આ પ્રસંગને લગતી આ ગાથાને અન્તે આંખ સૂકી રહેવી મુશ્કેલ છે. આ વાર્તા અમે અંગ્રેજીના હિમાયતીઓને અર્પણ કરિયે છીયે ]

તે સવારે નિશાળે જતા મ્હને બહુ મોડું થઇ ગયુ હતું. અને વર્ગમા જે ઠપકો મ્હને અચૂક મળવાનોજ હતો તેના વિચારથી હુ બ્હીવા મંડયો હતો. તેમાં આજતો અમારા શિક્ષક મૅસીઅૅ આમૅલ કૃદન્ત વિષે પરીક્ષા લેવાના હતા અને એ વિષે હું કૃ કે દન્ત કંઇ જાણતોજ ન હતો. ક્ષણભર મ્હને થઇ આવ્યું કે–ચાલને, આજે નિશાળેજ ન જાઉં, ખેતરોમાં બપોર સુધીનો વખત કહાડી નાખું. દિવસ પણ એવો હૂંફાળો અને એટલો તો સુન્દર દેખાતો હતો. પાદર ઉપર પક્ષીઓનાં ગીત સંભળાતાં હતાં, અને સુતારવાડાની પાછળના રિપર્ટનાં ખેતરમાં જર્મન ટુકડીઓ કવાયત કરતી હતી તેનો અવાજ પણ સંભળાઇ રહ્યો હતો,–કૃદન્તો પોતાનું જીવન કેવા કપરા નિયમો પાળીને પસાર કરે છે એની માથાકૂટ કરવા કરતાં તો આ બધું બહુ સરસ હતું; પણ મન મારવાનું મ્હારામાં બલ હતું; એટલે મ્હેં નિશાળની દિશામાં પૂરપાટ દોડવા માંડયું.

ચોરામાં કચેરીની બ્હાર લોકોનું ટોળું તખ્તાપર લ્હોટાંડેલો ફતવો વાંચતું ઉભું હતું. આજે બે વર્ષ થયાં અમને બધા અશુભ સમાચારજ આ તખતાએ આપ્યાં હતા. યુધ્ધમાં પરાજય, ફરજીયાત ભરતી, બર્લિનસરકારના ક્રૂર હુકમો; અને દોડતે દોડતે મ્હને થયું: વળી શું નવા સમાચાર આવ્યા હોય!

ચોરાને ચીરીને હું જતો હતો ત્યાં એ ટોળામાંથી લુહારે મ્હને દોડતો જોઇને કહ્યું: 'બસ, બસ, હવે દોડ માં, નિશાળે દોડવાનું હજુ ઘણું બાકી છે'

એ મશ્કરી કરતો હશે માની હું તો દોડનો દોડતો આમૅલ-મહાશયનાં ન્હાનકડાં આંગણામાં પ્હોંચ્યો, ત્યારે મ્હારો શ્વાસ તો ખૂબ ભરાઇ આવ્યો હતો.

હંમેશ તો નિશાળના આરંભના વખતે એટલો બધો શોર બકોર થતો હોય કે રસ્તે ચાલનાર પણ અકળાઇ જતા. પાટલીઓ ધડાધડ ઉઘાડબંધ થતી હોય; બધા જુદે જુદે સુરે જુદી જુદી પાઠ મ્હોટેથી એક સાથે લેતા હોય, અને બીજાનો અવાજ પોતાને શુંયે હરકત કરતો હોય તેમ બધા કાનમાં આંગળાં ખોસી બેઠા હોય. અને આમૅલમહાશય લોખંડી રૂલર મેજપર પછાડી બુલંદ અવાજે કહેતા હોય: 'અવાજ ઓછો કરો—ધીમેથી બોલો'

મોડા આવેલા છોકરાઓને આ ધાંધલ આશીર્વાદ જેવી હતી. એની ગડબડમાં એ પોતાની બેઠકે ધ્યાન ખેંચ્યા વગર સરી જતા. મ્હેં પણ એમજ સરી જવાની ઉમેદ રાખેલી. પણ તે દહાડે બધું શાન્ત હતું. જાણે રવિવારે પ્રાર્થનાનો વખત ન હોય તેવી ચુપકીદી પથરાઇ ગઇ હતી. બારીમાંથી મ્હેં જોયું કે બધા ભેરૂઓ પોતપોતાને ઠેકાણે ગોઠવાઇ ગયા હતા, અને આમૅલમહાશય પેલો ભયંકર રૂલર બગલમાં રાખી આમ તેમ આંટા દેતા હતા. દરવાજો ખોલી હું અન્દર દાખલ થયો, ત્યારે શાન્તિ અખણ્ડ હતી. મ્હારી શરમ અને મ્હારી બ્હીક તમે કલ્પી શકો છો!

પણ આ શું ? આમૅલમહાશયની નજરમાં કોપ ન હતો, એમના અવાજમાં નરમાશ હતી. " જા ત્હારી જગ્યાએ ઝટ બેસીજા, મ્હારા બટુકડા ફ્રાંટ્ઝ; અમે ત્હારા વગરજ કામ શરૂ કરવાનો નિર્ધાર કરતા હતા."

જ્યારે મ્હારો ગભરાટ કંઇક શમ્યો ત્યારેજ મ્હેં જોયું કે આમૅલમહાશયે સરસ જાંબલી અંગરખુ પ્હેર્યું હતું. અક્કડ ગલેબંધ અને ઇસ્ત્રીબંધ રેશમી ઇજાર ચ્હડાવ્યાં હતા, જે કપડાં માત્ર એ ઈન્સ્પૅક્ટર આવવાના હોય કે ઇનામનો મેલાવડો હોય ત્યારેજ પ્હેરતા. પાછળ નજર કરતાં તો હું બહુજ અજબ થઇ ગયો. જે પાટલીઓ આમ ખાલી પડી રહેતી તેના ઉપર ગામડાના કેટલાંય માણસોને બેઠેલાં જોયાં. એમના ચ્હેરા પણ બહુ ગંભીર બની ગયા હતા. બુઢ્ઢો ઑઝૅર, જે આ ગામનો છેલ્લો ફ્રૅન્ચ પટેલ હતો તે, જુનો ટપાલિઓ, અને બીજા અનેક ત્યાં હતા. ઑઝૅરના હાથમાં બહુ પુરાણી અને ચીંથરિયા એવી એક બાલપોથી હતી, જે તેણે પોતાનાં ઘુંટણ ઉપર ઉઘાડી મુકી રાખી હતી અને તુટેલા અને મરડાયેલાં ચશ્માંમાંથી એની રડતી આંખો બાલપોથીના અક્ષરો ઉકેલવા મથી રહી હતી !

હું આ બધું જોતો હતો ત્યા તો આમૅલમહાશય તખ્તા ઉપર ચ્હડયા અને આગળ જેવાજ નરમ અવાજે બોલવા મંડયા.

" મ્હારાં બચ્ચાંઓ ! ત્હમને શીખાડવાનો મ્હારો આ છેવટનો દિવસ છે. બર્લિનથી ફતવો છટયો છે કે અલ્સાસ અને લોરેનની નિશાળોમાં હવેથી જર્મન શીખવાડાશે. તમારો નવો શિક્ષક આવતી કાલે આવી પ્હોંચશે. આપણી વ્હાલી–આપણી પવિત્ર માતૃભાષા ફ્રૅન્ચનો આજે છેલ્લો પાઠ હું આપીશ અને ત્હમે એ સહુ ધ્યાનથી શીખો એમ હું ચાહું છું."

આ થોડા શબ્દોથી અમારૂં હૈયું ભરાઇ આવ્યું. ઑહ, તે રાક્ષસો ! કચેરી પાસે તખ્તી ઉપર આજ ફતવો ચ્હોંટાડયો હશે.

ફ્રેન્ચનો મ્હારો છેલ્લોજ પાઠ !

મ્હને હજુ લખતાં પણ માંડ માંડ આવડતું! એટલે હવે હું કદી ફ્રેન્ચમાં કુશલ નહિંજ થાઉં. જે પાઠ ઉપર મ્હેં ધ્યાન નહોતું આપ્યું, જેના વખતે હું સાઅર નદી ઉપર સરવા જતો રહેતો, જે મ્હેં વખત ગુમાવ્યો હતો તે બધું મ્હને યાદ આવતાં મ્હને મુંઝારો થવા લાગ્યો. મ્હારાં પુસ્તકો, જે ક્ષણપૂર્વે કંટાળા ભરેલાં, ઉપાડવાને ભારરૂપ લાગતાં હતાં, તે–મ્હારૂં ફ્રેન્ચ વ્યાકરણ, મ્હારો પવિત્ર ફ્રેન્ચ ઇતિહાસ–મ્હારા પ્રાણ જેવા વ્હાલા મિત્રો લાગવા માંડ્યા; જેનો વિયોગ થશે એ ખ્યાલ મ્હને અકળાવવા લાગ્યો. અને આમેંલ મહાશય! ફરી એનું મુખ જોવા હું નહિં પામું એ વિચાર આગળ બધી શિક્ષાઓ, પેલો ભયંકર લોખંડી રૂલર સુધ્ધાં હું ભૂલી ગયો! અને એના હૈયાનું તેઃ પુછવુંજ શું હોય! આ છેવટનો પાઠ ઉજવવા એણે આ પોષાક પ્હેરેલો, હવે હું સમજ્યો કે ગામમાંથી આ વૃદ્ધ માણસો શા માટે ભણવા બેઠા હતા. એમણે પોતાની માતૃભાષા બરાબર ભણી ન લીધી એના અફસોસથી આજ એક છેવટનો પાઠ શીખવા એ અહિં આવ્યા હતા. અને આમેંલમહાશયની ચાળીશ વર્ષની સેવા બદલ એમના તરફ આદર દેખાડવા આ આધેડ શિષ્યો ફરી પાટલીએ બેઠા હતા, કાલના ગર્ભે ગુમ થતી અમારી માતૃભાષાને ચરણે બે ઉંના આંસુ ખેરવવા આ અભાગીઓ અહિં ભેગા થયા હતા !

આવા આવા વિચારોથી મ્હારૂં મગજ ભમી રહ્યું હતું ત્યા મ્હારૂં નામ પોકારાયું સાંભળ્યું. ફ્રેન્ચકૃદન્તને વિવિધ સ્વરૂપોમાં દેખાડવાની મ્હારી પાળી આવી હતી એ કૃદન્તો વિષેનો પેલો સુવિખ્યાત નિયમ સ્પષ્ટ રીતે, મ્હોટા અવાજે અને ચૂક વગર બોલવાની શક્તિના બદલામાં હું મ્હારૂં અરધું જીવન તે ક્ષણે ન્યોછાવર કરી નાખત એમ મ્હને થયું. પણ હું તો આરંભમાંજ ઘોટાળો કરવા મંડ્યો. અને પવનમાં ડોલતી ડાંખળી પેઠે મ્હારી પાટલીને ઝાલી હું ડોલવા લાગ્યો. મ્હારી નજર જમીન પર ઠરી રહી અને મ્હારી આંખોમાં સુકા ગરમ ડામ દેવાતા હોય એમ લાગ્યું. મ્હારાં નમેલાં માથાં ઉપરથી આમેંલમહાશયનો થડકાતો અવાજ આવ્યો !

"મ્હારા બહુકડા ફ્રેન્ચમૅન! હું ત્હને શિક્ષા કેમ કરૂં! ત્હને વિધાતાએજ શિક્ષા સંભળાવી દીધી છે. આપણે હંમેશ આપણુને એમજ ફોસલાવતા રહિયે છિયે. હજુ શું મોડું થયું છે? આવતી કાલે કરી લઇશું! અને આવતીકાલે તો આપણી કમનસીબી પોતાનો વાવટો ફરકાવી દે છે. આપણા અલ્સાસની એનશીબીજ એ હતી કે તે હંમેશ પોતાનું કર્ત્તવ્ય કાલ કરવા ઉપર રાખી દેતું. હવે આપણા દુશ્મનો આપણને કહેશે 'શું-ત્હમે પોતાને ફ્રેન્ચ કહેવરાવોછો અને ત્હમે ત્હમારી ભાષા બોલી કે લખી પણ ન શકો.' પણ મ્હારા એનશીબ ફ્રાંટ્ઝ. તું આમાં ખરો અપરાધી નથી. આપણા બધાનો એમાં પુરો દોષ છે."

આમ એક વિષય ઉપરથી બીજા ઉપર બોલતાં આમૅલમહાશય માતૃભાષાના વૈભવ વિષે બોલવા લાગ્યા એમણે કહ્યું કે ફ્રેન્ચભાષા દુનિયાની બધી ભાષામા સર્વાંગસુન્દર છે, એના જેવી અર્થવાહી શક્તિ બીજી કોઇ ભાષામા નથી. અલ્સાસના બચ્ચાએ પરસ્પરના વ્યવહારમાં ફ્રેન્ચનેજ નિભાવી રાખવી જોઇએ. અને કદી પણ પરભાષાનો ઉપયોગ ન કરવો જોઇએ.

> જ્યારે કોઈ પ્રજા ગુલામ બને છે, ત્યારે એના બન્દીખાનાની કુંચી એની ભાષામાં રહેલી હોય છે. જે ગુલામ વિજેતાની ભાષાનો સત્કાર કરી માતૃભાષાનો અનાદર કરે છે તે ગુલામ પોતાના બન્દીખાનાની કુંચી પોતાને હાથે ગુમાવી બેસે છે.

ત્યાર પછી એણે વ્યાકરણનું પુસ્તક લીધું અને નવો પાઠ આપ્યો. એ પાઠ હું એવી ઝડપથી અને સંપૂર્ણ રીતે સમજી શક્યો

કે મ્હને પોતાને આશ્ચર્ય થયું. એનું દરેક વાક્ય મ્હને સાવ સ્હેલું લાગ્યું. મ્હને એમ પણ લાગ્યું કે મ્હેં આવી એકાગ્રતાથી પૂર્વે કદી પાઠ સાંભળ્યો ન હતો, અને શિક્ષકે આટલી શાન્તિ અને આટલા પ્રેમથી કદી કોઇ પાઠ શીખાડયો ન હતો. અમને લાગ્યું કે આ છેવટના પાઠમાં એ પોતાનું સમગ્ર ઘવાયેલું હૈયું ઠલવી નાખતા હતા.

ત્યાર પછી લખવાનું શરૂ થયું. આજના લખવાનો મુસદ્દો જુદોજ હતો. અમને દરેકને એક કાગળ આપવામાં આવ્યો, જેના ઉપર 'ફ્રાન્સ, અલ્સાસ, ફ્રાન્સ, અલ્સાસ.' એટલુંજ લખ્યું હતું. અમારી પાટલી ઉપર આ કાગળો ન્હાનકડી ધજાઓ પેઠે ઉડવા લાગ્યા. આ અક્ષરો ઘૂંટતી વખતે આખા વર્ગમાં ગંભીર ચુપકીદી પથરાઇ રહી. કોઇ કોઇ વાર પાછલી પાટલીઓમાંથી નિસાસાનો અવાજ આવતો હતો તેજ.

કોઇ કોઇ વાર બ્હારથી પતંગિયાઓ અંદર ઉડી આવતાં, પણ આજે એના વાસ્તે પણ કોઇની નજર ન હતી. તદ્દન ન્હાનાં બાલકો પણ લીંટા તાણવામા એકાગ્ર થઇ ગયાં હતાં, જાણે કેમ એ લીંટાઓ પણ ફ્રેન્ચ ન હોય! નિશાળના છાપરાં ઉપર કબૂતરો ઘેરૂં ઘેરૂં ઘૂ-ઘૂ કરતાં હતાં, અને મ્હને મનમાં થયું 'શું આ કબૂતરોને પણ હવે જર્મનમાં' ઘૂ-ઘૂ કરવું પડશે! અવારનવાર હું નજર ઉંચે કરતો ત્યારે આમેલમહાશય ખુરસી ઉપર પુતલાં જેવા સ્તબ્ધ બેઠેલા દેખાતા. એમની આંખો ચારે બાજુની વસ્તુઓ ઉપર અનિમિષ ઠરી રહેતી હતી. જાણે કેમ એની એ ન્હાનકડી નજરમાં એ આખી નિશાળ ભરી જવાના ન હોય! ચાળીશ વર્ષ એ એજ ખુરસીએ બેઠા હતા. એજ રૂલર એજ મેજ ઉપર પડયો રહેતો. અને એના નિશાળિયાઓ ચ્હેરાના ફેરફાર સિવાય તેના તેજ લાગતા. પાટલીઓ અને મેજો લાંબા ઉપયોગથી લીસી થઇ હતી. આગણાંમાં વાવેલું અખોટનું ઝાડ આજે ઉંચું થઇ રહ્યું હતું અને એમના વાવેલી વેલો આજે આખા મકાન ઉપર પથરાઇ ગઇ હતી. એની આ ક્ષણ હૈયું વલોવી નાંખે એવી હતી. અને આ વખ્તે ઉપલે માળે એની બ્હેન

સામાન પટારાઓમાં ભરતી હતી તેનો અવાજ એના કાન ઉપર પડયા કરતો હતો.

છતાં વર્ગને છેલ્લી ઘડી સુધી ચલાવે રાખવાનું અખણ્ડ ધૈર્ય એ હૈયાંમાં હતું. લખવાનું પુરૂં થયા પછી ન્હાના છોકરાઓ માટે બારાખડી શરૂ થઇ. એ બચુકલાઓ સાથે ગાવાં લાગ્યાં–'બા, બે. સે, દે,' બા, બે', બી. બો; બુ'

છેલ્લી પાટલીએ વૃદ્ધ ઑઝૅરે ચશ્મા સમાં કરી, બે હાથમા બાળપોથી પકડી અને એનો ઘેરો અવાજ આ બચુકલા અવાજોમા સુર પુરાવા લાગ્યો. એના અવાજમાં આંસુઓની થડક હતી એ દેખાવથી અમારા બધાના અવાજ ગુંગળાવા લાગ્યા.

એકાએક દેવલના મિનારામાંથી બાર વાગ્યાના ઘંટા થવા લાગ્યા, અને ઍન્જૅલસ માટે નિમન્ત્રણ કરતી ઘંટડીઓ વાગવા લાગી એજ ક્ષણે કવાયતથી પાછા ફરતા જર્મનોની બ્યૂગલોના નિનાદથી ગામ ગાજી ઉઠયું.

આમૅલમહાશય ખુરશીયેથી ઉભા થયા. એના મુખ ઉપર મૃત્યુજેવી ફિકકાશ હતી, છતાં એનો આકાર આજ જેટલો ઉંચો કદી નહોતો દેખાયો. પાટિયાં તરફ પીઠ રાખી એમણે બોલવાની કોશીસ કરી.

"મ્હારાં બચ્ચાંઓ! મ્હારા દોસ્તો–હું–હું—" પણ એમનો અવાજ ગુંગળાઇ ગયો. એ વાકય પુરૂં બોલી શકાયું નહિ.

–પણ અમારા તરફ એણે પીઠ કરી અને ચાકથી પાટિયા ઉપર ખૂબ ભાર મૂકી, ખૂબ મ્હોટા અક્ષરે એણે લખ્યું.

**માતા ફ્રાન્સ અમર રહો!**

એની પીઠ ન ફરી. દિવાલ ઉપર માથું ટેકાવી, એક પણ અક્ષર બોલ્યા વગર તેણે હાથથી અમને જવા કહ્યું.

અમારો છેલ્લો પાઠ આમ પુરો થયો!

## સુવર્ણ બેડીના મોહ!

(૧) અંગ્રેજી ભણ્યા ન હોત તો આપણા વિદ્યાર્થિ વર્ગનો જીન્દગીનો મ્હોટો ભાગ એળે ન જાત!

(૨) અંગ્રેજી વાંચનનો ચસરકો ન હોત તો આપણી પ્રતિભા બોડી ન હોત!

(૩) અંગ્રેજી ઉપરજ આધાર ન હોત તો આપણા મજૂર અને બેગારી બનેલા કારીગરો, કલાધર અને શિલ્પી બની ચૂક્યા હોત.

(૪) અંગ્રેજીમાંજ સાહિત્યરસ શોધવાની કુટેવ ન હોત તો આપણા લેખકો આજે જગત્ સાહિત્યમાં કૃતિઓ દીપાવતા હોત!

(૫) 'ભાઇને ખગોળ અને ભૂગોળ'નાં પુસ્તકો અંગ્રેજીમાંજ શીખવાનાં ન હોત તો કેટલીયે 'પેલીઓ' નાં ચિત્ત 'ચૂલામાંહ્યથી' કયારનાં નીકળી ગયાં હોત!

(૬) અંગ્રેજી ભણ્યા ન હોત તો આપણા સરસ્વતીચન્દ્રો 'ભવતિ ન ભવતિ' કરતા ન હોત; વિષ્ણુદાસનાં મઠ મન્દિરોમાં અંગ્રેજીમાંજ આન્તર્નિરીક્ષણ કરતા ન હોત; અને આપણા ગોવર્ધનરામો સંસારભારત જેવા ગ્રન્થોની પરભાષામાં પ્રસ્તાવનાઓ લખતા ન હોત!

(૭) જ્યારે બે ગુજરાતીઓ, બે હિન્દીઓ પોતપોતામાં અંગ્રેજીમાં વાત કરે છે ત્યારે હિન્દુસ્તાનનાં ત્રિશ કરોડ દેવતાઓ રડી રહે છે, પણ આ કકળાટ હિન્દની ભાષામાં હોવાથી, સુવર્ણ બેડીમાં રાચતા ગુલામોથી એ સ્હમજી શકાતો નથી.

ચન્દ્રશંકર બુચ.

જંતુતત્વો (germ plasm) જે આનુવંશિક છે અને સોમેટૉન્તત્વો (somato plasm), જે વ્યકિતગતજ છે. હવે આમાંનાં જંતુતત્વ ઉપર જો આસપાસના સંયોગોથી અસર થતી હોયતો જ્યાં સારા સંયોગો હોય ત્યાં સારી પ્રજા ઉત્પન્ન થાય ને જ્યાં ખરાબ સંયોગો હોય ત્યાં ખરાબ પ્રજા ઉત્પન્ન થાય. આ બાબતમાં જંતુતત્વો ઉપર બાહ્ય સંયોગોની અસર બહુજ ઓછી થાય છે એમ કેટલીક બાબતો ઉપરથી તેણે સાબીત કર્યું છે. આમ આ જંતુતત્વોનું જીવન વ્યકિતથી સ્વતંત્ર છે, હવે જો આ જંતુતત્વો જો બાહ્ય સંયોગોથી સ્વતંત્ર હોય તો, કોઇપણ પ્રજા ખરાબ સંયોગોમાં રહેવા છતાં, પ્રાણીશાસ્ત્રના એક મણુકા તરીકે તો આગળજ વધશે. *પરંતુ આવું હમેશ માલુમ નથી પડતું. ઘણીયે જાતો અને પ્રજાઓ, પોતાના શારીરિક ને માનસિક વિકાસમાં એક વખત આગળ પડતી હોય તે બીજે વખતે નીચે ઉતરેલી ઇતિહાસ બતાવે છે. ત્યારે આનું કારણ શું ?

જંતુતત્વો ઉપર બાહ્ય સંયોગો (જેમાં આ ચાર ખાસ છે. (૧) ઘા વગેરેની અસર +(૨) ઉપયોગને અનુપયોગ (૩) વાતાવરણની અસર (૪) ખોરાક અને રોગની અસર) અસર નથી કરતા તો પણ બીજા

---

* એવું સાબીત થયું છે કે જેમ પરણેલ સ્ત્રી પુરૂષનું વય નાનું તેમ પ્રજોત્પાદન શકિત વધુ. આ બાબતમાં નીચેના આંકડાઓ અગત્યના છે.

| પુરૂષનું વય. | સરાસરી સંતાનની સંખ્યા | | નાલાયક સંતાનની સંખ્યા. સરાસરી | |
|---|---|---|---|---|
| | વહુ પતિથી નાની. | વહુ પતિથી મોટી. | વહુ નાની. | વહુ મોટી. |
| ૨૨–૨૫ | ૫.૫ | ૪.૬ | ૪.૫ | ૪.૬ |
| ૨૬–૨૯ | ૫.૨ | ૪.૪ | ૪.૭ | ૪.૯ |

આના ઉપરથી જોઇ શકશે કે આ સંતાન શાસ્ત્ર (Eugenics)માં, આપણે ખાસ ધ્યાન રાખવાનું એ છે કે લગ્નનું સુપરિણામ, સંતાન જન્મની સંખ્યા ઉપર આધાર રાખે છે. પ્રજામાં શકિત અને વિકાસની આપણે અપેક્ષા રાખતા હઇએ તો લાયક સંતાન જન્મ ઉપર આપણે વધુ ભાર મુકવો જોઇએ.

\+ વીઝમેનને, આ ચોથી વાતની કંઇક પણ અસર જંતુતત્વો ઉપર થાય છે એમ લાગ્યું છે.

સંયોગો એવા પણ છે કે જે અસર કરે છે. તે માનસિક સંયોગો છે. માનસિક સંયોગોની અસર જંતુતત્વો ઉપર થાયીજ જોઇએ. તેને નીચેની વાતથી પુષ્ટિ મળે છે. ઉપર આપણે ફ્રાન્સમાં સ્ત્રી પુરૂષોની પ્રજોત્પાદન શકિતની ઉણપનું કારણ તેમાં જાતીય અંતર ઘણો છે એમ કહ્યું છે. હવે આ બે જાતો વચ્ચે માનસિક વિરોધ જબરો છે અને તેથીજ તેવા સંયોગની અસર પ્રજોત્પાદન શકિત ઉપર હાનિ કારક થાય, રા. ચેટર્ટન હીલ આ સંબંધમાં લખે છે કે " Now just as there is a physical difference between the two *types* in France, there is a *psychological* disharmony. And when two persons, having such mental disharmony are wedded, the result would be that they would never completely comprehend one another. Where complete psychological heterogenity exists-nay complete psychological antago–nism-estrange ment must speedily ensue." આમ જો માનસિક વિરોધથી પ્રજોત્પાદન શકિન ઘટતી હોય તો તેથી જંતુ તત્વો નબળાં પડે એટલું તો જરૂર. અને એજ બતાવેછે કે ગમે તેમ હોય પણ માનસિક સંયોગોની અસર જંતુતત્વો ઉપર થાયછેજ.

પરંતુ ફ્રાન્સમાં જે માનસિક વિરોધની વાત કરી તે બે જાતિના માનસની ખીલવણીમાં હોય તેવા વિરોધની વાત થઇ એ જાતનો વિરોધ દંપતિમાં ન હોવો જોઇએ એ ખરૂં જ પરંતુ બીજી જાતનો માનસિક ખીલવણીનો વિરોધ ( માનસિક વિરોધ નહિ ) કે જેના બે માર્ગો જુદા હોવા છતાં અંતે ભેગા મળી સુખદ પરીણામ આપનાર હોય છે, તે પરણેલ સ્ત્રી પુરૂષ વચ્ચે હોવો આવશ્યક છે માનસિક વિકાસનો બધો આધાર, બાળપણથી માંડી પુખ્ત ઉંમ્મર સુધી બાહ્ય સંયોગો ઉપર છે ઘરનું વાતાવરણ તેમજ બહારની સોબત અને શાળા વગેરેમાં થતા માનસિક ખીલવણીના પ્રકારો, આપણે લક્ષમાં રાખવા જોઇએ. અને સ્ત્રી અને પુરૂષનું જીવન સંવાદી બને એમ જો આપણે ઇચ્છતા હઇએ તો, જેટલો સ્ત્રી પુરૂષની શારીરિક રચનામાં તફાવત

છે તેટલો તફાવત આ માનસિક ખીલવણીમાં બન્નેમાં હોવો જોઇએ એમ માનવું પડે. પણ તેની વાત કરતાં આપણે કેળવણી વિષયક બાબતો વિચારવી પડેશે. જે રીતિએ, જે રેખાઓ ઉપર, જે પુસ્તકોમાંથી, પુરૂષને જ્ઞાન અપાતું હોય તેજ રીતિએ તેજ રેખાઓ ઉપર અને તેજ પુસ્તકમાંથી જો સ્ત્રીને પણ જ્ઞાન અપાય તો, ઉપર કહ્યું તેમ જીવનક્રમનો એકજ માર્ગ ખેડાય ને બીજો વણ ખેડયો રહી જાય. વિકાસ થાય પણ એક પક્ષી થાય માટે જીવન ક્રમમાંના ભિન્ન પણ એક બીજાના પુરક (supplimentary) રસ્તાઓ ખેડાય અને અંતે બન્નેના સયોગથી સુસ્વરી જીવન બને માટે છોકરા અને છોકરીઓની કેળવણી પધ્ધતિના અભ્યાસક્રમ જુદા હોવા જોઇએ.

આમ વાત કરવાથી સ્ત્રીઓનો દ્રોહ થાય છે એમ માનવાની જરા પણ જરૂર નથી. સ્ત્રીઓને પુરૂષની સાથે સમાન હકક મળવા જોઇએ તે જુદી વાત છે અને તેમના અભ્યાસક્રમમાં જુદાપણું હોય તે જુદી વાત છે. સ્ત્રી અને પુરૂષના સમાન હકક તે બરાબર, પણ જુદી જુદી કક્ષાથી અત્યારના જમાનામાં બી એ. થયેલ માણસ વિદ્યાપીઠની નજરમાં જે કક્ષામાં કેળવાએલ લાગે તેજ કક્ષામાં B E, થયેલ પણ કેળવાએલ લાગે. બન્ને સમાન કક્ષાએ છતાં બન્નેના તે પદ પ્રાપ્ત કરવાના રસ્તા જુદા. પર્વતની તળેટીમાં રહેતાં એક પક્ષીના અને મનુષ્યના પર્વતની ટોચે પહોચવાના રસ્તા જુદા પણ ટોચ એકજ. વળી કાર્લાયલની નજરે, જેટલો શેકસપીઅર વીર છે તેટલોજ નેપોલીઅન અને તેટલોજ મહમ્મુદ. આ ત્રણેના જીવનક્રમના માર્ગ જુદા હતા, છતાં પોતપોતાની રીતે, તેઓ સમાન કક્ષાએ પહોંચ્યા. દરેક પોતાના ક્ષેત્રમાં અદ્વિતીય પણ દુનિયાનાં દરેક આશ્ચર્ય કરતાં પણ મહત્તમ આશ્ચર્ય, અને વિધિના પોતાના વિચારો ફળીભુત કરવાનો રસ્તો એ છે કે આ ત્રણે સાથે મળી એકસુર કાઢી ન શકયા. કાઢી શકયા હોત તો ? એ અલ્પ શકિત મનુષ્યનો પ્રશ્ન વ્યર્થ છે.

પણ સામાન્ય જીવન ક્રમમાં જીવન ભર સાથે રહેનાર બે વ્યકિતઓ, જો જીવન ભર વિસંવાદી રેખાઓ' ઉપરજ કામ કરે તો કેમ પાલવે ? સ્ત્રી પુરૂષના અભ્યાસ ક્રમમાં ભિન્નતા જોઇએ પણ તેથી આત્માનો કે મનનો વિકાસ બન્નેનો એકજ જાતનો થવો જાઇએ.

તેમાં જો એક નીચી સપાટીએ અને બીજું ઉંચી સપાટીએ પહોચી જાય તો તે સ્થિતિ ઇચ્છનીય નથી. આને કદાચ આદર્શ સ્થિતિ કહેવાય, પણ આદર્શ તે અપ્રાપ્ય છે એમ કહી, પ્રયત્ન કે વિચાર પણ તજી દેવો એતો વિશ્વના વિકાસક્રમ ઉપર કૂરતાજ છે.

ઉપર સૂચવેલ અભ્યાસ ક્રમની ભિન્નતાની વીગતવાર યાદી અને બારીક વિચારને બાજુએ રાખી, ઉપર વર્ણવેલ સ્થિતિએ જો પહોંચાય તો તે ઇચ્છનીય છે કે નહિં તેનો વિચાર કરતાં, પ્રાપ્ત થતી બાબતોને ફરી એકવાર તપાસિયે.

ઉપર વર્ણવેલ રીતે, સ્ત્રી પુરૂષ બન્નેને જીવનક્રમમાં એવી કેળવણી મળે કે જેથી બન્નેનો કાર્ય પ્રદેશ ઘણે અંશે જૂદો રહે છતાં બન્ને એક બીજાના કાર્યમાં સરળતાથી મદદ રૂપ થઇ શકે, તો સંસાર સંવાદી બની સંગીતના સુસ્વરજ સંભળાવે. સ્ત્રી અને પુરૂષનો સમાન હકક આપણે ઉપરની દ્રષ્ટિથી બાહ્ય પ્રદેશમાં એકજ રીતે કામ કરી શકે, તેને માનવો ન જોઇએ પરંતુ આત્મોન્નતિમાં એકજ સપાટીએ રહી, એક બીજાનાં પૂરક બની, જીવન પ્રવાહમાં વ્હેવું તે ગણવો જોઇએ.

આવી રીતે ઉચ્ચ કેળવણી સ્ત્રી પુરૂષોની પ્રજોત્પાદન શકિત ઓછી હોવાનું કારણ નથી. પુરૂષનીજ રીતિએ સ્ત્રીને કે સ્ત્રીની રીતિએ પુરૂષને કેળવણી અપાય તે એક બીજાના શારીરિક બંધારણ તેમજ રચનાને પ્રતિકુળ હોવાથી, શારીરિક શકિતઓને પ્રતિકુળ થાય અને શારીરિક શકિત ઉપર પ્રતિકુળ સંયોગો અસર કરે એટલે પ્રજોત્પાદન શકિત ઓછી થાય.

માટેજ એકલક્ષ્યગામી પણ જુદા રસ્તા વાળી કેળવણી સ્ત્રી પુરૂષને અપાવી જોઇએ. જુદાં જુદાં વાદ્યોના વિવિધ સુર જ્યારે વાદ્યોને વિધ વિધ કળાથી વગાડાય ત્યારેજ, પ્રકૃતિએ વિસંવાદી છતાં, સંવાદી બને. જીંદગીમાં સ્ત્રી અને પુરૂષ, કેળવણીની બાબતમાં, એકજ વાદ્યના બે તાર નહિ પણ જૂદાં જૂદાં બે વાદ્યના તાર સમાન છે માટે તેમને એક સુરી બનાવવા કળાકારની કળા બન્ને માટે જુદી જુદી છતાં એટલીજ નિપુણ હોવી જોઇએ.

,Somnambulist.'

# લાજ.

મને એમ લાગ્યું કે વિશાળ હૉલમાં બેઠો બેઠો હું નીચેનું ભાષણ સાંભળું છું—

કહેવાતાં ઉચ્ચ વર્ણના હિંદુ સમાજની કૌટુંબિક ઘટનાઓમાં દરેક વ્યક્તિને દુઃખનો કંઇ પાર હોતો નથી; પણ વહુવારૂને જે અનેક દુઃખો સહેવાં પડે છે તેમાંથી ઘણા દુઃખોનુ મુખ્ય કારણ આપણો "લાજનોરિવાજ" છે.

જો લાજ કાઢવાનો રિવાજ ન હોત તો અમુક જાતનાં દુઃખો તો અત્યારે નજ હોત. જ્યાં લાજ કાઢતાં નથી ત્યાં પણ ક્યાંક સાસરાંનાં મોટેરાં સાથે વાત ન કરવાનો, ક્યાંક તેઓની શરમ કરવાનો અને ક્યાક તેની આડે ન ઉતરવાનો રિવાજ છે. ત્યાં પણ દુઃખતો ખરૂં: પણ પ્રમાણમાં એટલું ઓછું દુઃખછે.

બ્હેનો અને ભાઇઓ ! આ રિવાજ કેમ પડયો હશે એ બતાવવા મારી પાસે સપ્રમાણ કારણો નથી. પણ વિચાર કરતાં લાગે છે કે અસલના વખતમાં એટલે કે મુસલમાનો હિંદુસ્થાનમાં આવ્યા મોર, એટલે લગભગ ઇ.સ. ૧૦૦૦) પહેલાતો લાજ કાઢવાનો રિવાજ કે સાસરાંનાં માણસોની શરમ કરવાનો રિવાજ આપણામાં નહોતો૧

---

* ૧ ભાર્યાધિકરણમાં કામસૂત્રમાં લખેલ છે કેઃ—

नायकमित्राणां च स्रगनुलेपनताम्बूलदानैः पूजनं न्यायतः । श्वश्रुश्वसुरपरिचर्या तत्पारतल्यमनु-तरवादिता परिमिताप्रचण्डाला पकरणमनुच्चैर्हासः ।

"નાયકના (વરના) મિત્રનું રીત પ્રમાણે, માળા, લેપ, તાંબુલ વગેરેથી પુજન કરવું (વહુએ) સાસુસસરાની સેવા (કરી) તેને આધીન (રહી) સામો જવાબ ન દેવો. તેમની પાસે પ્રમાણસર બહુ તાણીને નહિં એમ વાત કરવી અને હળવેથી હસવું."

વાત્સ્યાયનનું કા. સૂ. પૃ. ૨૩૯.

આ ઉપરથી લાજ કાઢવાનો રિવાજ વાત્સ્યાયનને વખતે એટલે લગભગ ઇ. સ. ના પહેલા સૈકામાં ન્હોતો એ તરત સમજાશે.

—તંત્રી.

આ વિચારને પુષ્ટિ આપનારા દાખલાઓ પુરાણુ ઇતિહાસમાંથી મળી આવે છે. મુસલમાનો આવ્યા અને રિવાજ આસ્તે આસ્તે દાખલ થયો કારણુ કે તેઓમાં બુરખો અને ઓઝલનો રિવાજ ધાર્મિક ફરજ તરીકે છે. જ્યાં મુસલમાનોનું જોર વધારે જામ્યું ત્યાં તે રિવાજે ઉંડાં મુળ ઘાલ્યાં અને જ્યાં મુસલમાનની અસર નહિજેવીજ અગર મુદલ નહિ ત્યાં તે રિવાજ દાખલ ન થયો. આ વાતની સત્યતા અત્યારે પણ ઇતિહાસ ભૂગોળના સાધારણ જ્ઞાન વાળો શખ્સ પણ જોઇ શકશે.

ઉપર જણાવ્યા પ્રમાણે મારૂં માનવું છે કે "પડદો" એટલે "લાજ" નો રિવાજ મુસલમાનો ધર્મ અનુસાર માને છે અને તેથી તેઓ "પડદો" પાળેછે જો કે, મેં કહ્યું તેમ, મને કાંઇ શાસ્ત્રીય રીતે માલુમ નથી પણ અટકળ એમ થાય છે કે તેઓમા પણ પેગમ્બર સાહેબની પહેલાં "પડદા" નો રિવાજ નહિ હોય. પણ જ્યારથી પેગમ્બર સાહેબે સુન્નતનો રિવાજ દાખલ કર્યો તે પછી તરતજ આ રિવાજ દાખલ કરવાની જરૂર તેઓ સાહેબને જણાણી હશે. કેમકે મારા મત પ્રમાણે સુન્નત કરવાથી મનુષ્યની અમુક પ્રકારની લાગણી—મનોદશા—નેધકકો Rude shock લાગે છે અને પરિણામે પુરૂષ જરા ઓછો સંયમી અને વધારે આવેશ વાળો impulsive થઇ જાય છે. આથી કરીને અનુભવથી તે વખતે સમજાયું હશે કે ઓછા સંયમી, અને આવેશ વાળા પુરૂષોને ઉશ્કેરવાના પ્રસંગ જેમ બને તેમ ઓછા આવે તો ઠીક અને તેથી સ્ત્રીઓએ પોતાનો ચહેરો છુપાવવો એવીફરજ નાખવામાં આવી હશે.

અસ્તુ; ગમેતેમ હો પણ તેઓનો આ રિવાજ જ્યાં જ્યાં તેઓનું જોર જામ્યું ત્યાં ત્યાં દાખલ થયો, કેમકે તેઓ રાજકર્તા પ્રજા થવાથી અન્ય લોકો તેને અનુસરે એ કુદરતી છે. વળી સુન્નતના પ્રભાવથી તેઓનોસ્વભાવ ઉપર જણાવ્યા પ્રમાણેનો હોવાથી પણ સ્ત્રીજન' અને તેમાં પણ છતાએલી પ્રજાનાં સ્ત્રીજન, ખુલ્લે મોઢે ચાલે તો સહી સલામત ન રહે; આ બંને કારણોને લઇને અને ખાસતો આ બીજાં કારણે કરીને "પડદા" નો (લાજ કાઢવાનો) રિવાજ હિંદુ સમાજમાં, સ્ત્રી તથા પુરૂષ બંનેની સંમતિથી દાખલ થયો. આ રીતે આ રિવાજ, રાજકર્તા કોમ ( મુસલમાન ) ની સ્ત્રીઓ તરફની આવી મનોદશાની, સામે થવાની અશક્તિ ને લઇને હિંદુઓએ

પોતાનામાં દાખલ કર્યો, પણ તેની સાથે તે રિવાજ નહોતો અને દાખલ કર્યો તેના બચાવમાં કાંઇ ઉપર દર્શાવેલી મુસલમાનોની મનોદશા "કારણ" તરીકે મુસલમાનોનાજ રાજ્યમાં હિંદુઓથી જાહેર કરી શકાય નહિ તેથી તે વખતના ડાહ્યા, હિંદુઓએ " પડદો રાખવો તે ખાનદાનીની નિશાની છે " એમ જાહેર કર્યું, અને વખત જતાં સમાજના મનમાં તે વાત દ્રઢ પણ થઇ ગઇ. પછીતો જ્યાં ખાનદાનીની વાત આવી એટલે ખાનદાનમાં ગણાવું કોને ન ગમે ? બધાંજ ખાનદાન થયાં અને લાજ કાઢી મુસલમાન અમલદારની લાજ કઢાય તેનો અર્થ તે વખતના ડાહ્યા હિંદુઓ મુસલમાનોને એમ સમજાવવા લાગ્યા હશે કે મોટા માણસની લાજ કાઢવી તે તો તેની આબરૂ વધારવા જેવું છે. અને પછી વખત જતાં જેઓ મોટાં અને મોભાદાર તે બધાંની લાજ કાઢવાની રૂઢી દાખલ થઇ. આમ જે વાત બ છુટકે કરવી પડી તેજ વાત ઉચ્ચ, ખાનદાનીયતની નીશાની તરીકે સભ્યતાની ગણતરીમાં ગણાવા લાગી.

પછી તો જેમ વખત જતો ગયો તેમ તેમ લોકો તેનો ગેરલાભ પણ લેવા લાગ્યા. અને પોતાના ફાયદા અને મતલબ માટે મોટી સ્ત્રીઓ નાની સ્ત્રી પાસે ચીવટથી લાજનો રીવાજ પળાવા લાગી. આમ આ રીવાજ મુળ ઘાલી બેઠો છે એમ મારી અટકળ છે

બહેનો ! ગમે તે કારણે લાજનો રીવાજ પડયો હોય પણ એ વાત ચોકસ છે કે આગળના વખતમાં આપણામાં તે રીવાજ મુદ્દલ નહોતો અને બીજી વાત એ કે અત્યારે આ રિવાજથી આપણો સંસાર દુઃખદ થઇ રહ્યો છે.

અત્યારે પણ જુઓ કે લાજથી કેટલું દુઃખ પડે છે. પહેલાં તો જે છોકરીને કાંઇ ભાન પણ નહોય તેનું સગપણ જો થયું તોપછી તરતજ તેના પાસે લાજ કઢાવાશે આથી કરીને છોકરીને સાસરાં અને વગરેિ વિશે નાનપણમાંજ વિચાર આવે છે. બીજું ઘડી ઘડીની ફીકર પેસે છે કે રખેને કોઇ આવશે ને મારાથી લાજ નહિ કઢાય તો ? આમ ચિંતા અને ખટકો પેસે.છે. વળી કપડું ઘસાય, વાળ ઘસાય, તે જુદું.

વળી બરાબર મોઢું કે વાળ સારાં અને સરખાં વ્યવસ્થિત રાખવાની ચીવટ ઓછી થાય કેમકે મોટેરાં અને અને પારકાંને જોઇ જવાનો પ્રસંગ મળેજ નહિ કે કોઈ ટીકા કરે, કારણ કે તેઓની લાજ કાઢવાની હોય આથી કરી જેટલી સ્વચ્છતા રાખવી જોઇએ તેટલી કાળજી રહેતી નથી. લાજ કાઢે તેનાથી અવાજ તો કેમજ સંભળાવાય. આથી થાય છે એમ કે અમુક પ્રસંગે લાજ

કાઢતી સ્ત્રીની વર્તણુંકને બીજી પ્રજા અવિવેક ગણે છે અને આપણે હિંદુસ્થાનીઓ નાહકના વગોવાઇએ છીયે. જેમકે આપણે ઘેર કોઇ આવે અને બાઇ એકલીજ હોય અને લાજ કાઢતી હોયતો આવનાર માણસને જવાબ પણ ન મળે કે "ઘેર નથી" તો પછી બેસવાનું કે વિવેકસર પાણી પીવાનું કે તેનાં નામઠામનું તો પુછાયજ શેનું. તેથી તે બીચારાને જેવો આવ્યો તેવોજ કંઇ પણ જાણ્યા વિના ભીંત સામું માથું પછાડીને જવું પડે છે. રસ્તામાં પણ લાજ કાઢવી પડે તેથી પુરતું નીરખીને જોવાની ટેવ પણ પડે નહિ તેથી નિરિક્ષણ શકિત ખીલતી નથી. ઘણીવાર તો ખાસ જ્ઞાન વધે એવા જગ્યા એ એટલા સરજ જવાનું થાય છે પણ આ દુષ્ટ રીવાજને લઇને તેનો પણ લાભ મળે નહિ. જેમકે પ્રદર્શન જોવા જવું. લાજનો રીવાજ હોય એટલે સૌ સાથે બેસીને જોવા બોલવાનો લાભ તો ન મળે (જોવા બોલવાથી સામાન્ય જ્ઞાન ખીલે છે તે વાતતો સૌ કોઇ કબુલ કરે છે) પણ ત્યાં મુગાં મુગાં પણ બેસી શકાય નહિ કેમકે લાજ કાઢીને મુગાં બેસવું તેજ અસભ્યતા ગણાય છે એટલુંજ નહિ પણ લાજ કાઢીને મુંગા બેસી રહેવું કોને ગમે તેથી નેણી ઉઠીને ચાલતી થાય છે; આથી કરીને સાંભળવાથી જે જ્ઞાન મળે તે પણ ન મળે. ભાષણ કે લેકચરમાં તો જવાય કયાંથી ?

જયારે સ્ત્રી સંસારમા વહુ તરીકે હોયછે ત્યાંતો તેના આ રીવાજને લઇને પુરા ભોગ મળે છે. સાસુ મરજી પડે તેમ વહુના વાંક, સાચા—ખોટા, પોતાને જણાય તેવા, પોતાના વરને અને દીકરાને કહે. વહુ બિચારી ઘરમાં બેઠી બેઠી સાંભળતી હોય કે સાસુજી સાવ ખોટું કહે છે તોપણ લાજને લઇને બહાર આવીને ખરું સમજાવી શકિત નથી, વળી વહુનો વર જ્યારે રાતે વહુને મળે (વચમાં દીવસનું તો મળવાનું મોટાં કુટુંબમાં—લાજના રીવાજને લઇને બનેજ નહિ) ત્યારે વળી બપોરે સાસુએ કહેલા વાંક, વહુજી વરને સમજાવે કે આમ નહિ ને આમ હતું " ત્યારે જો વર સમજે તો પાછો પોતે બીજે દીવસે પોતાની માને કહી શકે નહિ કે " તારી વાત સમજ ફેરની હતી " કારણ કે લાજનું નાતરું, છતાં પણ જો કદાચ કહે તો તે વખતે